થઇ હતી. આ કથામાં કુલ્પરૂપ અને તેના પિતા વિશ્વરૂમનું પવિત્ર જીવન, કુલ્પરૂપની સાધ્વી સ્ત્રીની પતિસેવા, અને છેવટે છંછેડાએલા વિશ્વરૂપની વૈરાધતા બહુજ ઉપદેશક પ્રસંગો પૂરા પાડે છે. કથા અત્યંત રસિક છે અને તેમાં સુંદર ચિત્રો પણ આપેલાં છે. આસામના ઇતિહાસની નવલકથા ગુજરાતી ભાષામાં પહેલવહેલીજ છે. પૃષ્ઠ લગભગ ૧૫૦, ઉંચા કાગળ. સુંદર પાકું પૂંઠું. મૂલ્ય ૧૪ આના. સુંદર ફોટોગ્રાફિક ચિત્રો.

# અલાઉદ્દીનનો ઉદય.

## સચિત્ર ઐતિહાસિક નવલકથા.

દિલ્હીનો સુપ્રસિદ્ધ પાદશાહ અલાઉદ્દીન કપટથી પોતાના કાકા જલાલુદ્દીનને મારીને કેવી રીતે પાદશાહ થયો અને પાદશાહ થયા પછી જલાલુદ્દીનના બન્ને દીકરાની કેવી નિર્દયતાથી આંખો ફોડી નાંખી તેનું આબેહુબ ચિત્ર આ નવલકથામાં આલેખાયલું છે. આર્ય સન્નારીઓના શિયળનું રક્ષણ કરવા માટે તે વખતના રજપૂત રાજાઓ પોતાનો કેવો આત્મભોગ આપતા અને આર્યમહિલાઓ પણ પોતાના પાતિવ્રત્યનું રક્ષણ કરવા માટે કેવાં ભયંકર દુઃખો સહન કરતી હતી, તેનું વર્ણન આ નવલકથામાં કરવામાં આવ્યું છે. એક કિશોર વયની બાલિકા પોતાનું વૈર વાળવા જે અદ્ભુત ચતરાઇ વાપરે છે તે પ્રસંગ વાંચતાં વાંચકનું મનરંજન થઇ જાય છે. ઉત્તમ કાગળ, ઉત્તમ છપાઇ, સુંદર ચિત્રો અને પૃષ્ઠ સંખ્યા ૨૭૫ ઉપરાંત. પાકું રૂપેરી પૂંઠું, કિ. રૂ. ૨-૦-૦.

નંદનવનની

# ચમત્કારિક ગુફા.

## ભાગ ૧ લો.

રેનોલ્ડ્ઝ કૃત નવલકથા 'લયલા'ને આધારે લખાયેલી

**અતિશય મનોરંજક નવલકથા.**

પ્રયોજક

**ચંદુલાલ જેઠાલાલ વ્યાસ.**

વિરમગામ.

પ્રકાશક

**પુંજાલાલ ભગવાનદાસ પારેખ.**

વઢવાણ સીટી.

સંવત ૧૯૭૫ ઈ. સ. ૧૯૧૯

પ્રથમાવૃત્તિ પ્રત ૧૧૦૦



મૂલ્ય રૂ. ૨.

# અર્પણ પત્રિકા.

શેઠ ઉજમશી રઘુભાઇને

સ્નેહભાવે સમર્પણ.

પ્રકાશક.

# આ પુસ્તક મળવાનાં સ્થળો.



પુંજાલાલ ભગવાન પારેખ—વઢવાણ સીટી.

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, ત્રણ દરવાજા—અમદાવાદ.

એન. એમ. ત્રિપાઠી, કાલબાદેવી રોડ—મુંબઈ.

મેઘજી હીરજીની કંપની, પાયધુની—મુંબઈ.

અંબાલાલ દામોદર શુકલ, નાનાલાલ મારફત—વઢવાણ કેમ્પ.

જીવનલાલ અમરશી મહેતા, પીરમસા રોડ—અમદાવાદ.

કુચરાભાઈ વનમાળી પટેલ, મોટી હમામ—અમદાવાદ.

કુંવરજી ભીખાભાઇ, નાગર પોળ—ભાવનગર.

અને બીજા જાણીતા બુકસેલરો.



# પ્રકાશકનું નિવેદન.

બંગાળી ભાષા ઉપરથી લખાએલી બે નવલકથાઓ પ્રસિદ્ધ કર્યા પછી અંગ્રેજી ઉપરથી લખાએલી આ ત્રીજી નવલકથા મારા તરફથી પ્રસિદ્ધ થાય છે. યુદ્ધ સમાપ્ત થયું છે પરન્તુ પુસ્તકપ્રકાશકોને તો તે સમાપ્તિથી કાંઇ જ લાભ કે નુકસાન તત્કાળમાં થવા પામ્યાં નથી, કારણ કે કાગળ, છપાઇ વગેરેના જે આકરા ભાવો યુદ્ધ દર્મિયાન રહેલા હતા તેજ હજી સુધી ચાલુ રહ્યા છે. તેમ છતાં પુસ્તકો પ્રસિદ્ધ કરવાનો મારો ઉત્સાહ ગ્રાહકોએ ટકાવી રાખ્યો છે તે માટે હું તેઓનો ખરેખર આભારી છું.

અત્યારસુધી મારા તરફથી બહાર પડેલાં પુસ્તકો માત્ર અનુવાદ કે ભાષાન્તરરૂપ છે તેમજ નવલકથાનાં છે. આ એકજ ક્ષેત્રમાં ઘુમવાની મારી ઇચ્છા નથી પરન્તુ સ્વતંત્ર રીતે લખાએલી નવલકથાઓ તેમજ અન્ય વિષયોનાં પુસ્તકો પ્રસિદ્ધ કરવાની ધારણા છે, અને તે માટેનોજ પ્રયાસ હું ચાલુ રાખું છું. પુસ્તકપ્રકાશકોનો ઘણો આધાર લેખકો ઉપર રહેલો છે અને જ્યાંસુધી લેખકો પોતેજ એકલાં ભાષાંતરો પાછળ મંડયા રહે ત્યાંસુધી કેવળ નવીન સાહિત્ય પ્રસિદ્ધ કર્યાની પુસ્તકપ્રકાશકોની આશાલતાને ફળ આવવાની સંભાવના ઓછીજ રાખી શકાશે. બંગાળી ભાષામાંથી ગુજરાતી ભાષામાં હાલમાં અનેક ભાષાંતરો થવા લાગ્યાં છે અને જે પુસ્તકો પ્રસિદ્ધ થતાં જોવામાં આવે છે તેમાં સેંકડે ૧૦ ટકા જેટલાં પણ સ્વતંત્ર પુસ્તકો માલુમ પડતાં નથી. આ રીતે ગુજરાતી ભાષાનું સાહિત્ય ગમે તેટલું વધે છતાં ગુજરાતી પ્રજાની સર્ગશક્તિના સંબંધમાં તો તે સાહિત્ય

કેવળ પામરજ લેખાશે. આપણે ત્યાં લેખનનાજ વ્યવસાયી વિદ્વાનો આંગળીને વેઢે ગણી શકાય તેટલા છે. અન્ય વ્યવસાયવાળા પણ ગ્રંથ-લેખન તરફ અભિરૂચિ ધરાવનારા જેઓ છે તેઓ પણ એટલું થોડું લખે છે કે ગુજરાતી પ્રજાના વાંચનના શોખને તેથી તૃપ્ત કરી શકાય તેમ નથી, એમ કેટલાક ગ્રંથપ્રકાશકોને અનુભવસિદ્ધ થયું છે. જે થોડા લેખનના વ્યવસાયવાળા છે તેમાંના મોટા ભાગના તો પરભાષાજીવી છે; એટલે જ્યાંસુધી લેખકો પોતેજ આગળ વધીને કેવળ નવું–ઇતિહાસ, સમાજ, સંસાર, ધર્મ, નીતિ ઇત્યાદિ ઉપર નવો પ્રકાશ પાડી ભૂત તથા વર્તમાનના દર્શનથી ગુર્જર પ્રજાને ઉચ્ચાશય તથા નવચૈતન્ય તરફ દોરનારૂં–સાહિત્ય ઉત્પન્ન કરવાની ઇચ્છા રાખશે નહિ, ત્યાંસુધી ગ્રંથ પ્રકાશકો પણ સાહિત્યને કેવળ પામર રહેવા દેવાના દોષભાગી તો લેખાશેજ.

રા. ચંદુલાલની લેખિની ઉપર મને પ્રેમ છે. તેમની ભાષાની સરળતાને હું ખાસ કરીને વખાણું છું. બીજા કેટલાક લેખકોની કૃત્રિમ અને ક્લીષ્ટ ભાષા કે જે પરભાષાના અનુવાદને કારણે સામાન્ય ગુજરાતી પ્રજાને માટે અસરલ બની જવા પામી હોય છે, જે ખાસ કરીને નવલકથાની ભાષા તો હોવીજ જોઇતી નથી, તે કરતાં રા. ચંદુલાલની ભાષા કેવી રીતે જુદી પડે છે તે જોવાનું હુ વાચકોનેજ સોંપું છું. રા. ચંદુલાલે લખેલી તદ્દન સ્વતંત્ર નવલકથાઓ પ્રસિદ્ધ કરવાને હું ભાગ્યશાળી થાઉં, એવી આશા સાથેજ આ ટૂંક નિવેદનને હું પૂરૂં કરૂં છું.

વઢવાણ સીટી.
તા. ૧–૧–૧૯૧૯.

પુંજાલાલ ભગવાનદાસ પારેખ.

# પ્રસ્તાવના.

લગભગ આખી દુનિયામાં સારી વિખ્યાતિને પામેલા સમર્થ અંગ્રેજ નવલકથાકાર રેનોલ્ડઝના નામથી કોઈ ભાગ્યે જ અપરિચિત હશે. તેની કેટલીક નવલકથાઓ ગુજરાતીમાં પણ અનુવાદિત થઇ છે અને થતી જાય છે. એની અમુક નવલકથાઓને લીધે જનસમાજના એક વર્ગનો એના ઉપર એવો આક્ષેપ છે કે તે એક અસભ્ય અને અનાચારવર્ધક લેખક હતો. વસ્તુતઃ એ આક્ષેપ અતિશયોક્તિભર્યો કિંવા કાંઇ અસૂયાથી ઉત્પન્ન થએલો છે એમ તેની તમામ નવલકથાઓ વાંચ્યા પછી જણાઇ આવ્યા સિવાય રહેશે નહિ. જનસ્વભાવના વૈવિધ્ય અને વૈચિત્ર્યને વાચકો સમક્ષ રજુ કરવું એજ તેનો નવલકથા લખવામાં મુખ્ય ઉદ્દેશ હોય એમ લાગે છે. લોકવૃત્તિને અનુકૂળ સાહિત્ય પૂરૂં પાડીને લોકપ્રિયતા પ્રાપ્ત કરવાનો એનો હેતુ હતો, એમ કહેવા કરતાં લોકરૂચિને ઉચ્ચગામી બનાવવાને સદસદ્ પ્રસંગો જુદી જુદી વાર્ત્તાઓ દ્વારા માર્મિક પરંતુ મનોરંજની ભાષામાં તેણે ચિતર્યા છે, એમ કહેવું એજ વધુ યોગ્ય ગણાય. જો એવાજ પ્રસંગોની ચર્ચા તેણે જુદા જુદા નિબંધો દ્વારા કરી હોત તો જેઓ તેને વખોડે છે તેઓ પણ તેના સ્તુત્ય હેતુની પ્રશંસા કર્યા વિના રહ્યા હોત નહિ. પરંતુ એથી તેનો હેતુ સર્વાંશે સિદ્ધ ન થાત. જનસમાજનો સામાન્ય વર્ગ તેના નિબંધોમાં રસ લેત નહિ—તે વાંચવાની પણ દરકાર કરત નહિ. જો મનોવૃત્તિને ઉશ્કેરાવા દીધા સિવાય તેની એક એક વાર્ત્તા વાંચવામાં આવે તો તે દરેકે દરેક વાર્ત્તા એક ઉત્તમ નિબંધની ગરજ સારે તેવી છે. તેની

નવલકથાઓએ ઈંગ્લાંડની–કાંઈક અંશે યુરોપની પ્રજાના સામાજીક, નૈતિક, અને રાજકીય જીવન ઉપર જે કાંઇ અસર નિપજાવી છે અને તેઓ જે કાંઇ નિપજાવશે, તેવું કાર્ય અન્ય નવલકથાકારોની લેખિનીથી બની શકશે કે કેમ તે એક પ્રશ્નજ રહેશે. તેની નવલકથાઓમાં ગરીબો અને અસહાય માનવબંધુઓ પ્રત્યેની તેની દયાર્દ્રતા ઉછાળા મારી રહેલી દૃષ્ટિગોચર થાય છે. રાજ્યકારસ્થાનીઓની કપટપટુતા તેના ચિત્તને ક્રુદ્ધ બનાવી મેલે છે. વ્યાપારીઓની સ્વાર્થાંધતા સામેનો તેનો તિરસ્કાર સખ્ત ભાષામાં પ્રકટી નિકળે છે. રાજ્યદ્વારી ખટપટો પ્રત્યેનો તેનો કંટાળો સ્પષ્ટ જણાઇ આવે છે. ધર્મને નામે ધતિંગ ચલાવનારાઓને તે પોતાના તેજી ચાબુકના સખ્ત ફટકાનો સ્વાદ સારી રીતે ચખાડે છે. તેની એક પણ નવલકથા એવી નથી કે જેમાંથી સદ્બોધની પ્રાપ્તિ ન થાય, તેની એક પણ નવલકથા એવી નથી કે જે વાચકોને અનાચારને માર્ગે ચડાવવામાંજ ઉત્તેજક નિવડે. જેઓ અંગ્રેજી ભાષા સારી રીતે વાંચી સમજી શકતા હોય તેઓ તેની સર્વ નવલકથાઓ વાંચવાનો શ્રમ લેશે એવી મારી તેમને ભલામણ છે; અને મને આશા છે કે તે પછી તેમને મારા કથનની પ્રતીતિ થયા સિવાય રહેશે નહિ.

પરંતુ અંગ્રેજી ભાષાનું જ્ઞાન નહિ ધરાવનારાઓને તો તે નવલકથાઓના ગુજરાતી અનુવાદ કે ભાષાંતર ઉપર આધાર રાખ્યા વિના છૂટકો નથી. રેનોલ્ડઝની સર્વ નવલકથાઓ ગુજરાતીમાં અનુવાદિત થાય એવી ઇચ્છા ઘણાં વર્ષો થયાં મારા મનમાં રમમાણ થયા કરતી હતી. તેની બે ત્રણ નવલકથાઓ પારસીબંધુઓએ ગુજરાતીમાં અનુવાદિત કરેલી મારા વાંચવામાં આવી હતી, પરંતુ તેમની

પારસી શૈલી અને તેમાંનાં પારસી પાત્રોને લીધે ગુજરાતી જાણુના-રાના મોટા ભાગને તેમાં રસ પડે તેમ નહોતું. એથી કોઈ ગુજરાતી બંધુને હસ્તે તે કાર્ય થાય એમ હું ઇચ્છતો હતો. એવામાં મારા સ્નેહી રા. ચુનીલાલ વર્ધમાન શાહ તરફથી 'બ્રોન્ઝ સ્ટેચ્યુ'નો 'પિશાચ–મંદિર' રૂપે થયેલો અનુવાદ મારા જોવામાં આવ્યો. તત્ પશ્ચાત્ પણ તેના 'ફ્રોસ્ટ,' 'કેનેથ' આદિના અનુવાદો અમદાવાદના પ્રસિદ્ધ બૂકસેલર સ્વ. મહાદેવ રામચંદ્ર જાગુષ્ટેના સાહસિક પુત્ર રા. ગોવિંદરાવ તરફથી પ્રકટ કરવામાં આવ્યાનું જાણવામાં આવ્યું છે. તદુપરાંત રેનોલ્ડઝની અન્ય નવલકથાઓના અનુવાદો પ્રકટ કરવાની પણ તેમણે પોતાની ઇચ્છા દર્શાવી છે. આ કાર્યથી તેમણે ગુજરાતી સાહિત્યની સેવા બજાવવા સાથે ગુજરાતી જન-સમાજના ચારિત્ર્યના વિકાસને આવશ્યક ઉત્તેજન આપ્યું છે.

મારો પોતાનો પણ રેનોલ્ડઝની એકાદ બે નવલકથાને મારી પ્રિય ભાષા–ગુજરાતી ગીરામાં અનુવાદિત કરવાનો ઇરાદો હતો. તે ઇરાદાને મારા એક સ્નેહી રા. પુંજાલાલ ભગવાનદાસ પારેખ તરફથી પુષ્ટિ મળી. સારાં સારાં પુસ્તકો પ્રકટ કરીને તેનો બની શકતા સોંઘા ભાવે જનસમાજમાં બહોળો પ્રચાર કરવાનો તેમનો વિચાર તેમણે મને જણાવ્યો. તેમણે વઢવાણ શહેરમાં પુસ્તકો પ્રકટ કરવાનું અને વેચવાનું ખાતું ખોલ્યું. મેં રેનોલ્ડઝની 'લયલા અથવા સ્ટાર ઓફ મિંગરેલીયા' નામક કથાને અનુવાદ માટે પસંદ કરી, જે આજે હું ભાઇ પુંજાલાલની સહાયતાથી વાચકોની સન્મુખ રજુ કરવાને શક્તિમાન્ થયો છું. આ નવલકથા ઇંગ્લાંડ, અમેરિકા અને દુનિયાના અન્ય ભાગોમાં બહુજ પ્રખ્યાતિને પામેલી

છે. તેની અંગ્રેજી ઉપરાંત અન્ય ભાષાઓમાં પણ અનેકાનેક આવૃત્તિઓ થએલી છે. મારા જાણવા મુજબ આપણી ભાષામાં આ તેનો પ્રથમ અનુવાદ છે અને તે ગુર્જર વાચકોના આદરને પાત્ર નિવડશે એવી મારી ખાત્રી છે.

રેનોલ્ડઝે આ નવલકથામાં રશીયા અને તુર્કીની સરહદ ઉપરના કોકેસસ પર્વતની આસપાસના પ્રદેશને ચિતર્યો છે અને વાર્તાનો સમય ઓગણીશમા સૈકાના મધ્યકાળનો રાખ્યો છે. હું તે સમયને આજથી ત્રણસો વર્ષ ઉપર લઇ ગયો છું. સ્થળને માટે મેં માળવા પ્રાંતને પસંદ કર્યો છે. મૂળ નવલકથાના પાત્રો ઇસ્લામી અને ખ્રિસ્તી છે. આ અનુવાદમાં હિંદુ અને ઇસ્લામીઓને રજુ કર્યા છે. ઐતિહાસિક અને ભૌગોલિક દ્રષ્ટિએ અનુવાદ કરવામાં ભૂલ થવા ન પામે તે માટે બની શકતી સાવચેતી લીધી છે; અને વળી જે પ્રદેશને ચિતરવાનો મેં પ્રયાસ કરેલો છે તે નજરે જોવાનો પ્રસંગ મને પ્રાપ્ત થયેલો હોવાથી પ્રસંગોપાત વર્ણનોમાં વિશેષ સાનુકૂળતા થઇ છે. આ નવલકથાના ગુણ દોષના વિવેચનમાં ઉતરવાની મને અગત્ય જણાતી નથી: તે કાર્ય મુખ્યત્વે કરીને વાચકોનું છે. તદપિ શિષ્ટાચારને અનુસરીને એટલું લખવું અત્ર ઉચિત છે કે જો આ અનુવાદમાં કાંઈ પણ રસિકતા, કાંઈ પણ રમ્યતા, કાંઈ પણ મનોરંજકતા, કાંઇ પણ ચમત્કારિકતા જણાય તો એ તેના મૂળ લેખકની પ્રતિભાશાળી કૃતિને આભારી છે, જ્યારે કાંઇ પણ ક્ષુલ્લકતા, કાંઇ પણ અપ્રાસંગિકતા અને કાંઇ પણ અનુચિતતા દ્રશ્યમાન્ થાય તો એ દોષ મારી અનુવાદક શક્તિની અપૂર્ણતાનો છે. અનુવાદની ભાષાને જેમ અને તેમ સરલ બનાવવાનો પ્રયત્ન મેં કર્યો છે. જોડણીના વિષયમાં

કોઈક સ્વતંત્રતા લીધી છે અને કોઈ કોઈ સ્થળે અમુક શબ્દોમાં જોડણીનો નિયમ એક સરખી રીતે જળવાઇ શક્યો નથી એમ પણ પાછળથી જોવામાં આવ્યું છે. પરંતુ એથી અર્થને હાનિ પહોંચે કિંવા વાચકને કંટાળો આવે એવું નહિ લાગવાથી શુદ્ધિપત્ર જોડવાની આવશ્યકતા ધારી નથી.

આ અનુવાદ ઘણો વહેલો પ્રકટ થવો જોઇતો હતો; પરંતુ જે કાંઇ ઢીલ થઇ છે તે કાંઇક અંશે મારા પ્રમાદને અને કાંઇક અંશે મનોવ્યગ્રતાને આભારી છે. તેના દ્વિતીય ભાગને એટલી ઢીલ નહિ થાય એવી આશા છે. છેવટે આ નવલકથાના પ્રકાશક ભાઈ પુંજાલાલે આ નવલકથા પ્રકટ કરી તેટલા માટે નહિ, પરંતુ તેમણે સોંઘા ભાવે સારાં પુસ્તકોનો ગુર્જર બંધુઓમાં બહોળો પ્રચાર કરવાનું પ્રશંસનીય સાહસ ઉપાડયું છે તે માટે અભિનંદન આપતાં તે પોતાના કાર્યક્ષેત્રને વિસ્તારવાને શક્તિમાન્ થાય એવી આશા રાખું છું.

માગશર શુદી બીજ સં. ૧૯૭૫.<br>
તા. ૬-૧૨-૧૯૧૮,<br>
ગુરુવાર.

પ્રયોજક.



# કામરૂદેશની કુટિલ કામિની.

## ( સચિત્ર ડિટેકટીવ વાર્તા. )

### લેખક—ચુનીલાલ વર્ધમાન શાહ.

'જુમેલિયા નામની જાદુઈ વિદ્યા જાણનારી કામરૂ દેશની કુટિલ કામિની ખૂનો કરીને એક બાળાની સઘળી મીલકત પચાવી પાડે છે અને દેવેન્દ્રવિજય નામનો ચતુર ડિટેકટીવ અમલદાર તેની તપાસમાં ફરે છે. 'જુમેલિયા' દેવેન્દ્રને હંફાવે છે અને તેને આપત્તિમાં ફસાવવાને અનેક પ્રયત્નો કરે છે પરન્તુ તે તેમાં ફસાતો નથી. જુમેલિયા કે જેનું બનાવટી નામ મનોરમા છે તે આત્મઘાત કરે છે. તેને કબરમાં દાટવામાં આવે છે; પરન્તુ પુનઃ તેમાંથી તે જીવતી થાય છે અને ઘણા માણસોનાં ખૂન કરે છે! છતાં દેવેન્દ્ર પોતાની ખંત અને બહાદુરીથી તેને મારી નાંખે છે અને નામ મેળવે છે. આખી વાર્તા ચમત્કારોથી ભરપૂર છે અને વાંચનાર પ્રકરણે પ્રકરણે અજાયબીમાં ગરક બની જાય છે. વાર્તાના કેટલાક પ્રસંગોનાં ફોટોગ્રાફિક ચિત્રો ચતુર આર્ટિસ્ટને હાથે તૈયાર કરાવીને ખાસ આપવામાં આવ્યાં છે. પૃષ્ઠ ૨૫૦, ફોટોગ્રાફિક સુંદર ચિત્રો, પાકું પુઠું, મૂલ્ય રૂ. ૧। વી. પી. પોસ્ટેજ ૩ આના.

પુંજાલાલ ભગવાનદાસ પારેખ.
વઢવાણ સીટી.

# અનુક્રમણિકા.

# નંદનવનની ચમત્કારિક ગુફા.

## ભાગ ૧ લો.

### પ્રકરણ ૧ લું.

#### લુટારાનો નાયક.

વિંધ્યાચળ પર્વત જેણે જોયો હશે, ખંડવાથી ઇંદોર તરફ જતી બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેની નાની ગાડીમાં મુસાફરી કરતાં માર્ગમાં પતીતપાવની નર્મદા નદીનાં દર્શન જેણે કર્યાં હશે, રેલ્વે લાઇનની બન્ને બાજુએ ડુંગરાની હારો ઉપરથી ખળખળ વહેતા ધોધ, વચ્ચે વચ્ચે દ્રશ્ય થતી વૃક્ષરાજી, સર્પાકારે વાંકીચુંકી લાઇન ઉપરથી પસાર થતી રેલ્વે ટ્રેનને માટે ડુંગરાના ભિતરમાં ખણવામાં આવેલા બુગડા એ સર્વ જેણે દ્રષ્ટિગોચર કર્યું હશે, તેને આ કથાનકમાં આવતાં કેટલાંક સ્થળો સંબંધી વિશેષ માહિતી આપવાની જરૂર રહેશે નહિ. પરંતુ અમારા જે વાચકોએ તે પ્રદેશમાં મુસાફરી ન કરી હોય તેમની જાણને માટે એ વિભાગનો કેટલોક ભૌગોલિક વૃતાન્ત અત્ર આપવાનું આવશ્યક ધારીએ છીએ.

આપણી વાર્તાની શરૂઆત ઇ. સ. ૧૬૧૭ માં થાય છે. તે વખતે દિલ્હીની ગાદી ઉપર જહાંગીરશાહ બિરાજતા હતા એ વાચકોને જણાવવું પડે તેમ નથી. એ સમયે અત્યારે જેને ' મધ્યહિંદ એજન્સી ' કહેવામાં આવે છે તેના ઉજ્જયની અને એની આસપાસના વિભાગને માળવા પ્રાંતના નામથી ઓળખવામાં આવતો હતો. પ્રાત:સ્મરણીય વીર વિક્રમાદિત્યના સમયથીજ માળવા પ્રાંત અને તેનું પાટનગર ઉજ્જયની આખા આર્યાવર્ત્તમાં વિખ્યાતિ પામ્યાં છે. ઉજ્જયનીથી આશરે ચાળીશ કોસ દૂર એક વૈતાળગઢ નામનું વિશાળ નગર આવેલું હતું. આ નગરીનું ઐશ્વર્ય અતિશય મહાન્ હતું. એ શહેરનું અત્યારે નામ નિશાન જણાતું નથી. પરંતુ તે પ્રદેશમાં શોધખોળ કરનારાઓએ કરેલા ખોદકામથી ત્યાં જમીન ખોદતાં નીચે પૂર્વની ઇમારતોનો અવશેષ ભાગ માલૂમ પડી આવ્યો છે, તે જોતાં આ વિશાળનગરના વૈભવની કલ્પના આપણી દ્રષ્ટિ સમક્ષ ખડી થઇ શકે છે. વૈતાળગઢના રાજાની સંપત્તિ અથાગ હતી. માળવા પ્રાંત કુદરતી રીતે જ રસાળ હોવાથી તથા મેઘરાજની એ પ્રાંત ઉપર ભારતવર્ષના અન્ય પ્રદેશો કરતાં કાંઇક વિશેષ કૃપા હોવાથી ત્યાંના લોકોની સ્થિતિ સારી હતી. જૂની વસ્તુઓ કિંવા પ્રાચીન ઇતિહાસની શોધખોળ કરનારાઓને માળવા પ્રાંત બહુ મહત્ત્વનો લાગે છે. એ પ્રાંતમાં હજી પણ કોઇ કોઇ સ્થળે તામ્રપટ, શીલાલેખ અને જૂનું સોના રૂપાનું ચલણ મળી આવે છે. આ વૈતાળગઢના સંબંધમાં જે દંતકથાઓ સાંભળવામાં આવે છે તેમાંની એક એવી છે કે, વૈતાળગઢ નગરના નજીકના ડુંગરામાં એક મોટી ચમત્કારિક ગુફા છે અને તેમાં અપરંપાર

સંપત્તિ ભરેલી છે. પરંતુ તે ગુફાની અંદર પ્રવેશ કરવાનો માર્ગ અત્યંત વિકટ છે. તે ગુફાનું રક્ષણ કરવાને માટે તેના મુખ ઉપર મોટા મોટા સર્પો સર્વદા ચોકી કર્યા કરે છે. તેથી તેમાં પ્રવેશ કરવાની કોઇની પણ છાતી ચાલતી નથી. કદાચિત્ કોઇ લક્ષ્મી-લોભને લીધે આકર્ષાઇને તે ગુફા શોધી કાઢવાનો તથા તેમાં પ્રવેશ કરવાનો પ્રયત્ન કરે તો તેને ઘણાં સંકટ સહન કરવાં પડે તેમ છે. કેમકે પ્રથમ તો તે ગુફાનો રસ્તો જ મળવો મુશ્કેલ. કદાચ તે મળે તો તેમાં દાખલ થતાં તેની ચોકી કરનારા સર્પોની મુખ્ય ભીતિ રાખવી પડે છે. એ સર્વ સર્પોનો એક અધીશ સર્પરાજ છે. જો કોઇ હિમ્મતવાન્ અને મંત્રતંત્રમાં કુશળ મનુષ્ય ત્યાં જઇને પોતાની માંત્રિક શક્તિના બળે કરીને એ સર્પરાજને વશ કરી દે તો એ સર્પરાજ પોતે જ આગળ થઇને તે મનુષ્યને ગુફામાં લઇ જાય છે અને પાછો બહાર પણ નિર્વિઘ્ન રીતે આણે છે. આવા પ્રકારની દંતકથા ચૈતાળગઢ પાસેની આ ગુફાના સંબંધમાં ચાલે છે.

જે સમયે આપણા કથાનકની શરૂઆત થાય છે તે સમયે માળવા પ્રાંતમાં દિલ્હીના અધીશ્વરનો સુબો હાકેમી ચલાવતો હતો એ અમારા વાચકોને જણાવવું પડે તેમ નથી. તથાપિ એટલું કહેવાની આવશ્યકતા છે કે તે પ્રાંતમાં નાનાં મોટાં ઘણાં સંસ્થાનો હતાં. એ સંસ્થાનો ઉપર માળવાના સુબાનું વર્ચસ્વ હતું, તો પણ તેમના અંતર્ગત કાર્યભારમાં સુબો કદી પણ માથું મારતો નહિ. કદાચ કોઇ સંસ્થાનનો રાજા સ્વર્ગવાસી થાય અને પાછળથી તેના વારસોમાં ગાદી માટે તકરાર પડે તો સુબો પોતે તે વારસોમાંથી એકને ગાદીનશિન કરીને તકરારનો અંત લાવતો. સંસ્થાનિકો દિલ્હીશ્વરને

આ સુબાની મારફત ખંડણી ભરતા. કોઇ સંસ્થાનનો રાજા ગુજરી જાય અને તેની પાછળ ગાદીએ આવનાર તેનો કુંવર સગીર ઉમરનો હોય તો જ્યાં સુધી તે ઉમર લાયક થાય ત્યાં સુધી તેના રાજ્યની વ્યવસ્થા માળવાનો સુબો જેને નિમે તે અધિકારી ચલાવતો હતો; અને તે કુંવરનું લગ્ન કરવું હોય તો તે માટે સુબાની સંમતિ લેવી પડતી હતી.

માળવા પ્રાંતની એ સમયની આટલી સામાન્ય હકિકત આપીને હવે અમે અમારી વાર્ત્તાનો પ્રારંભ કરીશું.

વર્ષાઋતુ ઉતરી ચૂકી હતી. ખેતરોમાં સારો પાક આવ્યો હતો. સર્વત્ર લીલો હરિયાળો પ્રદેશ જણાતો હતો. એ સમયે એક તરૂણ ઘોડેસ્વાર એક સુંદર ઘોડા ઉપર સ્વાર થઇને વૈતાળગઢથી ઉજ્જયની તરફ જનારા રસ્તા ઉપર આવતો હતો. તેનો અશ્વ ઉંચો અરબ્બી જાતિનો હતો. ઘોડા ઉપરનો સામાન પણ સુંદર અને ભભકાદાર હતો. એ તરૂણનું વય જો કે અઢાર–વીસ વર્ષથી વિશેષ નહોતું તથાપિ તેની મુખમુદ્રા ઉપર જે પીઢપણાની છાયા આવિર્ભાવિત થયેલી જણાતી હતી તે ઉપરથી પ્રથમ દ્રષ્ટિએ જોનાર તે સ્વાર પચીશેક વર્ષનો હશે એમ અનુમાન કરતું. તેનો દેખાવ પણ સારો હતો. તેનાં નેત્રો પાણીદાર અને તેજસ્વી હતાં. તેની દાઢીએ બિલકુલ વાળ દેખાતા નહોતા. મૂછોના માત્ર કોંટા ફૂટયા હતા. તેના ચ્હેરા ઉપરથી તે જો કે સુંદર દેખાતો હતો, તદપિ તેની મુખમુદ્રા ઉપર શૌર્ય, ઔદાર્ય, ધર્મનિષ્ટા ઇત્યાદિ સદ્ગુણોની છાયાનો કેવળ અભાવજ હતો. તેના મુખ ઉપર સર્વદા કૃત્રિમ સ્મિત–હાસ્ય ઝળકેલુંજ રહેતું, અને એ કારણથી તેના પ્રસંગમાં આવનારનું

મન તે પોતાના તરફ એકદમ આકર્ષી શકતો તથા સામાના મનમાં પોતાને માટે અનુકુળ ભાવના ઉત્પન્ન કરતો. તેનાં વિશાળ નેત્રો સુંદર દેખાતાં, તદપિ તેમાં ક્રૂરતાની કિંચિત્ છટા જણાઇ આવ્યા સિવાય રહેતી નહિ. તે શરીરે હૃષ્ટપુષ્ટ હતો, તોપણ તેનું અંગ કસાયેલું હોય એમ માની શકાતું નહિ. તેના ભવ્ય ભાલપ્રદેશ ઉપરથી તેની બુદ્ધિ તીક્ષ્ણ હોવી જોઇએ એવું અનુમાન થઇ શકતું. આ તરૂણમાં એક એવા પ્રકારનું મોહકપણું હતું કે તેની સાથે પ્રથમ પરિચયમાં આવનાર મનુષ્ય તેની સાથેનો સ્નેહસંબંધ લંબાવવાની ઇચ્છા કરતો. અત્યારે તેણે ઉરબ્બી સુરવાળ પહેર્યો હતો. શરીર ઉપર એક મલમલનું પહેરણ અને તેના પર સફેદ અંગરખું પહેર્યું હતું. મસ્તક ઉપર લીલા રંગનો સાફો બાંધ્યો હતો. કમરે એક તલવાર લટકતી હતી. પગમાં માળવી ઘાટના જોડા પહેર્યા હતા. તેનો આ પોષાક એ સમયના રીવાજ મુજબ એક સરદારને અનુરૂપ હોવા છતાં તેની એકંદર દેખાવ ઉપરથી તે કોઇ સરદાર કે જાગીરદાર નહિ પરંતુ કોઇ સરદારનો કે મોટા માણસનો સેવક હોવો જોઇએ એમ સ્પષ્ટપણે જણાઇ આવતું.

આ પ્રવાસી અત્યારે દક્ષિણમાંથી ઉત્તર તરફ જતો હતો. તે પોતાના ઘોડાને ધીમે ધીમે ચલાવતો હતો. વચમાં કોઇ સ્થળે સારૂં ઘાસ દેખાતું તો પોતે નીચે ઉતરી જઇને ઘોડાને છૂટો ચરવા મૂકી દેતો અને પોતે એકાદા વૃક્ષની નીચે આરામ લેતો. પાછો થોડી વારે પોતાના ઘોડાને એકાદા વ્હેળામાંથી પાણી પાઇને તે તેના ઉપર સ્વાર થતો અને આગળ વધતો. આમ કેટલીક ઘટિકા પર્યંત તેનો પ્રવાસ ચાલુ રહ્યો.

તે એક વૃક્ષઘટા પાસે આવી પહોંચ્યો. આ વૃક્ષઘટાની ત્રણ બાજુએ ઉંચા ડુંગરા હતા જેની વચ્ચેના મેદાનમાં પુષ્કળ વૃક્ષો હતાં. આપણા પ્રવાસીએ એ વૃક્ષઘટાની અંદર ઘોડો ચલાવ્યો. એ મુસાફર આ પ્રદેશનો પૂર્ણ માહિતગાર હતો. અજાણ્યા મનુષ્યને એ વૃક્ષરાજીમાં થઇને જવાનો માર્ગ હાથ લાગે તેમ નહોતું. વળી તે વેળાએ ભગવાન્ ભાનુદેવ અસ્તાચળપર બિરાજવાની તૈયારી કરતા હતા. જો આ પ્રવાસી એ પ્રદેશથી અણવાકેફગાર હોત તો સીધો માર્ગ છોડીને આ ઝાડીમાં સૂર્યાસ્તના સમયે દાખલ થવાનું કદી પણ પસંદ કરત નહિ. તેણે અશ્વની લગામ ખેંચી અને તેની ગતિમાં ત્વરા આણી. એ ઉપરથી સમજી શકાતું કે અંધારૂં થઇ જાય તે પહેલાં કોઇ વિશ્રાન્તિની જગ્યાએ જઇ પહોંચવાનો તેનો ઇરાદો હતો. આશરે એક ઘટિકા સુધી ચાલ્યા બાદ દૂર દીપકનો પ્રકાશ તેને દેખાવા લાગ્યો. એ પ્રકાશ તરફ તેણે વલણ લીધું. થોડા વખતમાં જ તે પોતાને પહોંચવાની જગ્યાએ આવી પહોંચ્યો. એ સ્થળે દશ–બાર રાવટીઓ મારેલી હતી.

આ રાવટીઓના મધ્યમાં તાપણું કરીને દશ–પંદર જૂવાનો તેની આસપાસ કુંડાળું વળીને બેઠા હતા. તેમાંના બે–ત્રણ જણા રસોઇ પકાવતા હતા અને બીજા ગપ્પાં મારતા હતા. એ બધા ઉંચી કાઠીના અને કસાયેલા શરીરના હતા. તેઓ જે સ્થળે બેઠા હતા તેની નજીક એક ઠેકાણે દશ–બાર બંદૂકો એક બીજાને ટેકા-વીને ઊભી કરી તેનું એક વૃક્ષ બનાવ્યું હતું. રાવટીઓમાં ઝાઝો સામાન નહોતો; ફક્ત એકેક ખાટલો દરેક રાવટીમાં ઢાળેલો હતો. ખાટલા નીચે થોડાં વાસણો હતાં. દરેક રાવટીમાં એક પીસ્તોલ,

એક તલવાર તથા એક બંધૂકમાં ભરવાના દારૂનું માબર[1] એટલાં વાનાં જોવામાં આવતાં હતાં. આ સર્વ વર્ણન ઉપરથી આ લોકો કોઇ લડવૈયા હોવા જોઇએ એવું વાચકોને સ્વાભાવિક રીતે જ જણાઇ આવ્યા સિવાય રહ્યું હશે નહિ. આ લોકો શૂરવીર અને યુદ્ધપ્રિય હતા એ વાર્ત્તા સત્ય છે: કિન્તુ પોતાના શૌર્યનો તેઓ દુરુપયોગ જ કરતા હતા. લૂટફાટ અને દરોડા પાડવાનો તેમનો ધંધો હતો. આ લૂટારાઓને જેર કરવાને માટે ઉજ્જયનીના સુબાએ અને આસપાસના સંસ્થાનિકોએ અનેક વેળા પ્રયત્ન કર્યો હતો, પરંતુ તે સર્વ વ્યર્થ જ ગયું હતું.

આપણો પ્રવાસી તે સ્થળે બેઠેલાઓની નજરે પડી શકે એટલો નજીક આવ્યો એટલે તેણે સાંકેતિક ધ્વની કર્યો. એ લોકોમાં એક બીજા અરસપરસ ઓળખી શકે તે માટે એવા પ્રકારનો સાંકેતિક ધ્વની કરવાનો તેમનો રિવાજ હતો. એ ધ્વની કર્ણગોચર થતાં જ, પોતાનો કોઇ સાથી મળવાને માટે આવ્યો છે એવું અનુમાન કરીને તાપણાની આસપાસ બેઠેલાઓ આપણા પ્રવાસી તરફ જોવા લાગ્યા. આ પ્રવાસી તેમને અપરિચિત નહોતો. તે આ લૂટારાઓના નાયકનો દોસ્ત હોવાથી તેઓ તેને સારી રીતે ઓળખતા હતા. તેથી તેનો આદર સત્કાર કરવાને કેટલાક જુવાનો તેની પાસે આવ્યા. પ્રવાસી ઘોડા ઉપરથી નીચે ઉતર્યો, એટલે એક તેના ઘોડાની લગામ પકડી અને બીજો તેને પોતાના નાયકના તંબુ તરફ જવાનો રસ્તો બતાવવાને તૈયાર થયો.

---

૧ બંધૂકનો દારૂ ભરવાનું ત્રાંબાનું પાત્ર.

" આ ઘોડો ઉંચી પ્રતિનો છે " તે જુવાનોમાંનો એક ઘોડાની પીઠ થાબડતો બોલ્યો: " એ તમારા પ્રવાસમાં તમને ઘણો ઉપયોગી થઇ પડતો હશે. "

" બેશક, " પ્રવાસીએ કહ્યું: " આજ આખો દિવસ મેં આ ઘોડાની પીઠ ઉપર જ પ્રવાસ કર્યો છે. જો કે હું તેને ધીમો ધીમો જ ચલાવતો હતો. કેમકે દિવસ અસ્ત થયા પહેલાં અહીં આવી પહોંચવાની મને ઉતાવળ નહોતી. હું જાણું છું કે નાયક દિવસે કોઇને પણ મળતા નથી. "

" એમ કાંઇ નથી. જો ખાસ જરૂરી કામ હોય તો અમારા નાયક ગમે તે સમયે–દિવસે કિંવા રાત્રીએ મળી શકે છે. " પેલા જુવાને જવાબ આપ્યો. તેણે ક્ષણાર્ધ અશ્વ તરફ જોઇને પુનઃ કહ્યું: " ખરેખર, આ અશ્વ ઉંચ તુખમનો હોવો જોઇએ. "

" હોવો જોઇએ એટલે ? અસલ અરબ્બી ઘોડો છે. આ નિશાન જૂઓ, એટલે તમારી ખાત્રી થશે. " એટલું કહેતાં પ્રવાસીએ ઘોડાની પીઠ ઉપરનો ડાઘ તે જુવાનને બતાવ્યો. હાલમાં જેમ શરતોમાં ઉતરનારા ઘોડા ઉપર જુદાં જુદાં ચિન્હો કરવામાં આવે છે, તે પ્રમાણે અગાઉ પણ જુદી જુદી જાતીના ઘોડાને ઓળખવાને માટે તેની પીઠ ઉપર જુદી જુદી જાતનાં ચિન્હો ડાંભવામાં આવતાં હતાં. એ ચિન્હ ઉપરથી ઘોડાની પરીક્ષા થતી હતી.

" આ નિશાન મેં જોયું; પણ તે નિશાન ચક્રનું છે, " પેલો જુવાન બોલ્યો: " આ જો કે અસલ અરબ્બી ઘોડાનું નિશાન

છે ખરું, તોપણ અમારા નાયકનો ઘોડો આના કરતાં ચઢી જાય. તેનું નિશાન ત્રિશૂળનું છે. ”

પ્રવાસી કિંચિત્ સ્મિત કરીને બોલ્યો: “ મેં તમારા નાયકનો ઘોડો કદી જોયો જ નથી એમ તમે ધારો છો કે શું ? તમારા નાયકનો ઘોડો મારા ઘોડા કરતાં ઉમદા હોય તો ભલે હોય; પરંતુ મારા મનથી તો મારો આ અશ્વ વધારે કીમતી છે. માટે એની બરદાસ્ત બરોબર કરજો, સમજ્યા ? ચાલો, હવે મને તમારા નાયક પાસે લઇ જાઓ. મારે તેમની સાથે ઘણી અગત્યની વાતો કરવાની છે. ”

પ્રવાસીના આ શબ્દો શ્રવણ કરતાં જે મનુષ્ય તેને રસ્તો બતાવવાને માટે તૈયાર થયો હતો તે આગળ થયો. થોડો સમય પર્યંત તો એ બન્ને જાણા તાપણાના ઉજેશથી પોતાનો માર્ગ ક્રમિત કરતા ચાલ્યા; પરંતુ ઉત્તરોત્તર એ પ્રકાશ ઓછો ને ઓછો થતો ગયો. ઝાડી પણ સવિશેષ ઘટ્ટ આવવા લાગી. અંધકારમાં આવા સ્થળમાંથી*પસાર થવાનું અજાણ્યા મનુષ્યને માટે મુશ્કેલ હતું. પરંતુ માર્ગદર્શક જુવાનના પગ નીચે એ માર્ગ અનેક વખત આવી ગયેલો હોઇને તે વિનામુશ્કેલીએ આગળ ને આગળ વધતો હતો. આપણો પ્રવાસી તે જુવાનની પાછળ ઠોકરો ખાતો ને અટકાતો અટકાતો જેટલી ઝડપથી ચાલી શકાય તેટલી ઝડપથી માર્ગ પ્રતિક્રમણ કરતો હતો. માર્ગમાં તેમને એક પહેરેગીર મળ્યો. તે બોલ્યો: “ સલામ ! ”

પેલા માર્ગદર્શકે પ્રતિધ્વની કર્યો: “ વસ્સલામ ! ”

આ બે શબ્દો આજના દિવસને માટે સાંકેતિક શબ્દો તરીકે મુકરર કરવામાં આવ્યા હતા. હમેશાં મધ્ય રાત્રી પછી આ લૂટારાનો નાયક પ્રશ્ન કરવાના તથા ઉત્તર આપવાના સાંકેતિક શબ્દો નક્કી કરીને પોતાના તાબા નીચેનાં મનુષ્યોને જણાવતો. તેઓ એક બીજાને જોતાં બીજી મધ્યરાત્રી સુધી ઉપર મુજબ પ્રશ્નોત્તર કરતા; તે ઉપરથી એકબીજા અરસપરસ પિછાની લેતા કે આ આપણી ટોળી માંહેલો છે.

પહેરેગીરને સંતોષકારક પ્રત્યુત્તર મળવાથી તેણે આ બન્નેને આગળ વધવા દીધા. તેઓ થોડાક આગળ ગયા કે ગાઢ વૃક્ષ ઘટાની વચ્ચે એક નાનો તંબુ તેમની દ્રષ્ટિએ પડયો. પ્રથમ જે રાવટીઓ આપણે જોઇ ગયા તેના કરતાં આ તંબુ વિશેષ ઉંચી પ્રતિનો હતો. એ તંબુના બારણા ઉપર ઉત્તમ પ્રકારનો રેશમી પડદો નાખેલો હતો. તે પડદા ઉપર જરીનું ભરત કામ કરેલું હતું.

એ તંબુમાં એક ભવ્ય પલંગ પડયો હતો. પલંગ ઉપર રેશમી ગાદલું અને તેના ઉપર ઝીણી ચાદર પાથરી હતી. એક ઓશીકું અને બે ગાલ મશુરીયાં હતાં. તેના ઉપર એક મજબૂત બાંધાનો યુવાન પડેલો હતો. આ યુવાનનું વય આશરે પચીશ-સત્તાવીશ વર્ષનું લાગતું હતું. તે શરીરે મજબુત અને કસરતી જુવાન હતો. પરંતુ તેના શરીરનો બાંધો પાતળો હતો. એ કારણથી તે ઉંચાઇમાં વધારે લાગતો હતો. તેના અવયવો ભરાઉ અને રંગ ઘઉં વર્ણો હતો. તેનો ચ્હેરો બહુ આકર્ષક કે સુંદર નહોતો, તદપિ તે કાંઇ કુરૂપ પણ નહોતો. તેણે એ સમયના રિવાજ મુજબનો પરંતુ ભપકાદાર પોશાક પહેરેલો હતો. તે પોતાના પોશાકમાં જ

સજ્જ થયેલો હોવાથી એવું અનુમાન થઇ શકતું કે કાં તો તે તુરતનો બહારથી આવેલો હોવો જોઇએ, અથવા તો થોડા વખતમાં બહાર જવાની તૈયારી કરતો હોવો જોઇએ. તેના પલંગની એક બાજુએ તલવાર તથા બીજી બાજુએ બંધૂક ઊભી કરેલી હતી. એ બંધૂક તે કાળની સર્વ પ્રકારની બંધૂકોમાં પહેલી પ્રતિની હતી. એ તંબુમાં કાચનું સ્વચ્છ ફાનસ ટાંગેલું હતું, જેમાં કોપરેલ તેલ પુરીને દીપક પ્રકટ કરવામાં આવ્યો હતો. તેનો મંદ પ્રકાશ તંબુના અંદરના ભાગમાં પડતો હતો. એ મંદ પ્રકાશમાં પણ આ યુવાનના મુખ ઉપર ધીટાઇ, નિર્ભયતા અને સરળતા એ મનોવિકારની છટા સ્પષ્ટ દેખાઇ આવતી હતી. એકંદરે જોતાં તે મનુષ્યનો પોતાના તાબાના માણસો ઉપર સખ્ત કરપ હોવો જોઇએ એમ જણાઇ આવતું. વાત પણ ખરી હતી. જો પોતાના નાયકની આજ્ઞાનો અસ્વીકાર કરવામાં આવશે તો તે પોતાને કડકમાં કડક શિક્ષા કરશે એવા ભયથી તેનો ભૃત્યવર્ગ સર્વદા તેનાથી ડરતો રહેતો હતો.

આપણા તરૂણ પ્રવાસી અને એ લૂટારાના નાયકની આ કાંઇ પહેલી જ મુલાકાત નહોતી. પ્રવાસીએ તંબુમાં પ્રવેશીને જરા નીચા નમીને નાયકને ' રામ રામ ' કર્યા. નાયકે પણ પલંગમાં પડયા પડયા જ પોતાનો હાથ ઉંચો કરીને ' રામ રામ ' નો સ્વીકાર કર્યો. એ ઉપરથી નાયક આ તરૂણને બહુ માન આપવાને ઉત્સુક નહોતો એ સ્પષ્ટ જણાઇ આવતું હતું.

" આવો, સંગ્રામસિંહ ! " નાયક બોલ્યો: " આજે શી નવીન ખબર લાવ્યા છો ? "

" **નાયક સાહેબ !** " **સંગ્રામસિંહ** બોલ્યો: " અત્યાર સુધીનો બધો ઘાટ બરાબર ઉતર્યો છે. " લૂટારાના નાયકે આપણા પ્રવાસીને ' **સંગ્રામસિંહ** ' ના નામથી સંબોધ્યો હતો, એ ઉપરથી તેનું એ નામ હોવું જોઇએ એમ વાચકો સમજી શક્યા હશે. હવે અમે પણ તેને એ જ નામથી ઓળખાવીશું.

" એટલે ? લક્ષ્મીદેવી અને અજયસિંહના સંબંધમાં તમને સુપ્રત કરવામાં આવેલું કાર્ય તમે ઉત્કૃષ્ટ રીતે બજાવ્યું છે એમ માનવામાં કાંઇ હરકત નથીને ? " નાયકે પ્રશ્ન કર્યો.

" હાજી, અજયસિંહને સુવર્ણગઢથી ઉજ્જયની જવાનો જે નિર્ભય અને સરલ માર્ગ બતાવ્યો છે તે માર્ગે તે, તથા લક્ષ્મીદેવીને વૈતાળગઢથી ઉજ્જયની આવવાનો રસ્તો સૂચવ્યો છે તે રસ્તે તે, બન્ને જણાં ચોક્કસ આવશે: એ વિષયમાં મને જરી પણ શંકા નથી. " સંગ્રામસિંહે ખાત્રીપૂર્વક જણાવ્યું.

સંગ્રામસિંહના આ શબ્દો સાંભળીને નાયકને કાંઇક સંતોષ થયેલો ભાસ્યો. તોપણ તેણે સંગ્રામસિંહને એક બીજો પ્રશ્ન કર્યો: " પણ તમે આ ઉપાધીમાં પડવાનું મને ઉત્તેજન આપો છો, તે ઉપાધીને પરિણામે તમે કહો છો તે પ્રમાણે લાભ પ્રાપ્ત થવાનો તો પૂર્ણ સંભવ છે ને ? તમે જાણો છો કે હું જે વસ્તુમાં મને લાભ થવાનો સંભવ ન હોય તેમાં માથું મારવાનું કદી પણ પસંદ કરતો નથી. "

સંગ્રામસિંહે કહ્યું: " નાયક સાહેબ ! તમે તમારા સ્વાર્થને માટે કેટલા બધા આતુર રહો છો તે હું સારી રીતે જાણું છું; અને એ કારણથી જ મેં આ કાર્યમાં તમારી સહાય લેવાનું યોગ્ય ધાર્યું

છે. તમારા શ્રમનો સંપૂર્ણ—માત્ર સંપૂર્ણ જ નહિ પરંતુ તમારી કલ્પનામાંયે ન આવી શકે એવો બદલો તમને નંદનવનની ગુફામાં દાખલ થવાથી મળશે; એવો મને પૂર્ણપણે ભરોંસો છે. જો તેમ ન હોત તો આ ખટપટમાં હું કદીપણ પડત નહિ. ”

સંગ્રામસિંહનું આ કથન શ્રવણ કર્યા બાદ બે પળ વિચાર કરીને નાયક આશ્ચર્યપૂર્વક બોલ્યો: “ તમારી આ વાત મને એક ચમત્કાર સરખીજ લાગે છે. મને અભિમાન છે કે આ પ્રદેશના તમામ ડુંગરા, નાની મોટી ગૂહાઓ જ નહિ પરંતુ એકાદો સાધારણ ખાડો ખઇઓ પણ મારાથી અજ્ઞાત નથી. હું આટલો વખત સુધી આ ડુંગરામાં ચોમેર ઘુમી વળ્યો છું, તદપિ તમે કહો છો તેવી ગુફા હજી સુધી મારા જોવામાં આવી નથી. ” અલ્પ સમય વિશ્રાન્તિ લઇને તેણે પુન: કહ્યું: “ બનવા જોગ છે કે આ ગુફા કાંઇ વિલક્ષણ પ્રકારની હશે. મારા જોવામાં આવેલી દરેક દરેક ગૂહાની રચના ભિન્ન ભિન્ન પ્રકારની માલૂમ પડી છે. ”

“ મને તો એ ગુફાના સંબંધમાં લેશ પણ શંકાશિલતા નથી.” સંગ્રામસિંહ બોલ્યો: “ વળી આ ડુંગરામાં કાંઇ કાંઇ ગુફામાં પુષ્કળ દ્રવ્ય સંતાડી રાખેલું છે અને તેના ઉપર મોટા મોટા સર્પો ચોકી કરે છે, એવા પ્રકારની દંતકથા આ પ્રાંતમાં વારંવાર ઘણાની પાસેથી સાંભળવામાં આવે છે એ તો આપને માલૂમ હશેજ. ”

“ હા, એવા પ્રકારની વાર્તા ઘણી વાર સાંભળવામાં આવે છે; ” શ્રીરાજી બોલ્યો: “ અને એટલા માટે જ આ વાત તમારી પાસેથી સાંભળ્યા પછી તેમાં કાંઇ તથ્યાંશ છે કે નહિ તે જાતે નક્કી કરવાનો મેં વિચાર કર્યો છે. એ ગુફાના સંબંધમાં મેં એવી

એક કથા પણ શ્રવણ કરી છે કે અગાઉ એક વેળા એક સાધુને નંદનવનની ગુફાનું દ્વાર મળી આવવાથી, તેણે એ ગુફામાં પ્રવેશ કર્યો હતો. ત્યાંથી તે એટલી બધી વિપુલ સંપત્તિ લઇ આવ્યો હતો કે પછી તેણે ધનના બળથી હજારો અન્નછત્રો જુદાં જુદાં ગામોમાં સ્થાપીને અક્ષય કીર્તિ સંપાદન કરી હતી. કદાચિત્ આપણાં પ્રારબ્ધ ઉદય થવાનો સમય નજીક આવ્યો હોય અને તે કારણથી જ આપણને આવા વિચારો સૂજતા હોય તો તેમાં આશ્ચર્ય નથી. ”

“ આપનું કહેવું વાજબી છે. ” સંગ્રામસિંહે ધીરાજીના કથનને પુષ્ટિ આપી: “ આપણે જ્યારે વારંવાર ઘણા મનુષ્યોના મુખેથી એકની એક વાત શ્રવણ કરીએ છીએ ત્યારે તે વાર્ત્તાના મૂળમાં કાંઇક તથ્ય છે એમ માનવાની આપણને ગોયા ફરજ જ પડે છે. એમાં એટલું છે કે એક વાત, એકની પાસેથી બીજાની કને, બીજાની પાસેથી ત્રીજા કને, ત્રીજાની પાસેથી ચોથા કને, એ પ્રમાણે જવામાં દરેક મનુષ્ય મૂળ વાર્ત્તામાં જરા મીઠું મરચું ઉમેરીને તેને રસવતી બનાવવાનો યત્ન કરે છે. એનું પરિણામ એ આવે છે કે એ વાર્ત્તામાં બનાવટી ભાગ કયો અને સત્ય ભાગ કયો તે જાણવામાં પાછળથી મુશ્કેલી પડે છે. પરંતુ આ ગૂહાના અસ્તિત્વના સંબંધમાં શંકા લાવવાનું જરા પણ કારણ નથી એટલું હું તમને ખાત્રીથી કહું છું. હજી પણ તમને એ વિષે કાંઇ શંકા છે ખરી? ”

“ હવે એ ગૂહાના અસ્તિત્વ વિષે મારા મનમાં લેશ પણ શંકા રહી નથી. અત્યારસુધીની તમારી સાથેની વાતચીત ઉપરથી તમે કહો છો તેવી એકાદી ગૂહા આ ડુંગરામાં હોવી જોઇએ એમ મારૂં મન કબૂલ કરે છે. પરંતુ જે યુક્તિમાં જોડાવાનો તમે મને આગ્રહ

કર્યો છે તે યુક્તિ યથાર્થ રીતે પાર પડશે કે કેમ, એ વિષે હજી શંકા રહે છે ખરી.''

સંગ્રામસિંહે ખિન્નતાપૂર્વક પૂછ્યું: '' એ શંકા શા માટે ? મારી જણાવેલી યુક્તિ સિદ્ધ થઇ શકવામાં કાંઇ પ્રત્યવાય છે એમ તમને લાગે છે ?''

'' એવું કાંઇ નહિ; '' ધીરોજી બોલ્યો: '' પણ મને લાગે છે કે યુક્તિ અને છળ કરતાં અમારો ધોકાપંથી માર્ગ સારો. જો તમારો શેઠ મારા પંજામાં આવી જાય તો પછી હું જોઉં છું કે તે કેટલા દિવસ આ વાર્ત્તા મારાથી ગુપ્ત રાખે છે !''

'' એમ કદી પણ ન માનશો કે એ તમને રાજી ખુશીથી આ ગૂહા સંબંધી એક શબ્દ પણ કહે. હું ખાત્રીથી કહું છું કે એ ડોસો પોતાના પ્રાણની દરકાર નહિ કરે; પરંતુ પોતાની ગુપ્ત વાર્ત્તા તો એ કદાપિ પણ પ્રકાશિત કરશે નહિ.''

'' જોઇએ છીએ ! તમારી યુક્તિ પાર પડે તો પણ તેમાં મને નુકશાન તો નથી જ. તમે એમ ન સમજશો કે તમારી યુક્તિને બદલે મારો ધોકાપંથી માર્ગ ગ્રહણ કરવાનું હું કહું છું, તેમાં મારો પોતાનો કાંઇ ખાસ સ્વાર્થ સમાયેલો છે ! મારો એવો સ્વભાવ છે કે પ્રત્યેક બાબતનો જુદી જુદી દિશામાં વિચાર કરી જોવો. પછી તેની સિદ્ધિ માટે જે માર્ગ સરલતાથી અમલમાં મૂકી શકાય એવો લાગે તે અખત્યાર કરવો. એ કારણથી જ મેં તમારી પાસે આટલી શંકાનું નિદર્શન કર્યું છે. હવે મેં નિશ્ચય કરી લીધો છે કે આપણા કાર્યની સિદ્ધિને માટે તમારી યુક્તિનું જ અવલંબન કરવું. અસ્તુ. અત્યારે રાત્રીનો એકાદ પ્રહર વ્યતિત

થયો હશે. રસોઇ તૈયાર થઇ ગઇ હશે. માટે તમે જઇને જમી આવો. પછી રાત્રે આ સંબંધી આપણે પૂરતો વિચાર કરીને કેવી રીતે આપણી યુક્તિ પાર પાડવી એ નક્કી કરીશું. તમે રાત્રે અહીં મારા તંબુમાં જ સૂઇ રહેજો, અને પ્રાતઃકાળે ઉજ્જયની જજો."

સંગ્રામસિંહ ઊઠયો, તંબુની બહાર આવ્યો. પેલો માર્ગદર્શક યુવાન બહાર એક પહેરેગીર સાથે ચલમ ફૂંકતો ગપાટા હાંકતો હતો તે તેની પાસે આવ્યો. બન્ને પાછા પેલી રાવટીઓ પાસે આવ્યા. ત્યાં ભોજનની તૈયારી ચાલતી હતી. સંગ્રામસિંહે સ્હવારે વ્હેલું ખાધું હતું. તેને ક્ષુધા ઘણી જ લાગી હતી. તેથી તેને વિશેષ આગ્રહ કે વિવેકની આવશ્યકતા નહોતી. સર્વની સાથે ક્ષુધા શાંત કરીને ચલમના બે-ચાર દમ લગાવી તે પાછો શ્રીરાજી નાયકના તંબુ તરફ ગયા.

આ શ્રીરાજી નાયકની આગલી સ્થિતિ સાથે આપણા કથાનકને કાંઇ સંબંધ ન હોવાથી તેનો વિસ્તીર્ણ ઉલ્લેખ કરવાની આવશ્યકતા નથી. એટલું કહેવું બસ થઇ પડશે કે તે એક નાના ગામનો જાગીરદાર હતો. તેનું નામ શ્રીરસિંહ હતું. ઉજ્જયનીના સુબા સાથે તેને અમુક કારણને લેઇને અણબનાવ થવાથી સુબાએ તેની જાગીર ખાલસા કરવાથી તેનો કોપાનળ સુબા સામે ઉશ્કેરાયો. તે બહારવટે નિકળ્યો. તેને પોતાના જેવા પચીશ-પચાશ મનુષ્યો મળી ગયા. એ સર્વની સહાયથી તે માળવા અને બુંદેલખંડમાં લૂટફાટ ચલાવવા લાગ્યો. લૂટમાં તેણે પુષ્કળ ધનસંપત્તિ એકઠી કરી હતી; એટલું જ નહિ પણ આ બન્ને પ્રાંતોમાં તેના નામની હાક વાગતી હતી. તે પોતાના મનુષ્યો અને અન્ય

જનોમાં **ધીરોજી નાયક** અને **ધીરાજી** લૂટારાના નામથી સુપ્રસિદ્ધ હતો. તેનાં દુષ્કૃત્યોના પ્રતિકાર અર્થે ઉજ્જયનીના સુબા અને અન્ય સરદારો તથા રાજાઓએ અનેક વખત પ્રયત્નો કરેલા, પરંતુ તેમાં અત્યારસુધી તેમને નિષ્ફળતા જ મળી હતી. તે પોતાના મનુષ્યોને ત્રણ–ચાર વિભાગમાં વહેંચી નાખીને તેમને ડુંગરામાં જુદે જુદે સ્થળે રાખતો અને પોતે આજે અમુક ટોળીની સાથે તો કાલે બીજી ટોળીની સાથે એમ રહેતો. જે દિવસે તેની એક ટોળી બુંદેલખંડના એક ગામમાં ધાડ પાડતી, તેજ દિવસે તેની બીજી ટોળી માળવા પ્રાંતના અમુક ગામ નજીક કોઇ વણઝારને લૂટતી. એ બન્ને ટોળીઓમાં ધીરોજી જાતે હાજર હોવાની વાત ફેલાતી. આથી લોકોમાં એવો વહેમ પેશી ગયો હતો કે ધીરાજીએ કોઇ પિશાચ અથવા વૈતાળને વશ કરેલો છે, અને તેની સહાયતાથી જ તે આવું અમાનુષીય કાર્ય બજાવી શકે છે. લૂટફાટમાં જેમ જેમ વિશેષ ધન તેને મળતું ગયું તેમ તેમ અર્થ માટેની તેની મહત્ત્વાકાંક્ષા પણ વિશેષ તીવ્ર બનતી ગઇ. તેણે નંદનવનની ગુફાના સંબંધમાં અનેક આશ્ચર્યકારક વાતો સાંભળી હતી. સંગ્રામસિંહે એ ગૂહામાં અઢળક ધન હોવાની વાત કહી તથા એ ગૂહામાં પ્રવેશ કરવાનો માર્ગ મળી શકવાની આશા આપી. એ આશાને અનુલક્ષીને તે સંગ્રામસિંહની યુક્તિમાં જોડાયો. તેને એમ પણ લાગ્યું કે જો નંદનવનની ગુફા કબજામાં આવી જાય તો પછી પુષ્કળ ધનસંપત્તિ પ્રાપ્ત થવા સાથે એ ગુફા ડુંગરાના ગુપ્ત ભાગમાં આવેલી હોવાને લીધે ત્યાં પોતાનું વાસસ્થાન રાખવાથી કોઇના આક્રમણનો ભય પણ રહે નહિ. પોતાનો આ ઉદ્દેશ પાર પાડવાના તેના પ્રયત્નમાં તેને કેટલી સફળતા મળી તે આપણે આગળ જોઇશું.

---

# પ્રકરણ ૨ જું.

## હલ્લામાં નિષ્ફળતા.

જે પ્રસંગનું અમે ગત પ્રકરણમાં વર્ણન કરી ગયા તે બનાવ બન્યાને પાંચ દિવસ વ્યતિત થઇ ગયા છે. આજે શુક્રવારનો દિવસ છે. પ્રાત:કાળનો સમય છે. હમણાજ સૂર્યોદય થયો છે. નિશાદેવીના ગાઢ તિમિરનો નાશ થઇને બાલ રવિનાં દેદીપ્યમાન્ કિરણો ડુંગરા, વૃક્ષો અને નદીનાળાં તથા પૃથ્વીના અન્ય ભાગો ઉપર નૃત્ય કરવા લાગ્યાં છે. સર્વ જીવસૃષ્ટિને પુન: ચૈતન્ય પ્રાપ્ત થયું છે. પશુ-પક્ષી પોતપોતાનાં સ્થાનોનો ત્યાગ કરીને ઉદરકર્મ અર્થે વિહરવાને તત્પર થયાં છે. પ્રાત:કાળે ખીલનારાં પુષ્પો વિકસિત બનીને પોતાનો પમરાટ સર્વત્ર પ્રસરાવી રહ્યાં છે. તે પુષ્પોના નૈસર્ગિક સૌન્દર્યને લીધે વૃક્ષો પણ રમણીય દેખાય છે. એ વેળાયે તલવાર, બંધૂક, ભાલા અને પિસ્તોલ આદિ હથિયારો ધારણ કરીને સજ્જ બનેલા છ ઘોડેસ્વારો ઉજ્જયનીની દક્ષિણે આશરે પંદર-વીશ કોસ આવેલા જંગલમાં દાખલ થયા. તેમના ઘોડા થાકીને પરસેવાથી રેબઝેબ થઇ ગયા હતા; તે ઉપરથી આ ઘોડેસ્વારો પરોઢમાં ચાર ઘટિકા રાત્રી બાકી રહી હશે ત્યારના પોતાના અશ્વોને જોરથી દોડાવતા હોવા જોઇએ, એવો તર્ક કરી શકાય છે.

આ સ્થળે આવી પહોંચ્યા બાદ એ છ મનુષ્યોમાં જે મુખ્ય હતો તે બોલ્યો: "બિરાદરો ! આપણા નાયક સાહેબે જે સ્થળનો આપણી પાસે નિર્દેશ કર્યો હતો તે સ્થળ ઘણું કરીને આ જ હોવું

જોઇએ. જૂઓ, પેલું વડનું ઝાડ, અને જૂઓ, આપણા ડાબા હાથ તરફ પેલું વિજળી પડવાથી બળી ગયેલું લીંમડાનું પ્રચંડ વૃક્ષ. અર્થાત્ જગ્યા તો આજ. દિવસ પણ આજનો જ છે. મને લાગે છે કે હવે ફક્ત એ ઘટિકાની અંદર જ આપણને સુપ્રત કરવામાં આવેલી કામગીરી બજાવવાનો પ્રસંગ આવી લાગશે; માટે ઘોડા ઉપરથી નીચે ઉતરીને એકાદ ઘટિકા તેમને વિસામો લેવા દ્યો. અહીં લીલોતરી ઉત્કૃષ્ટ છે, અને પેલા વહેળામાં પાણી પણ સ્વચ્છ છે. એ મિજબાનીનો ઘોડાઓને ઉપભોગ કરવા દ્યો."

એટલું કરીને તે ઘોડા ઉપરથી ઉતર્યો; એટલે તેના સાથીદારોએ પણ તેનું અનુકરણ કર્યું. તેમણે ઘોડાઓને છૂટા ચરવા મેલી દીધા. એ છ જણા વહેળામાં જઇ મુખપ્રક્ષાલન અને જળપાન કરીને વહેળાને કિનારે બેઠા.

તેમાંનો એક બોલ્યો: "ગજુભા! નાયક સાહેબના હુકમ મુજબ આપણે સર્વ અહીં સુધી તો આવી પહોંચ્યા, પરંતુ હવે આપણે શું કરવાનું છે તે અમને હજુ સુધી જણાવવામાં આવ્યું નથી."

ગજુભા–ગજસિંહ આ ટોળીનો મુખી હતો. તેણે કહ્યું: "એ જાણવામાં હવે કાંઇ ઝાઝી વાર લાગનાર નથી. તે પણ સમય આવશે એટલે જણાશે. આપણે તો ધીરાજી નાયક જે આજ્ઞા કરે તે મૂકપણે શિરસાવંદ્ય જ કરવાની છે, એ તો તમે જાણો છો."

"એ વાત અમારે કબૂલ છે." બીજો બોલ્યો: "પરંતુ નાયક સાહેબને અમારા ઉપર સંપૂર્ણ વિશ્વાસ નથી. જ્યારે હોય ત્યારે જે કાર્ય કરવાનું હોય છે તે છેક છેલ્લી ઘડીએ જ અમને જણાવવામાં આવે છે."

"એથી જ તેમનાં તમામ કામો બરોબર પાર ઉતરે છે." ગજસિંહે કટાક્ષ કર્યો: "પોતાની મંત્રણા છેવટ સુધી ગુપ્ત રાખવી એવો નાયકનો સ્વભાવ હોવાને લીધેજ તેમને કોઇ પણ જાતનો પ્રત્યવાય નડતો નથી. આજનીજ કામગીરી સંબંધે જૂઓને. અત્યારે આપણે જે સાહસ ખેડવાનું છે તેની માહિતી તેમણે મને આપેલી છે; પરંતુ તે કાર્ય કરવામાં તેમનો આંતરિક હેતુ શો છે એ તો હું પણ જાણતો નથી. હવે આપણે અત્યારે શું કરવાનું છે એ હું તમને સર્વને જણાવું છું, તે બરોબર સાંભળી લ્યો. આપણે બધા મળીને ૭ જણા છીએ. અલ્પાવધિમાં અહીં ત્રણ રાજપૂતો આવશે. તેમને આપણે કેદ કરીને નાયક પાસે લઇ જવાના છે. પરંતુ એ કામ સહેલું છે એમ સમજશો નહિ. જે રાજપૂતો આ માર્ગે પ્રવાસ કરનાર છે, તેઓ પણ ઉત્તમ ઘોડેસ્વાર છે. તેમની પાસે હથિયારો પણ પૂરતાં હશે. તેમનામાં જે મુખી છે તે મોટો સરદાર અને શૂર પુરુષ છે. તેની સાથે બીજા બે આસામીઓ છે એ તેના સેવકો છે. તેઓ પણ કાંઇ આપણાથી જાય તેમ નથી. એવા વીર પુરુષોને આપણે કેદ કરવાના છે, અને તેમાં મુખ્ય બાબત એ છે કે તેમને કેદ કરતાં બનતાં સુધી રક્તપાત બિલકુલ થવા ન પામે એ વિષયની ખાસ કાળજી રાખવાની છે."

"ઓહો! એટલું જ કામને?" એક જણ ઉત્સાહપૂર્વક બોલ્યો: "આપણા જેવા ૭ જુવાનોને એ ત્રણને કેદ કરવામાં કેટલી વાર લાગવાની હતી? આંખ મીંચીને ઉઘાડીએ એટલી વારમાં તો આપણે તેમને ગિરફ્દાર કરી દઇશું!"

"પણ તો પછી આ કામમાં આપણે આપણી તલવારો ઉપર જ આધાર રાખવો પડશે. આપણાથી આપણી બંધૂકોનો ઉપયોગ કરી શકાશે નહિ. કેમકે તેમ કરવાથી એ રાજપૂત યુવાનોનો નાશ થવાનો સંભવ રહે છે." એક બીજાએ બંધૂકનો ઉપયોગ કરવામાં મુશ્કેલી દર્શાવી.

"એ ખરૂં છે," ગજસિંહે કહ્યું: "જ્યારે એક પણ ઇલાજ ન રહે ત્યારે નાછૂટકે જ બંધૂક હાથમાં લેવી, એવું **નાયક** સાહેબનું પણ ફરમાન છે."

"પણ, ગજુભા! આવી મહત્ત્વની બાબતમાં તો **નાયક** સાહેબ પોતેજ હાજર રહે છે, ત્યારે આજે તેમણે આ કાર્ય આપણને શા માટે સોંપ્યું હશે?" ત્રીજાએ શંકા કરી.

"**નાયક** સાહેબ આના કરતાં પણ બીજી અધિક મહત્ત્વની કામગીરી ઉપર લાગ્યા છે." ગજસિંહે ખુલાસો કર્યો.

"આ કાર્ય નાયક સાહેબે કોની સલાહથી હાથમાં લીધું છે, અને એ પાર ઉતરે તો તેમાં આપણને શો લાભ?" ચોથાએ પ્રશ્ન કર્યો.

"પેલો સંગ્રામસિંહ અવારનવાર **નાયક** પાસે આવે છે તેની સલાહથી **ધીરાજી નાયકે** આ કાર્ય હાથ ધર્યું છે અને તેમાં યશ આવવાથી આપણને સર્વને સારો ફાયદો થશે. આપણે અદ્યાપિ પર્યંત મેળવી શક્યા છીએ તેના કરતાં પણ ઘણી વધારે લક્ષ્મી પ્રાપ્ત કરીશું એવી **નાયક** સાહેબની ખાત્રી છે. એથી વિશેષ માહિતી મને નથી." ગજસિંહે છેલ્લા પ્રશ્નનો ખુલાસો કર્યો.

તતપશ્ચાત્ ગજસિંહે ચારે તરફ ફરીને જે પ્રદેશમાં તેઓ હતા તે પ્રદેશનું સૂક્ષ્મ રીતે નિરિક્ષણ કર્યું; અને ધોરી રસ્તાની પાસે આવેલી ગાઢ ઝાડી પોતાના કાર્યમાં સગવડવાળી ધારીને સર્વ જનોને તેમના ઘોડા તે ઝાડીની અંદર લઇ જવાનો તેણે હુકમ કર્યો. બધા તે ઝાડીમાં પેઠા અને પોતપોતાના ઘોડાની લગામ પકડી રાખીને તેમને ચરાવવા લાગ્યા. પ્રસંગ આવતાં એક ક્ષણ માત્રમાંજ તેઓ ઘોડા ઉપર સ્વાર થઇ શકે એવી વ્યવસ્થા તેમણે રાખી હતી.

એ પ્રમાણે તૈયારી કરીને ભાવિ પ્રસંગની વાટ જોતી એ ટોળીને વધુ વાર રોકાઇ રહેવું પડયું નહિ. લગભગ એક ઘટિકા પછી ત્રણ ઘોડેસ્વાર ઉજ્જયનીની સામેની દિશામાં આવતાં દૂરથી તેમની નજરે પડ્યા. તેમના આગમનનો સમય, મુકરર થયેલો માર્ગ અને તેમની સંખ્યા એ સર્વ ઉપરથી જેમની પોતે રાહ જોતા હતા તેજ આ આગંતુકો છે, એમ પેલી ઝાડીમાં છૂપાયેલી ટોળીના મનુષ્યોને નક્કી કરતાં વધારે વિચાર કરવો પડયો નહિ. તેમના પોષાક ઉપરથી તેઓ રાજપૂત હતા એમ સ્પષ્ટ થતું હતું. એ ત્રણમાંનો એક જરા આગળ અને બે તેની પાછળ પોતાના ઘોડા ચલાવતા આવતા હતા. જે તરૂણ આગળ હતો તેની ઉમર લગભગ વીશ વર્ષની આસપાસ હોવી જોઇએ એમ સહજજ સમજી શકાતું હતું. તેણે મસ્તકે એક સોનેરી કીનારવાળો પોપટીઆ રંગનો સાફો બાંધ્યો હતો. તેના શરીર ઉપર પરિધાન કરેલા શુભ્ર મલમલના અંગરખા ઉપર જરતારીની વેલબુટ્ટી કાઢેલી હતી. તેની તલવારના મ્યાનને સુવર્ણના તારથી મઢવામાં આવ્યું હતું. તલવારની

મૂઠ ઉપર પણ સોનાનો દોળ ચઢાવેલો હતો. તેના બહુમૂલ્ય પોષાક ઉપરથી તથા રાજવંશી ચહેરા પરથી તેણે કોઇ મોટા સરદાર કે જાગીરદારના ખાનદાન કુટુંબમાં જન્મ લીધો હશે એમ સ્પષ્ટ જણાઇ આવતું હતું. તેની સાથેના બે મનુષ્યો તેના અનુચરો હોવા જોઇએ તથા તેમની ઉમર પચ્ચીશ વર્ષથી અધિક હોવી જોઇએ એમ જણાઇ આવતું હતું.

ગજસિંહે પહેલી ઇશારત કરી કે લૂટારાની ટોળીના સર્વ મનુષ્યો પોતપોતાના ઘોડા ઉપર સ્વાર થઇ ગયા, અને આગંતુક પ્રવાસીઓ ઉપર હલ્લો કરવાની ઇશારતની આતુરતાપૂર્વક રાહ જોવા લાગ્યા. થોડા વખતમાં જ એ ત્રણે પ્રવાસી ઝાડીની નજીક આવ્યા. તે જ વખતે ગજસિંહે બીજી ઇશારત કરી. જે પ્રમાણે ઝાડીમાં છૂપાઇને બેઠેલો સિંહ પોતાના ભક્ષ્ય ઉપર જોરપૂર્વક ઝડપ કરે છે, તેજ પ્રમાણે એ સર્વેએ આ ત્રણ પ્રવાસી ઉપર ઝડપ કરી. તેમણે પ્રવાસીઓના માર્ગને રોકી લીધો અને તેમનામાંથી બે જણા અજયસિંહની સામે થયા. પ્રિય વાચક ! આ ત્રણ પ્રવાસીમાં જે તરૂણ સરદાર જેવો લાગતો હતો તેનું નામ અજયસિંહ છે. બીજા ચાર મનુષ્યોએ તેના બે સેવકો ઉપર હલ્લો કર્યો.

પોતાના ઉપર હલ્લો થએલો જોતાં જ આ ત્રણે રાજપૂત વીરોએ વિદ્યુત્‌ની ત્વરાથી પોતાની તલવારો મ્યાનમાંથી બહાર કાઢી. એટલું જ નહિ પરંતુ તે દરેકના વામ હસ્તમાં એકેક પીસ્તોલ પ્રાત:કાળના સૂર્યપ્રકાશમાં ઝળકવા લાગી. એ જોતાં જ આ લૂટારાઓ સમજી શક્યા કે પ્રથમ તેમણે આ પ્રવાસીઓને પરહેજ

કરવાનું કાર્ય જેટલું સરલ ધાર્યું હતું તેટલું સહેલું નથી. ગજસિંહ અને એક તેના બીજા સાથીએ અજયસિંહ ઉપર આક્રમણ કર્યું તો ખરું, પરંતુ તેઓ તેની નજીક જઇને તેને પરહેજ કરે તે પૂર્વે જ અજયસિંહની વિજળીની પેઠે ચમકતી અને ચોતરફ ફરતી તલવારના સપાટાથી તેમને થોડુંક પાછળ હઠવાની ફરજ પડી. તેઓ પાછા હઠતાં અજયસિંહે પોતાને પ્રાપ્ત થએલ સંધિનો સદુપયોગ કરવાને પોતાની પીસ્તોલ એક લૂટારા સામે બરોબર તાકી. તત્ક્ષણે તે લૂટારો ઘોડા ઉપરથી નીચે પડ્યો. હવે અજયસિંહ ગજસિંહ તરફ વળ્યો. તેણે પોતાની તલવાર ગજસિંહના તલવારવાળા હાથ ઉપર ઉગામી. પરંતુ ગજસિંહે સમય વિચારીને પોતાનો ઘોડો એક બાજુએ સરકાવ્યો. જો એટલી ચાલાકી તેણે ન વાપરી હોત તો તેનો હસ્ત તલવાર સાથે ભૂમિગ્રસ્ત બની ગયો હોત. આ હલ્લામાંથી પોતાનો બચાવ કરીને ગજસિંહ પાછો અજયસિંહ તરફ ફર્યો અને તેણે તેના ઉપર સામો હલ્લો કર્યો. પરંતુ અજયસિંહે પણ ગજસિંહની માફક જ પોતાનો ઘોડો બાજુએ લઇને તેનો દાવ ચૂકાવ્યો. આ પ્રમાણે દશ વીશ પળ પર્યંત એ બન્ને વચ્ચે દ્વંદ્વયુદ્ધ ચાલ્યું. છેવટે અજયસિંહે ગજસિંહ ઉપર દાવ કર્યો: તેની સાથે જ ગજસિંહ પોતાના અશ્વની પીઠ ઉપરથી નીચે સરક્યો. તેને નીચે સરકતો જોઇને અજયસિંહે જમીન તરફ દ્રષ્ટિ કરી પરંતુ ત્યાં ગજસિંહ જોવામાં આવ્યો નહિ. ગજસિંહને આમ અદ્રશ્ય થઇ ગએલો જોઇને અજયસિંહ આશ્ચર્યચકિત બની ગયો.

પરંતુ તેમાં આશ્ચર્ય પામવા જેવું કશું હતું જ નહિ. આ વખતે ગજસિંહે અશ્વારોહણની કળા અને તેને અંગે જોઇતા કૌ-

શલ્યનો બરાબર ઉપયોગ કર્યો હતો. તે ઘોડાની પીઠ ઉપરથી સરકી-ને નીચે તેના પેટની સાથે ચોટકીને વળગી રહ્યો હતો. તેનો એક પગ પેગડામાં જ હતો અને એક હાથ વડે તેણે ઘોડાની યાળને મજબૂત પકડી રાખી હતી. અર્થાત્ પ્રસંગ આવતાં પુનઃ ક્ષણાર્ધમાં જ ઘોડાની પીઠ ઉપર સ્વાર થઇ જવાની તેની તૈયારી હતી. ગજસિંહે એવો વિચાર કર્યો કે ' અજયસિંહ મને જમીન ઉપર પડી ગએલો ધારી, મને પકડવાને ઘોડા ઉપરથી નીચે ઉતરશે કે હું પાછો મારા ઘોડા ઉપર સ્વાર થઇને તેના ઉપર હલ્લો કરી તેને કાં તો પકડી લઇશ અથવા જખમી કરીશ ! '

ગજસિંહનો એ વિચાર બર આવ્યો નહિ. અજયસિંહ પણ યુદ્ધકળામાં નિષ્ણાત હતો. તે ગજસિંહનું કાપટ્ય તત્કાળ જાણી ગયો. તેણે પોતાની પીસ્તોલ ગજસિંહના મસ્તક સામે ટાંકીને તેને શરણે આવવા કહ્યું. એજ ક્ષણે પીસ્તોલના બે અવાજ થયા અને પેલા ચારમાંનો એક નજીક આવીને બોલ્યો: " ગજસિંહ ! જલ્દી ન્હાસો, નહિ તો જીવથી જશો ! " એ જ પળે ગજસિંહનો અશ્વ જે ઝાડીમાંથી તેઓ નિકળ્યા હતા તે ઝાડી તરફ નાઠો. જે પળે ગજસિંહના સાથીદારે તેને ન્હાસવાનું કહ્યું તે જ પળે અજયસિંહે ગજસિંહના મસ્તક સામે ટાંકેલી પીસ્તોલનો બહાર કર્યો. પરંતુ ગજસિંહનો ઘોડો ન્હાસી જવાને લીધે તેનો ઘા ખાલી ગયો. આશરે સોએક કદમ દૂર ગયા બાદ ગજસિંહ પાછો ઘોડાની પીઠ ઉપર સ્વાર થયો. તેણે પોતાના કમરપટામાંથી બંધૂક છોડીને હાથમાં લીધી. આ લૂટારા લોકો નિશાન ટાંકવામાં કેટલા બધા આબાદ છે તેની અ-જયસિંહને પૂરતી માહિતી હતી. તેથી ગજસિંહની બંધૂકના ટપ્પાથી

દૂર નીકળી જવાનું શ્રેયસ્કર ધારીને તેણે પોતાનો અશ્વ ઉજ્જયની તરફ દપટાવ્યો. તે ગજસિંહની બંધૂકની નેમ ચૂકાવવાને પોતાના ઘોડાને સર્પગતિએ વાંકોચૂંકો દોડાવતો હતો, તેમ છતાં ગજસિંહની બંધૂકમાંથી સૂં–ઉં–ઉં કરતી નીકળેલી એક ગોળી અજયસિંહના સાફાને સ્હેજ છરકો કરીને ચાલી ગઇ.

અજયસિંહ નિશ્ચિંત બન્યો એટલે તેણે પોતાના સેવકોની શી સ્થિતિ થઇ છે તે જોવા તરફ લક્ષ આપ્યું. લૂટારાઓની સંખ્યા એકંદરે છની હતી તે વાચકોને માહિત છે. તેમાંથી બે જણાએ અજયસિંહ ઉપર હલ્લો કર્યો હતો, જેમાંનો એક તો અજયસિંહની પીસ્તોલનો ભોગ થયો હતો. બાકીના ચાર જણાએ અજયસિંહના સેવકો ઉપર હલ્લો કર્યો હતો, તેમાંના બે ઘાયલ થઇને જમીન ઉપર પડયા હતા. તેમને થયેલા જખમો ઊંડા હોવાથી તેઓ થોડા જ વખતમાં પ્રાણમુક્ત થાય તેમ હતું. બીજા બેને થોડા જખમ થયા હતા. તેઓ સામે ટકી નહિ શકાય એમ ધારીને ન્હાસવા લાગ્યા અને ન્હાસતાં ન્હાસતાં તેમણે ગજસિંહને પણ પલાયન કરી જવાનું કહ્યું. જો તેમણે એ સૂચના ન કરી હોત તો ગજસિંહ અત્યારે યમરાજના દરબારમાં પોતાનાં કાર્યોની સજા ભોગવવાને હાજર થઇ ગયો હતો. આ ઝપાઝપીમાં અજયસિંહના એક સેવકને જ માત્ર સહેજ જખમ થયો હતો. એકંદર રીતે જોતાં અજયસિંહ અને તેના સેવકોએ પોતાના શત્રુઓ ઉપર સંપૂર્ણ વિજય પ્રાપ્ત કર્યો હતો એમ માનવામાં બિલકુલ હરકત નથી.

અજયસિંહના સેવકો તેની પાસે આવી પહોંચ્યા. ચોતરફ નજર કરતાં પેલા ત્રણ બચી ગએલા લૂટારાઓ કે તેમના ઘોડા દ્રષ્ટિગોચર

થયા નહિ. એટલે તેમને ન્હાસી ગએલા જાણીને આ ત્રણે જણા પોતાના પંથે પળ્યા. પોતાના ઉપર હલ્લો કરનારાઓ લૂટારા હતા એવું અજયસિંહ સમજ્યો હતો, અને તેથી તેમનો હેતુ પોતાને લૂટવાનો જ હશે એમ તેણે ધાર્યું. તે સિવાય તેમનો આંતરિક હેતુ બીજો કાંઇ હશે, એવી આશંકા તેના મનમાં ઉદ્દભવવાનું કાંઇ કારણ નહોતું.



## પ્રકરણ ૩ જું.

### વ્હેળાને કિનારે.

ત્રણે જણા ઉજ્જયની તરફ જતા રસ્તા ઉપર પોતાના ઘોડા ચલાવતા હતા. જો કે તેઓ આસપાસ નજર રાખ્યા કરતા હતા; એવા હેતુથી કે પેલા ન્હાસી ગયેલા ત્રણમાંથી કોઇ પાછળથી ગુપ્ત રીતે આવીને પોતાના ઉપર આક્રમણ કરવા પામે નહિ.

ચાલતાં ચાલતાં અજયસિંહ બોલ્યો: " મને આશ્ચર્ય માત્ર એટલું જ લાગે છે કે આ લૂટારાઓએ પ્રથમ આપણી સામે તેમની બંધૂકનો ઉપયોગ કેમ ન કર્યો ? તેમણે તલવાર વડે આપણા ઉપર હલ્લો કર્યો તેનું શું કારણ ? આ લોકોને અચૂક નિશાન ટાંકતાં આવડતું નથી એમ તો કહી શકાશે નહિ જ. જો તેમણે શરૂઆતથી જ આપણી સામે બંધૂકો ટાંકી હોત તો મામલો જરા કઠણ થઇ પડત ખરો ! "

" કદાચિત્ એમ પણ હોય–" અજયસિંહનો એક સેવક લૂ-

ટારાઓના હેતુનો ખુલાસો કરતાં બોલ્યો: "કે પ્રથમ આપણને પકડવા, પછી આપણને લૂટવા, અને તે પછી કોઇ ગુપ્ત સ્થળે આપણને કેદ કરી રાખવા. અર્થાત્ એમ કરવાથી તેમને આપણી પાસે જે કાંઇ હોય તે મળે અને તદુપરાંત આપણા છૂટકારાના બદલામાં પણ સારી રકમ પ્રાપ્ત થાય. આવા વિચારથી તેમણે પોતાની બંધૂકો પ્રથમ આપણા પર ઉગામી નહિ હોય!"

"અક્કલમલ ખરૂં કહે છે." અજયસિંહ પોતાના બીજા સેવક સામે જોઇને બોલ્યો: "વખતે એમ પણ હોય. પરંતુ એ લોકોએ પ્રથમ પોતાની બંધૂકોનો ઉપયોગ ન કર્યો તેને પરિણામે જ તેમનો પરાજય થયો, અને આપણા જેવા રાજપૂતોને જીવતાં કેદ પકડવાનું કાર્ય સહેલું નથી, એવી તે લૂટારાઓની ખાત્રી થઇ હશે."

અજયસિંહનો બીજો સેવક કે જેનું નામ જયમલ હતું, તે પોતાના ઘોડાની પીઠ થાબડતો બોલ્યો: "જો આ વફાદાર પ્રાણી મારા પૂર્ણ કબ્જામાં ન હોત તો આપનો આ એકનિષ્ટ સેવક અત્યારે જીવન્ત હોત કે નહિ એ શંકાસ્પદ છે. પેલા બે બદમાશો ન્હાસી ગયા. તેમણે ન્હાસતાં ન્હાસતાં પોતાની પીસ્તોલ મારા સામે તાકી હતી; પરંતુ મારા એક શબ્દની સાથે અને મારા પગની સહેજ ઇશારત થતાં જ આ ઘોડો પોતાની ગતિ મારી મરજી મુજબ બદલતો હોવાને લીધે જ હું તે પીસ્તોલોની નેમ ચૂકવી શક્યો."

"પેલા બદમાશની એક ગોળી મારા કાન પાસે થઇને પસાર થઇ ખરી, પરંતુ તેની સહેજ ઝપટ લાગ્યા સિવાય મને બીજી ઇજા થઇ નથી. માત્ર જયમલના ડાબા હાથના કાંડા ઉપર તલવારનો સહેજ ઉપરછલ્લો જખમ થયો છે. તે સિવાય આપણને એ લોકો

વધારે નુકસાન કરી શક્યા નથી, ત્યારે એક સાધારણ જખમના બદલામાં તેમને ત્રણ સાથીદારોને ગૂમાવવા પડયા છે. ” અફ્લમલ બોલ્યો.

“ એમાં આપણે અભિમાન કરવાનું કારણ નથી. જે બન્યું છે તે પરમાત્માની ઇચ્છાથી જ બન્યું છે, અને એ દયાળુ પરમેશ્વરની કૃપાથી જ આપણે બચી જવા પામ્યા છીએ, જે તેનો આપણા પર અનન્ત ઉપકાર થયો છે. ” અજયસિંહે કહ્યું.

આ પ્રમાણે સંભાષણ કરતા એ ત્રણે જણા પોતાનો માર્ગ ક્રમિત કરતા હતા. હવે અજયસિંહ પોતાના સેવકોથી ઘણે દૂર આગળ નહિ રહેતાં તેમની સાથે સાથે જ પોતાનો ઘોડો ચલાવતો હતો. તેણે તેની બે બારની પીસ્તોલ ફરીથી ભરી લીધી, અને કદાચિત્ પુનઃ કોઇ તરફથી હલ્લો થાય તો તેમની બરોબર ખબર લેવાને તે તૈયાર થઇ રહ્યો. તેના સેવકોએ પણ તેનું અનુકરણ કર્યું.

કેટલોક સમય પ્રવાસ કર્યા પછી જયમલ બોલ્યો: “ સરકાર! જે એક મોટો પ્રસિદ્ધ લૂટારો આ પ્રાંતમાં લૂટફાટ ચલાવે છે અને જેનું પારિપત્ય કરવાના કાર્યમાંથી ઉજ્જયનીના સુબાને પણ પોતાનો હાથ ઉઠાવી લેવો પડ્યો છે, તેની જ ટોળીમાંના આ લોકો હોવા જોઇએ એવો મારો તર્ક છે ! ”

“ એટલે પેલા ધીરાજી નાયકની ટોળીના આ માણસો હોવા જોઇએ એમ તું કહે છે ને ? ” અજયસિંહે પૂછ્યું: “ પરંતુ ધીરાજી નાયક નામની કોઇ વ્યક્તિ આ દુનિયામાં અસ્તિત્વ ધરાવતી હશે કે નહિ એ વિષે જ મને શંકા છે. તેના સંબંધમાં જે કાંઇ વિલક્ષણ અને ચમત્કારપૂર્ણ વાતો મારા સાંભળવામાં આવી

છે, તે ઉપરથી ધીરાજી એ એક કાલ્પનિક વ્યક્તિ જ હોવી જોઇએ એમ મને લાગે છે!"

"ધીરાજી નામનો કોઇ લૂટારો હોય કે ન હોય," અક્કલમલ બોલ્યો: "પરંતુ એક ઘટિકા પૂર્વે જે કાંઇ આપણે અનુભવ્યું છે, તે ઉપરથી એટલું તો આપણને સિદ્ધ થયું છે કે ઉજ્જયનીની હદમાં લૂટારા અને બદમાશોનો મોટો ઉપદ્રવ છે. જે માણસે આપણને કહ્યું હતું કે આપણી સાથે વધારે મનુષ્યો રાખવાની જરૂર નથી, તેણે આપણને ખોટા માર્ગે દોર્યા છે એમ મને લાગે છે."

અજયસિંહ બોલ્યો: "ઉજ્જયનીથી પેલો રાજપૂત તરૂણ આપણે ત્યાં આવ્યો હતો, તેણે જ મને કહ્યું હતું કે આ માર્ગ બિલકુલ નિર્ભય છે. એ તરૂણે જે મહત્ત્વનો સંદેશો મને પહોંચાડ્યો છે, તેને લીધે જ આ પ્રવાસ કરવાનું મેં સ્વીકાર્યું છે. તે બિચારાને દોષ દેવાનું હું ઇચ્છતો નથી. તેને આ રસ્તા વિષે જે માહિતી હશે તે જ તેણે ખરેખરી આપણને જણાવેલી હોવી જોઇએ. જો તેને એમ લાગ્યું હોત કે આ રસ્તે ચોર–લૂટારાનો ભય છે તો તે આપણને એ ભય દર્શાવ્યા સિવાય રહ્યો ન હોત. વળી આ પ્રવાસ મેં એક બહુજ ગુપ્ત કાર્યને માટે કરવાનું માથે લીધું છે. તેથી મારી સાથે મોટો રસાલો લેવાનું પણ ઇષ્ટ નહોતું. કેમકે મોટા રસાલા સાથે પ્રવાસ કરવાથી આપણી વાત જાહેરમાં આવવાનો સંભવ હતો. પણ, કેમ જયમલ! આપણી ડાબી બાજુએ પશ્ચિમ દિશા તરફ પેલાં ઝાડવાં દેખાય છે તે કોઇ નાનું ગામડું હોવું જોઇએ, ખરું કે નહિ? ચાલો, આપણે ત્યાં જઇને

અત્ર બનેલા બનાવની વિગતથી ત્યાંના મુખી પટેલને વાકેફ કરીએ, એટલે તે પેલા ત્રણ મનુષ્યોનાં શબને ઠેકાણે પાડવાની યોગ્ય વ્યવસ્થા કરે.”

પોતાના માલિકની આજ્ઞા પ્રમાણે બન્ને સેવકો તેની પાછળ પેલા ગામડા તરફ ચાલ્યા. ત્યાં પહોંચીને તેમણે એ ગામના મુખી પટેલની મુલાકાત લીધી, અને તેને બનેલા બનાવની તમામ વિગત જણાવી. ૭ લૂટારાઓ આ ત્રણ જુવાનોની સામે થતાં તે ૭ જણનું ત્રણની પાસે કાંઇ ચાલ્યું નહિ, બલ્કે તે ૭માંથી ત્રણ જણા મરણ શરણ થયા, એ વાત પ્રથમ તો મુખી પટેલને ખરી લાગી નહિ. પરંતુ જ્યારે તેણે તપાસને માટે મોકલેલા માણસો ત્રણ મનુષ્યોનાં શબ લઇને આવ્યા ત્યારે જ તેની ખાત્રી થઇ.

મુખી પટેલ સુચતુર હતો. અજયસિંહ છદ્મવેશમાં હતો, તદપિ તેના સેવકો તેની સાથે મર્યાદાથી વર્ત્તતા અને તેને ‘ સરકાર ’ શબ્દથી સંબોધતા એ જોઇને મુખી પટેલ સમજી શકયો હતો કે આ કોઇ સરદાર અથવા જાગીરદાર હોવો જોઇએ. તેથી તેણે તેનું યોગ્ય સ્વાગત કર્યું, તાબડતોબ રસોઇ કરાવી અને એ ત્રણેને જમાડ્યા. જમ્યા પછી અજયસિંહે થોડીવાર વામકુક્ષી કરી, અને તેના બે સેવકો મુખી પટેલ અને ગામના બીજા માણસો સાથે ગામગપાટા ચલાવતા બેઠા.

આ સ્થળે અજયસિંહના બાહ્ય સ્વરૂપની વાચકોને માહિતી આપવી ઇષ્ટ છે. તેના બાહ્ય સ્વરૂપથી તે જોનારને ઉમરાવ કુટુંબનો હોય એમ લાગતું, એ તો પ્રથમ જણાવી ગયા છીએ. તે હજી તારુણ્યમાં પ્રવેશ કરતો હતો. તેની ફૂટતી મૂછો તેના ગોરા

રંગને લીધે ઉઠાવદાર લાગતી હતી. હજી તેને દાઢીએ વાળ ઉગેલા નહોતા, તેથી તેના ચ્હેરાની ગોરતામાં પણ ન્યૂનતા આવી નહોતી. તેના કેશ પણ કાળા ભોર હતા. તેની છાતી એક વીર પુરૂષને યોગ્ય એવી વિસ્તીર્ણ હતી તેના શરીરમાં મેદ બિલકુલ નહિ હોવાથી તે જેને કવિજનો શૃંગારિક ભાષામાં ' પાતળીઆ ' ની ઉપમા આપે છે તેવો લાગતો હતો; પરંતુ તે અતિશય તેજસ્વી અને મજબૂત દેખાતો હતો. તે બહુ હૃષ્ટપુષ્ટ નહિ હોવાથી જરા ઉંચો જણાતો હતો. તેના ચ્હેરા ઉપર ગાંભિર્યની અપ્રતિમ છટા જણાતી હતી. તે સંકટની કિંવા ભીતિની દરકાર કરે તેવો નહોતો. તેના એ સ્વભાવ ઉપરથી તે કઠોર મનનો હોવો જોઇએ એમ લાગતું, તથાપિ તેનું મન એટલું દયાર્દ્ર હતું કે સમયવિશેષે તેનાં વિશાળ નેત્રોમાંથી ટપ ટપ અશ્રુ પણ પડતાં હતાં. ગરીબોને માટે તેના હૃદયમાં દયાનો અસ્ખલિત ઝરો વહ્યા કરતો હતો, પરંતુ લુચ્ચા અને લબાડ લોકો માટે તેના મનમાં સખ્ત તિરસ્કાર ઉદ્ભવેલો જ રહેતો. એવા પ્રકારનો તેનો બાહ્ય દેખાવ હતો, અને તેનો સ્વભાવ પણ મળતાવડો તથા દિલગજો મોટો હોવાથી તે સર્વને પ્રિય થઇ પડે એમાં કાંઇ વિશેષ આશ્ચર્ય નહોતું.

તેનું વય લગભગ વીશ–એકવીશ વર્ષનું હશે. તેનો પોષાક એ કાળની પદ્ધતિ મુજબ ઉંચી પંક્તિના એક સરદારના જેવો હતો. તેની તલવારનું વર્ણન તો અમે આગલા પ્રકરણમાં કરી ગયા છીએ, તેનો પોષાક, તેનો ઉમદા તુખમનો અશ્વ, તેનો ગંભિર સ્વભાવ, અને તેના દરજ્જાને છાજે તેવા ઇમાની સેવકો, એ સર્વને લઇને એ ગામના નાના મોટા તમામ મનુષ્યોનું લક્ષ તેના તરફ આકર્ષાયું

હતું અને તેઓ કાંઇ પણ બ્હાનું કાઢીને મુખી પટેલને ત્યાં ઉતરેલા આ રાજવંશી મ્હેમાનના દીદાર કરવાને પટેલને ઘેર આવવા લાગ્યા. બે પ્રહર વિત્યા બાદ જ્યારે તે તરૂણે ઘોડા ઉપર સ્વાર થઇને પોતાનો પ્રવાસ શરૂ કર્યો ત્યારે તે ગામની કેટલીક યુવતિઓ પોતાનાં મકાનોની બારીઓમાંથી અનિમિષ નેત્રે તેના દર્શન કરીને પોતાનું જીવનસાર્થક્ય સમજવા લાગી; અસ્તુ.

એ ત્રણે જણા ધીમે ધીમે માર્ગ કાપતા એક મેદાનમાં આવી પહોંચ્યા. આ મેદાન કાંઇ બહુ વિશાળ નહોતું. પરંતુ ત્યાં આગળ ત્રણ ચાર રસ્તા જુદી જુદી દિશાએ ફાટતા હતા. તેથી ઉજ્જયનીનો રસ્તો કયો, તેની તપાસ કરવાનું અજયસિંહના મનમાં આવ્યું; અને એ વિચારથી તે આમતેમ જોવા લાગ્યો. એટલામાં આસપાસ ક્યાંય પણ એક ઝુંપડી જોવામાં આવી નહિ, પરંતુ થોડે દૂર એક મોટા પત્થર ઉપર બેઠેલો એક કણબી તેની દ્રષ્ટિએ પડ્યો. તે અતિ વૃદ્ધ જણાતો હતો. તે ખેતી ઉપર નિર્વાહ કરનાર કોઇ ગરિબ મનુષ્ય હોવો જોઇએ, એવી તેના પોષાક ઉપરથી કલ્પના થઇ શકતી. અજયસિંહ તેને જોઇને તેની પાસે ગયો અને તેને ઉજ્જયનીના માર્ગ વિષે પૂછવા લાગ્યો. તે કણબીએ કહ્યું: "મારે પણ ઉજ્જયની જ જવું છે, અને આ પૂર્વ દિશા તરફ જે રસ્તો વળે છે ત્યાં થઇને જતાં ઉજ્જયની જલ્દી પહોંચાશે. ઉત્તર તરફનો સીધો રસ્તો પણ ત્યાં જ જાય છે, પરંતુ એ રસ્તે ચોર–લૂટારાનો ભય રહે છે. માટે પૂર્વ દિશા તરફનો જ રસ્તો સારો છે."

એ સાંભળીને અજયસિંહે એક સુવર્ણમુદ્રિકા એના તરફ ફેંકી. એ ગરિબ દેખાતા કણબીને એક સોનામ્હોર મળવાથી વાસ્તવિક

રીતે અત્યાનંદ થવો જોઇતો હતો, અને પોતાના તરફ આવી મોટી ઉદારતા દર્શાવનારનો તેણે નમ્રતાપૂર્વક આભાર માનવો જોઇતો હતો; પરંતુ તે મહોર લેઇ લેતાં તેને કાંઇ આનંદ થયા જેવું લાગ્યું નહિ, તેમજ તેણે શબ્દ માત્રથી પણ અજયસિંહનો આભાર માન્યો નહિ. અજયસિંહ પોતાના સેવકો સાથે ત્યાંથી તે કણબીએ બતાવેલા રસ્તે વળીને દ્રષ્ટિથી અદ્રશ્ય થયો કે એ કણબી પોતે જે રસ્તો બતાવ્યો હતો તે રસ્તા તરફ ન વળતાં તેની સામેની દિશાએ ઝપાટાબંધ ચાલ્યો ગયો.

દેખાવમાં અતિ વૃદ્ધ જણાતો એ કણબી આટલો બધો ઝડપથી પગ ઉપાડે એ આશ્ચર્ય નહિ તો બીજું શું ? તે બુઢ્ઢો ઝપાટાથી ચાલતો એક ઝુંપડી પાસે આવી પહોંચ્યો. તેણે મોટા આવેશપૂર્વક પોતાના હાથમાંનો પરોણો અને પેલી સોનામહોર ઝુંપડાના દરવાજા પાસે ફેંકી અને અજયસિંહને ઉદ્દેશી એક અપશબ્દનો ઉચ્ચાર કરીને તે બોલ્યો: “ એ હરામખોરે મને સાધારણ ભિખારી સમજીને આ સોનામહોર મારા અંગ ઉપર ફેંકી ! પણ યાદ રાખ બચ્ચાજી ! આજનું તેં કરેલું આ અપમાન હું કદી પણ વિસરનાર નથી ! આજથી હું તારો કટ્ટો શત્રુ બન્યો છું એમ સમજજે—વખત આવે ચેતતો રહેજે !” એટલું કહીને મોટા આવેશપૂર્વક તેણે ઝુંપડીના દ્વારને એક લાત મારી. બહુધા તે લાતથી એ દ્વાર હચમચી ગયું.

બારણાને લાગેલી લાતથી થયેલો ખડખડાટ સાંભળીને ઝુંપડીમાંથી એક સ્ત્રી બહાર આવી. બારણું ઉઘાડીને આ કણબીને જોઇને તે બોલી: “ બાપુ ! આટલા બધા ગુસ્સામાં કેમ છો ? અને આ મહોર અહીં ક્યાંથી ? ”

" એ પછી, પણ લે આ પછેડી ને પેલો પરોણો. " એટલું કહીને પોતાના ખભા ઉપરની પછેડી તેણે જમીન ઉપર ફેંકી અને કહ્યું: " પેલી મહોર પણ લઇ લે અને એક ઠેકાણે સાચવીને રાખી મૂક. સાલો હરામખોર ! મને ભિખારી સમજીને એ બદમાશે મારા ઉપર આ મહોર ફેંકી ! ઠીક છે ઠીક ! પણ તું અહીં ઉભી કેમ છે ? મારો પોષાક લાવ. ચાલ જલદી કર, અને થોડું પાણી પણ લાવ. "

" પણ બાપુ ! તમે આટલા બધા ગુસ્સે કેમ થયા છો ? તમે જે કામે ગયા હતા તેમાં નિષ્ફળતા મળી લાગે છે ! " ઝુંપડીમાંની સ્ત્રી બોલી.

" તારે તેની શી પંચાત ? તને પાણી લાવવાનું કહ્યું તે ન સાંભળ્યું ? જલ્દી કર. " પેલો વૃદ્ધ દેખાતો મનુષ્ય બોલ્યો: " જલ્દી પાણી લાવ, એટલે મ્હોં ઉપર લગાવેલો રંગ તથા માથાના વાળને લગાવેલી ખડી ધોઇ નાખું. પાણીનો કળશ્યો મૂક નીચે, અને જા મારા ઘોડાને ખોગીર ચઢાવ. જલ્દી કર. "

ઝુંપડીમાંની સ્ત્રીએ આપેલા પાણી વડે તે કણબીએ પોતાનું મ્હોં ધોઇને સ્વચ્છ કર્યું, અને પોતાના વાળને લગાડેલો ધોળો રંગ પણ ધોઇ નાખ્યો. એ વખતે ખોગીર ચડાવેલો ઘોડો તથા તેનો એક સિપાઇને છાજે તેવો પોષાક લઇને પેલી સ્ત્રી આવી. પેલા મનુષ્યે પોતાનો પોષાક ચડાવ્યો અને કૂદકો મારીને તે ઘોડા ઉપર ચઢી બેઠો. પ્રિય વાંચક ! તેં આ વેશધારી બુઢ્ઢાને ઓળખ્યો કે નહિ ? જો ન ઓળખ્યો હોય તો બરોબર ધ્યાન આપીને જો. આજ સ્હવારે અજયસિંહ સાથે જે લૂટારાની ટોળીને ઝપાઝપી

થઇ હતી તે ટોળીના નાયક ગજસિંહના જેવો તેનો ચ્હેરો તને લાગે છે કે નહિ ? હવે તો તેં ઓળખ્યોને ?

વારૂ, હવે આપણે અજયસિંહની સંભાળ લઇએ. આ વેષધારી કણબી ઉર્ફે ગજસિંહે બતાવેલા રસ્તે પ્રવાસ કરતાં જયમલે તેને કહ્યું: " સરકાર ! મને તો પેલા કણબીનું વર્ત્તન જરા વિચિત્ર લાગતું હતું. આપની સાથે વાત કરતાં તેણે એક વખત પણ ઉંચું માથું કરીને આપની સામે જોયું નહોતું. તે એક સરખો નીચું મુખ રાખીને તેના હાથમાંની લાકડી જમીન ઉપર ઠોકયા કરતો હતો. "

કિંચિત્ સ્મિતપૂર્વક અજયસિંહે કહ્યું: " જયમલ ! તું પણ ગાંડા જેવો જ લાગે છે ! એ બિચારા ગરિબ ગામડીયાને દરબારી રીતભાત કયાંથી માલૂમ હોય ? તેણે બાપડે સરળપણે આપણને રસ્તો દેખાડયો. "

" જો તેણે ખરો માર્ગ દર્શાવ્યો હોય તો તો ઠીક !" જયમલ શંકાશિથિલતા પૂર્વક બોલ્યો: " મને તો મોટી શંકા થાય છે કે જે રસ્તે થઇને આપણે જઇએ છીએ તે ઉજ્જયનીનો માર્ગ નથી. જરા સામે નજર કરો. આ રસ્તો ઉત્તરોત્તર ખડબચડો અને સાંકડો થતો જાય છે. ઉજ્જયની જેવી માળવા પ્રાંતની રાજધાનીનો રસ્તો આવો ખરાબ હોય, એમ મારૂં મન માની શકતું નથી. "

જયમલના જણાવવા મુજબ તે રસ્તો ખરેખર સાંકડો જ હતો, અને તે ઉત્તરોત્તર જેમ જેમ વધારે સાંકડો થતો ગયો, તેમ તેમ ત્યાંની વનશ્રી પણ અત્યંત શોભાયમાન દેખાવા લાગી. આ ભાગમાં ઝાડી પુષ્કળ હતી અને રસ્તાની બન્ને બાજુએ ઊભેલાં ઉંચાં વૃક્ષોની ડાળીઓ સામસામી લચી રહેલી હોવાથી તે પ્રવાસીઓ કુદરતે

તેમને માટે ખાસ તૈયાર કરેલા લતામંડપમાં થઇને પસાર થતા હોય એમ લાગતું હતું. રસ્તાની આજુબાજુએ નાનાં વૃક્ષો ઉપર પુષ્પો ખીલેલાં હતાં જેની આસપાસ મધમાખીઓ ગુંજારવ કરતી ભમતી હતી. સીતાફળ, બોર, નારંગી વગેરેનાં ફળવૃક્ષો એ રસ્તા ઉપર પુષ્કળ હતાં અને પરિપક્વ ફળોના ભારથી લચી રહ્યાં હતાં. આ ઘોડા ઉપર સ્વાર થયેલા પ્રવાસીઓ ચાલતાં ચાલતાં જ તે વૃક્ષો ઉપરથી મધુર ફળો તોડીને તેનો આસ્વાદ લેતા હતા.

એક નારંગી ખાતાં ખાતાં અજયસિંહ બોલ્યો: " આવા મનોહર પ્રદેશમાંથી જનારો આ માર્ગ નક્કી ઉજ્જયનીનો જ હોવો જોઇએ; તો પણ જો આપણને કોઇ માણસ મળે અથવા એકાદી ઝુંપડી દ્રષ્ટિએ પડે તો તેની પાસે જઇને આપણે ખાત્રી કરી લઇશું. મને લાગે છે કે આગળ જ્યાં રસ્તો વળે છે ત્યાં આગળ એકાદો વ્હેળો વહેતો હોવો જોઇએ. મને તરશ બહુ જ લાગી છે, એટલે આપણે તે વ્હેળા પાસે જઇને જળપાન કરીને થોડી વાર વિસામો લેઇ પછી આગળ વધીશું. ચાલો ત્યારે, ઘોડા ઉતાવળા ચલાવો, એ વ્હેળા પાસે જઇને હું ક્યારે વિશ્રાન્તિ લઉં એમ મને થયું છે." એમ કહીને તેણે પોતાના ઘોડાને એડી લગાવી. તેની પાછળ પાછળ તેના સેવકોએ પણ પોતાના ઘોડા દોડાવ્યા. થોડા જ અવકાશમાં એ ત્રણે જણા જે ઠેકાણે રસ્તો વલણ લેતો હતો ત્યાં આવી પહોંચ્યા. આ સ્થળે તે રસ્તો એકદમ સાંકડો લાગતો હતો. તથાપિ તે જગ્યાની શોભા જોઇને પ્રવાસીનાં મન અતિ પ્રસન્ન બની ગયાં.

" મને લાગે છે કે થોડા સમય પહેલાં જ અહીંથી કોઇ પસાર થયેલું હોવું જોઇએ." અજયસિંહ બોલ્યો: " પેલું પડયું એ

કમળપત્ર કોઇએ હમણાં જ તોડેલું હોય એમ જણાય છે. હજી તેના દીંટામાંથી પાણી ઝરતું દેખાય છે. વળી તે તાજું હોય એવું દેખાય છે. જૂઓ, જૂઓ, તેની દાંડીને કોઇએ ગાંઠ મારેલી છે. આપણને આટલામાં જ કોઇ મળવું જોઇએ. તેને પૂછીને આપણે ઉજ્જયનીનો સીધો માર્ગ કયો છે તે નક્કી કરી શકીશું."

હવે તેઓ જરા ધીમે ધીમે પોતાના અશ્વ ચલાવવા લાગ્યા; કેમકે રસ્તો ઢાળ પડતો અને બહુજ સાંકડો હતો. થોડીવારે વ્હેળામાં ખરખર વહેતા પાણીનો અવાજ તેમના કાને પડયો. તેઓ થોડાક આગળ ચાલ્યા તો પેલા વ્હેળાના કિનારે એક શિલા ઉપર બેઠેલી એક સુંદર સ્ત્રી તેમની દૃષ્ટિએ પડી. આપણા પ્રવાસીઓના ઘોડા ધીમે ધીમે ચાલતા હતા ખરા, તોપણ તેમના દાબડાનો અવાજ થતો હતો. પરંતુ તે અવાજ તરફ પેલી સ્ત્રીનું લક્ષ ગયું નહોતું. એ ઉપરથી તે કાંઇક ગૂઢ વિચારમાં નિમગ્ન બની ગએલી હોવી જોઇએ એમ અજયસિંહે ધાર્યું.

## પ્રકરણ ૪ થું.

### ચંદ્રપ્રભા.

અજયસિંહ જેમ જેમ આગળ વધવા લાગ્યો તેમ તેમ એ સ્ત્રીનો સુંદર ચ્હેરો તેને સ્પષ્ટ દેખાવા લાગ્યો. તેણે પોતાના અશ્વની લગામ ખેંચીને તેને ઊભો રાખ્યો. તે પેલી સ્ત્રી તરફ આશ્ચર્યથી જોતો ઊભો રહ્યો હતો. જેમ જેમ તે એ મનોહારિણી નવયુવતિ



તેણે પોતાના અશ્વની લગામ ખેંચીને તેને ઉભો રાખ્યો. તે પેલી સ્ત્રી તરફ આશ્ચર્યથી જોતો ઉભો રહ્યો હતો. [પૃષ્ઠ ૩૮]

L A I. Works.

સામે જોવા લાગ્યો તેમ તેમ તેના મૃદુ અંગનું પ્રત્યેક અવયવ તેના મનને વેધવા લાગ્યું. આવા એકાંત સ્થળમાં આ નવોઢાને એકલી બેઠેલી જોઇને અજયસિંહના આશ્ચર્યનો પાર રહ્યો નહોતો. તે સ્ત્રી એક શિલાતળ ઉપર બેઠી હતી. તેણે પોતાના સુકુમાર હસ્ત પર હડપચીને ટેકાવી રાખી હતી. એ વખતે તે એવા કોઇ મહત્ત્વના વિચારમાં નિમગ્ન બની ગઇ હતી કે તેની દ્રષ્ટિ તદ્દન શૂન્ય લાગતી હતી અને તેને આસપાસની વસ્તુનું બિલકુલ ભાન નહોતું એમ કહેવામાં જરા પણ હરકત નથી. તેણે પોતાના કેશની સુંદર વેણી ગુંથેલી હતી અને તેમાં રંગ બેરંગી સુંદર સુવાસિત વનપુષ્પો મનોહર રીતે ગોઠવ્યાં હતાં; પરંતુ આ સ્થળે વાયુ સખ્ત વાતો હોવાને લીધે તેના કેશ વિખરાયેલા દેખાતા હતા અને પવનની લહરી સાથે વાળની લટો ફરકતી હતી. તેનો ભાલપ્રદેશ વિસ્તીર્ણ હતો, જેની મધ્યમાં તેણે કંકુની એક નાની ટીપકી કરી હતી. વાળના સેંથામાં સિંદુર ભર્યું હતું. નાકમાં ઝોકદાર નથ ઘાલી હતી, અને પોતાના નિસર્ગ સુંદર કૃષ્ણવર્ણ નેત્રમાં કાજળ આંજીને તેમને અધિક કૃષ્ણવર્ણ બનાવ્યા હતા. રસ્તાના શ્રમને લીધે તેના ગૌરવર્ણા ચકચકતા ગાલ ઉપર કિંચિત્ લાલી આવેલી હતી. તેના અંગનો વર્ણ ગૌર હોવાથી તેણે પહેરેલી કાળી ચંદ્રકળા બરોબર શોભતી આવી રહી હતી. કંઠમાં સુવર્ણાલંકાર ઝાઝા નહોતા. તેના મસ્તક ઉપરનો સાડીનો છેડો પવનથી ખસી ગયો હતો. અને જમણી બાજુનો સ્તનપ્રદેશ ખુલ્લો થઇ ગયો હતો. એ સ્તનપ્રદેશની આસપાસ આવી રહેલી ગુલછડી મહાદેવના લિંગની આસપાસ વિંટાએલા સર્પનો ભાસ આપતી હતી. પોતાનો સ્તનપ્રદેશ ઉઘાડો છે એ વા-

તનું તેને બહુધા ભાન નહોતું. તો પણ તેણે ભરજરીની પહેરેલી તંગ ચોળીને લીધે મર્યાદાનો તદ્દન લોપ થવા જેવું નહોતું. તેમજ આસપાસ કોઇ મનુષ્ય વર્ગ છે એવો તેને ખ્યાલ પણ નહોતો. પગમાં તેણે મારવાડી ઘાટનાં ચાંદીનાં સાંકળાં પહેર્યાં હતાં. અને તે સમયના રીવાજ મુજબ પોતાના શુભ્ર પાદતલ ઉપર મેંદી લગાવીને તેમને આરક્તવર્ણ બનાવ્યાં હતાં. એકંદર રીતે જોતાં અજયસિંહની દૃષ્ટિએ પડેલી આ સુંદરી કોઇ શ્રીમંત અને ખાનદાન કુટુંબની હશે એમ તેના સુંદર સ્વરૂપ અને ભપકાદાર પોષાક ઉપરથી જણાઇ આવતું હતું.

આ સુંદરીનું નિરિક્ષણ કરવાથી અજયસિંહ અતિ આશ્ચર્યનિમગ્ન બની ગયો એમાં વિશેષ નવલ નથી. એક તો વનપ્રદેશ અતિશય રમણીય હતો. તેમાં થઇને વ્હેતા વ્હેળાનું જળ અતિશય સ્વચ્છ અને શુભ્ર હતું, જેમાં કાંઠા ઉપરનાં વૃક્ષોનાં પ્રતિબિમ્બ રમણીય દેખાતાં હતાં. કિનારા ઉપરનાં કેટલાંક પુષ્પવૃક્ષોનાં રંગબેરંગી કુસુમો ખીલી રહ્યાં હતાં જેની મધુર સુગંધ ઠંડા વાયુની લહરી સાથે આવીને અજયસિંહની ઘ્રાણેન્દ્રિયને સુપ્રસન્ન બનાવતી હતી. આવા પ્રકારની એ વનસ્થલીમાં તે મનમોહક સુંદરીને જોતાં, તારૂણ્યના પ્રદેશમાં જેણે નવીન જ પ્રવેશ કરેલો છે, એવો આપણો તરૂણ પ્રવાસી અજયસિંહ આશ્ચર્યચકિત બની જાય એમાં નવલ તે શું ? પુરાણોમાં અને દંતકથાઓમાં જે વનદેવીઓની વાત પોતે સાંભળી હતી એવી કોઇ વનદેવી તો આ નહિ હોય, એવી શંકા પણ અજયસિંહને ઉત્પન્ન થઇ હતી.

તે સ્ત્રી ખરેખર શું કોઇ વિચારમાં ગૂઢ બની ગઇ હતી ? અજયસિંહના ઘોડાના દાબડાનો અવાજ તેણે સાંભળ્યો નહિ હોય,

કે પછી પોતાની પાસે આવેલો મનુષ્ય વિના સંકોચે પોતાનાં સૌન્દર્યનું અવલોકન કરી શકે એવો તે સ્ત્રીનો હેતુ હશે, એ કાંઇ કહી શકાય તેમ નથી. અજયસિંહ ત્યાં આવ્યાને લગભગ પા ઘટિકા થઇ ગઇ તોપણ તે સ્ત્રીએ પોતાની નજર એક વખત પણ તેની તરફ ફેરવી નહિ. તે પછી એકાએક તેની દ્રષ્ટિ અજયસિંહ તરફ ગઇ. પોતાની સન્મુખ એક પુરુષને ઊભેલો જોઇને તે આશ્ચર્ય-ચકિત થયેલી તથા કાંઇક ચમકી ગએલી દેખાઇ. તેણે એકદમ પોતાની દ્રષ્ટિ તેની સામેથી ખસેડી લીધી અને નીચી નજર કરીને લજ્જાશિલતાપૂર્વક માથા ઉપરનો ખસી ગએલો સાડીનો છેડો કેશકલાપ ઢંકાઇ રહે તે પ્રમાણે ભાલપ્રદેશ પર્યંત આણ્યો. એ પ્રમાણે પ્રથમ દ્રષ્ટોદ્રષ્ટ થયા બાદ તે સ્ત્રી કેટલોક સમય નિમ્ન-વદન કરીને સ્તબ્ધ બની ગએલી દેખાઇ. તે પછી પુન: તેણે વદન ઉંચું કરીને અપાંગ દ્રષ્ટિપૂર્વક અજયસિંહનું અવલોકન કરતી હોય તેવો ભાવ પ્રદર્શિત કર્યો અને ક્ષણ માત્રના વિલંબ પછી એકદમ શિલા ઉપરથી ઊઠીને સાડીનો છેડો સંકોરીને તે એક બાજુએ ઊભી રહી. તેના નેત્રકટાક્ષની વિદ્યુલ્લતા પ્રમાણે ભાસનારી ચમક જોઇને અજયસિંહ તો એક્રામ જેવો જ બની ગયો.

આ ઘટના ચાલતી હતી તે વખતે અજયસિંહના સહેજ પા-છળ પડી ગએલા બન્ને સેવકો તેની પાસે આવી પહોંચ્યા. આવા નિર્જન પ્રદેશમાં આ રમણીને જોઇને એ બન્નેને એક સરખું જ કુતૂહળ થયું; તદપિ આ પ્રસંગથી અક્કલમલને વિશેષ આનંદ થયો નહિ. તેણે એજ સમયે અજયસિંહને ત્યાં એક ક્ષણ પણ નહિ થોભતાં આગળ વધવાની સૂચના કરી હોત. પરંતુ પોતાની એ સૂચના

પોતાના તરૂણ સરદારને આ સમયે યોગ્ય લાગશે નહિ એમ ધારીને તે મૌન જ ઊભો રહ્યો.

વનદેવતા પ્રમાણે અત્યંત સુંદર જણાતી એ સ્ત્રી કોણ હશે એ જાણવાની અજયસિંહને તીવ્ર જીજ્ઞાસા ઉપની. અક્કલમલના સ્વભાવથી તે વાકેફ હતો. તેથી તેણે જયમલને તે સ્ત્રી પાસે જઈને તેના સંબંધમાં માહિતી મેળવી લાવવાનો હુકમ કર્યો. પોતાના માલિકની આજ્ઞા પ્રમાણે જયમલ્લ ઘોડા ઉપરથી ઉતરીને ઘોડાને પોતાની પાછળ લગામ પકડીને ચલાવતો તે સ્ત્રી પાસે ગયો. તેણે તેને નમ્રતાથી નમન કરીને પૂછ્યું: " બાઈ સાહેબ ! આપને માઠું ન લાગે તો એક પ્રશ્ન કરૂં ! આ જ રસ્તો ઉજ્જયની તરફ જાય છે કે નહિ ?"

તે સ્ત્રી અજયસિંહ તરફ આશ્ચર્યથી જોતી જયમલને તેના પ્રશ્નનો ઉત્તર આપતાં બોલી: " આ રસ્તો ઉજ્જયની તરફ જાય છે ? તમને એ કહ્યું કોણે ? આ કાંઈ ઉજ્જયનીનો માર્ગ નથી !"

" મને એ જ વખતે પેલા બદમાશ કણબીના કથન માટે શંકા ઉપસ્થિત થઈ હતી !" અક્કલમલ્લ જે જયમલથી થોડે દૂર ઉભો હોવા છતાં એ સ્ત્રીનું કથન શ્રવણ કરી શકતો હતો તે બોલ્યો.

" ત્યારે તો એ કણબી તમારી પાસે તદ્દન જૂઠું જ બોલ્યો જણાય છે !" એ સ્ત્રી બોલી: " ઉજ્જયનીનો રાજમાર્ગ તો અહીંથી ઘણે દૂર છે. પરંતુ અહીંથી એક પગવાટ છે જે આગળ જતાં ઉજ્જયનીના રસ્તાને મળે છે. તમે ત્રણે જણા આ પ્રદેશથી અજાણ્યા હો એમ જણાય છે. તમારા જેવા આ પ્રદેશથી અજાણ્યા ગૃહસ્થોને એ પગવાટ જડી આવવી મુશ્કેલ છે." થોડીવાર થોભીને તે સ્ત્રી પુનઃ બોલી: " મારે પણ ઉજ્જયની જ જવાનું છે."

એ સાંભળીને અજયસિંહ આવશ્યક વિનયશિળતા ધારણ કરીને બોલ્યો: "બાઇ તમે અત્ર એકલાં જ હો એમ દેખાય છે. જો તમને યોગ્ય લાગે તો તમે પણ અમારી સાથે જ ચાલો. તમે અમારી સાથે હશો તો માર્ગમાં તમને કોઇ પણ પ્રકારની હરકત આવશે નહિ."

કેટલોક સમય પર્યંત તે સ્ત્રીએ અજયસિંહની આ સૂચનાનો કાંઇ પણ ઉત્તર વાળ્યો નહિ. તે કાંઇક ગૂઢ વિચાર કરતી હોય એમ તેને લાગતું હતું. તેણે વિચારમુક્ત બનીને પુનઃ અજયસિંહનું અપાંગાવલોકન કર્યું, અને પછી તે મંજુલ વાણીથી બોલી: "હું કાંઇ અહીં એકલી નથી! મારી સાથે મારી બે દાસીઓ પણ છે. જૂઓ પેલા વૃક્ષ નીચે તે બે જણીઓ પુષ્પની માળા ગુંથતી બેઠેલી છે. ઉજ્જયનીમાં મારૂં મકાન છે. પણ અહીંથી નજીકમાં આવેલા ગામમાં મારા મામાનું ઘર છે. ત્યાં હું જઇ પહોંચીશ કે મારા મામાના ત્રણ–ચાર નોકર મને ઉજ્જયની સુધી પહોંચાડવાને આવશે. મારા મામાને ઘેર પહોંચીશ ત્યાં સંધ્યાકાળ થઇ જશે; એટલે આજ રાત્રી તો હું ત્યાંજ ગાળીશ. આવતી કાલે પરોઢમાં નિકળીને ઉજ્જયનીનો માર્ગ લઇશ. મારા મામાને આપ નામથી તો કદાચ જાણતા હશો. તેમનું નામ મોહનસિંહ રાઠોડ છે. તે દિલાવર દિલના છે. આજની રાત્રી જો આપ મારા મામાને ત્યાં રોકાશો તો તેઓ આપની આગતાસ્વાગતા પણ બહુ સારી રીતે કરશે. પછી આવતી કાલે સ્હવારે નીકળીને આપ એક પ્રહર દિવસ ચઢતામાં તો ઉજ્જયની પહોંચી જશો. જો આપની મારા વિચારમાં સંમતિ હોય તો ત્રણ–ચાર ઘડી અહીં જ વિશ્રાન્તિ લ્યો. પછી આપણે સર્વ અહીંથી નિકળીશું."

તેનું આ ભાષણ શ્રવણ કરીને **અજયસિંહ** તો પાણી પાણી થઇ ગયો. તેના કહેવા પ્રમાણે કરવું કે નહિ, એ તેને મોટા વિચારની વાત થઇ પડી. પોતાના માલિકની વૃત્તિમાં ફેર પડયો છે, એ **અક્કલમલ** તત્કાળ સમજી ગયો, અને પોતાનો માલિક આ અજાણી સુંદરી સાથે આટલો બધો પળોટાઇ જાય છે એ વાત તેને રૂચતી આવી નહિ. એ વખતે એ સુંદરીની બે દાસીઓ ત્યાં આવી પહોંચી. તેમને જોતાં જ **જયમલે** પોતાના સ્વામીને કહ્યું: "સરકાર ! આપણે ગમે તેટલી ઉતાવળ કરીએ તો પણ આજ ને આજ તો ઉજ્જયની પહોંચી શકીશું નહિ જ. વળી આપણા ઘોડા પણ થાકી ગયા છે. તેમાં રસ્તો પણ વિકટ ને અજાણ્યો. આ બધા સંયોગો જોતાં આ બાઇ સાહેબ કહે છે તે પ્રમાણે કરવાનું જ મને ઠીક લાગે છે. પછી તો જેવી આપની મરજી !"

જયમલનું આ કથન **અજયસિંહને** પ્રિય થઇ પડયું. તેને તો ભાવતું'તું અને વૈદ્યે બતાવ્યા જેવું થયું. તે નજીકમાં એક વૃક્ષની છાયામાં પોતાના ઘોડાને ઊભો રાખીને નીચે ઉતર્યો. પોતાના માલિકને નીચે ઉતરતો જોઇને **અક્કલમલને** પણ તેના ઘોડા ઉપરથી નીચે ઉતર્યા સિવાય ગત્યંતર નહોતું. તેણે પણ મૂકપણે **અજયસિંહનું** અનુકરણ કર્યું અને પોતાના માલિકના ઘોડાની લગામ પકડી. **અજયસિંહે** વહેળામાં ઉતરીને તેના સ્વચ્છ ઉદક વડે મુખપ્રક્ષાલન કર્યું તથા થોડું જળપાન પણ કર્યું. એ પ્રમાણે તે જળપાન કરતો હતો તે વખતે **જયમલે** **અજયસિંહના** ઘોડા ઉપરનો ઘાસીઓ કાઢીને એક નજીકના ઝાડની છાયા નીચે પાથર્યો. **અજયસિંહ** આવીને તેના ઉપર બેઠો. એ જગ્યાએથી તે પેલી સુંદરીની રમણીય મૂર્તિ સ્પષ્ટ

રીતે જોઇ શકતો હતો. તે સુંદરીને તેની સખીઓ સાથે કાંઇ વાત-ચીત કરતી જોઇને અજયસિંહે તેનું બારિકાઇથી નિરિક્ષણ કરવાનો પ્રારંભ કર્યો. તે ઉપરથી તેનું વય બહુ તો અઢાર–ઓગણીશ વર્ષનું હશે એમ તેને લાગ્યું. તેની કૌમાર્યાવસ્થા સંપૂર્ણ થઇને હમણાં જ તેણે તારૂણ્યમાં પ્રવેશ કર્યો હોય, એમ અજયસિંહની દ્રષ્ટિએ અનુમાન કર્યું. તેનાં કાળાભોર અને પાણીદાર નેત્રો અત્યંત તેજસ્વી તથા ચંચલ જોઇને અજયસિંહને અત્યંત આનંદ થયો. તેનો કપોલ-પ્રદેશ ચળકાટ મારતો ગુલાબી ઝાંઇ વાળો હતો. તેના રક્તવર્ણ ઓષ્ટ બહુ મોટા તેમ બહુ ન્હાના પણ નહોતા. તેની સખીઓ સાથે વિનોદ કરતાં તેના શુભ્ર દાંત મોતી પ્રમાણે ચકચકિત દેખાતા હતા. એવા પ્રકારના તેના સૌંદર્યનું અવલોકન કરીને અજયસિંહને જાણે પોતે સૌંદર્યામૃતનું પાન કરતો હોય એમ લાગ્યું. કેટલોક સમય સુધી તેના એ સૌંદર્યનું તિક્ષ્ણ દ્રષ્ટિએ નિરિક્ષણ કરતાં અજયસિંહને લાગ્યું કે તેના રૂપમાં કાંઇક પણ ન્યૂનતા છે ખરી, પરંતુ એ ન્યૂનતા શી અને શાની છે એ માત્ર તે નક્કી કરી શકયો નહિ. તે સ્રીને પોતાની સખીઓ સાથે વાત કરતી બંધ પડેલી જોઇને અજયસિંહ તેની સાથે વાર્ત્તાલાપ કરવાનો પ્રાપ્ત થએલ આ સંધિ કદાચ જતો રહેશે એવા ભયથી ઉતાવળ કરીને બોલ્યો: " પેલા કણબીએ મને ખોટો રસ્તો બતાવ્યો એ પણ એક રીતે તો ઠીક જ થયું. હું આ રસ્તે જો ન આવ્યો હોત તો આપની મુલાકાતનો લાભ મળ્યો ન હોત. "

આ ભાષણનો તે સુંદરીએ કાંઇ પણ જવાબ આપ્યો નહિ. તેણે ફક્ત અજયસિંહ તરફ આડી નજરે જોઇને સ્મિત માત્ર કર્યું.

અજયસિંહે આગળ ચલાવ્યું: " મને આ પ્રદેશની વિશેષ માહિતી નથી, તોપણ આજના દિવસમાં મને જે કાંઇ અનુભવ પ્રાપ્ત થયો છે તે ઉપરથી એટલી તો મારી ખાત્રી થઇ છે કે આ રસ્તાપર એકલદોકલ પ્રવાસ કરવો એ સુરક્ષિત નથી. "

તે સુંદરી બોલી: " એ ખરૂં છે. મારે પણ જો કે બહુ દૂર જવાનું નહોતું, તોપણ હું ખાસ કરીને આ બે દાસીઓને મારી સાથે લાવી છું. "

અજયસિંહે હવે વધુ છૂટ લેવા માંડી: " ધીરોજી નાયક નામનો એક પ્રખ્યાત લૂટારો આ પ્રાંતમાં છે એવું હું સાંભળતો હતો. પરંતુ ઉજ્જયની જેવા મોટા રાજધાનીના શહેરની પડોશમાં તો આવા લૂટારા લોકો હોઇ શકે નહિ, એવા તર્ક ઉપરથી આજ પર્યંત એ વાત હું ખોટી માનતો હતો. પણ આજે તે લૂટારાના અસ્તિત્વ માટેની મારી શંકા નિર્મૂળ થઇ ખરી. ધીરોજી નાયક એટલે બાળકોને બ્હિવરાવવા માટેનો કલ્પિત પિશાચ કે રાક્ષસ નથી, પરંતુ તે નામનો એક સાહસિક પુરુષ કોઇ પણ છે ખરો એ વાતની આજે મને ચોક્કસ ખાત્રી થઇ ! "

ધીરોજીનું નામ સાંભળતાં જ તે સ્ત્રી અત્યંત ભયભીત થએલી દેખાઇ. તેણે ગભરાટનું ચિન્હ સ્પષ્ટ ન કરતાં પૂછ્યું: " એટલે ? તેની ને આપની મુલાકાત થઇ હતી કે શું ? "

" ત્યારે ! " અજયસિંહ બોલ્યો: " માત્ર મુલાકાત જ નહિ. પરંતુ આજ સ્હવારે જ તેની સાથે અમારે ઝપાઝપી થઇ હતી ! એ પ્રસંગે અમે જો અમારા કૌશલ્યનો ઉપયોગ ન કરી શક્યા હોત તો અત્યારે તો ક્યારનીએ અમારી ઇતિશ્રી થઇ ગઇ

હોત અને તમારી મુલાકાતનો પ્રસંગ અમને ભવિષ્યમાં કદી પણ પ્રાપ્ત થયો ન હોત."

તે પછી તેણે પ્રાતઃકાળે બનેલા પ્રસંગનું યથાસ્થિત વર્ણન કર્યું. એ પ્રસંગના સ્વરૂપથી વાચકો માહિત છે. એ હકીકત લક્ષપૂર્વક શ્રવણ કરતાં તે સ્ત્રી ક્વચિત્ ભયભીત તો ક્વચિત્ આશ્ચર્યચકિત ! કોઇ વાર દુઃખી તો કોઇ વાર આનંદી ! કોઇ વાર શંકિત તો કોઇ વાર લજ્જિત થતી દેખાઇ. અજયસિંહે એ પ્રસંગના વર્ણનની સમાપ્તિ કરતાં છેવટે તેમાંથી મુક્ત થઇને પોતે પેલા ગામડામાં ગયાનું કહ્યું, એટલે આવા ભયાનક પ્રસંગમાંથી તેને નિર્વિઘ્ને મુક્ત કરવા માટે તે સ્ત્રીએ પરમાત્માનો ફિકર જોડીને અંતઃકરણપૂર્વક આભાર માન્યો.

પછી તે સ્ત્રીએ પોતાની હકીકત અજયસિંહને જણાવી. અમે તે હકીકત અત્ર તે સ્ત્રીના શબ્દોમાં નહિ લખતાં તેનો સારાંશ માત્ર જણાવીશું. તે એટલો જ કે એ સ્ત્રીનું નામ ચંદ્રપ્રભા હતું. તે જે ગામડામાં અજયસિંહે વિશ્રાન્તિ લીધી હતી તે જ ગામડામાં પોતાની માશીને મળવાને માટે ગઇ હતી. તેનો બાપ એક વર્ષ પૂર્વે જ સ્વર્ગવાસ પામ્યો હતો. તેને ભાઇભાંડુ કે કાકાદાદા નહોતા. તેને તેના મામા સિવાય બીજા કોઇનો પણ આધાર નહોતો. આ મતલબની તે સ્ત્રીએ પોતાની હકીકત જણાવી. એમાં કેટલું તથ્યાંશ છે તે અમે નક્કીપણે અત્યારે કહી શકતા નથી. વાચકો આ વાર્તામાં આગળ વધતાં પોતાની મેળે જ તેનું સત્યાસત્ય સમજી શકશે. છેવટે તે સ્ત્રીએ કહ્યું: "હું મારી સાથે કોઇ પણ પુરુષ વર્ગના માણસને લીધા સિવાય આ બાજુએ નિકળી એ મેં મોટી

ભૂલ કરી. સ્હવારે જે પ્રસંગ આપના ઉપર ગુજર્યો એવો જ પ્રસંગ અમારા ઉપર આવી પડયો હોત તો હું તથા મારી આ બે દાસીઓ શું કરી શકત? હમણા કેટલાક દિવસથી અહીં આસપાસમાં લૂટફાટનો કે ચોરીચપાટીનો બનાવ બનેલો સાંભળવામાં આવ્યો નહોતો; તેમજ આ રસ્તો પણ મોટો રાહદારીનો નથી. તેથીજ હું માત્ર મારી બે સખીઓને લેઇને આ રસ્તે નિકળી. પણ આજે આપની વાત સાંભળીને મેં પકકો નિશ્ચય કર્યો છે કે હવે કોઇ દિવસ પણ પુરુષ માણસને સાથે લીધા વગર ગામતરે જવું નહિ."

એ સાંભળીને અજયસિંહ બોલ્યો: "જો કે આજના દિવસને માટે તો હવે તમારે અધિક વિચાર કરવાની જરૂરજ નથી, કેમકે હું રસ્તો ભૂલીને અહીં આવી ચઢયો છું અને મારે પણ ઉજ્જયનીજ જવું છે. એટલે હું તમારી સાથે જ રહીશ અને તમને ઠેઠ ઉજ્જયનીમાં તમારે ઘેર પહોંચતાં કરીશ. મારા આ બે જુવાનો અને હું એમ અમે ત્રણ જણા એકત્ર હોઇએ તો પછી અમારી સામે એક ધીરોજી તો શું પરંતુ એવા દશ ધીરોજી આવે તો પણ શું થઇ ગયું? અમે તેને બિલકુલ મચક આપનાર નહિ!"

અજયસિંહે પોતે ઉજ્જયની જનાર છે એટલું માત્ર મોઘમમાં કહ્યું હતું. પરંતુ ત્યાં તે શા કામ માટે જાય છે એ બાબતનો તેણે બિલકુલ ઉલ્લેખ કર્યો નહિ. તેણે પોતાનું નામ માત્ર જણાવ્યું હતું પરંતુ પોતાના કુલ કિંવા દરજ્જા સંબંધી એક ચકાર પણ કર્યો નહોતો. તથાપિ તે કોઇ મોટો જાગીરદાર કે સરદાર હોવો જોઇએ, એમ તેનાં તથા તેના સેવકોનાં વસ્ત્રો ઉપરથી ચંદ્રપ્રભા સરખી બુદ્ધિમાન સ્ત્રીના ધ્યાનમાં આવ્યા વિના રહે તેમ નહોતું.

આ પ્રમાણે ગપ્પાંસપ્પાં ચલાવતાં બે–ત્રણ ઘડી વ્યતિત થઇ એટલે તે બધાંએ પોતાનો પ્રવાસ શરૂ કર્યો. માર્ગમાં ચાલતાં ચાલતાં તેમની વચ્ચે અનેક વિષયો ઉપર સંભાષણ થતું હતું; પરંતુ તેને આ નવલકથાના પ્રસંગ સાથે સંબંધ નહિ હોવાથી તે અત્ર દર્શાવવાની આવશ્યકતા નથી. પ્રવાસમાં ચંદ્રપ્રભા તથા તેની દાસીઓ પગે ચાલતી હતી જ્યારે અજયસિંહ ઘોડા ઉપર બેઠેલો હતો. જો કે અજયસિંહે ચંદ્રપ્રભાને પોતાના ઘોડા ઉપર બેસવાનું કહ્યું, પરંતુ તેણે ના કહીને અતિ આગ્રહપૂર્વક અજયસિંહને ઘોડા ઉપર બેસવાનું જણાવ્યું હતું. અજયસિંહ ચંદ્રપ્રભાની સાથે ને સાથે રહેવાના ઇરાદાથી પોતાનો ઘોડો બહુ ધીમો ચલાવતો હતો. વાતમાં વાત નિકળતાં નિકળતાં ચંદ્રપ્રભાના લગ્નસંબંધ વિષે વાત ચાલી. તેમાં ચંદ્રપ્રભાએ જણાવ્યું કે તેનાં લગ્ન હજી થવાનાં છે. તેનાં લગ્ન કરવાનો તેના પિતાનો ઇરાદો હતો એવામાં જ તે મરણ પામવાથી એ વાત ઢીલમાં પડી છે. તેના મામાએ એક બે ઠેકાણે પ્રયત્ન કરી જોયો, પરંતુ તે સ્થળ સારાં ન લાગવાથી તેના પ્રયત્નનું ફળ નિષ્પન્ન થયું નહિ. આ લગ્નની વાત નિકળેલી જોઇને ચંદ્રપ્રભાની સખીઓએ વચ્ચે માથું માર્યું અને તેમણે ચંદ્રપ્રભાની ઠઠ્ઠામશ્કરી કરવાનો પ્રારંભ કર્યો. એ મશ્કરી તેને પસંદ પડેલી જોઇને તેની સખીઓએ ઉત્સાહિત બનીને વધારે જોરથી હાંસીનો પ્રવાહ આગળ લંબાવ્યો. તેમણે ચંદ્રપ્રભાના ભાવિપતિનું વર્ણન કરવાનો પ્રારંભ કર્યો; અને એ નિમિત્તે આબેહૂબ અજયસિંહનું શબ્દચિત્ર આલેખ્યું. આ બે જણીઓએ આ પ્રમાણે પોતાનો સંબંધ ચંદ્રપ્રભાની સાથે શબ્દમાં જોડેલો જોઇને અ-

જયસિંહને અતિ આશ્ચર્ય લાગ્યું અને તે ઉંડા વિચારમાં પડી ગયો. જે વાર્તાલાપ ચાલે છે તે સભ્યતાયુક્ત છે કે અસભ્યતાભર્યો એ તે ચોકકસ કરી શકયો નહિ ! એક તરૂણીએ બીજી તરૂણીની કરેલી મશ્કરી કેટલી મનોવેધક હોય છે તેનો વિચાર કરતાં અજયસિંહ જેવો અલ્લડ તરૂણ આવી મશ્કરી પસંદ કરે અને તેનું મન મોહમુગ્ધ બની જાય તેમાં વિશેષ નવલ નથી એમ લાગ્યા સિવાય રહેશે નહિ. તથાપિ તેનું મન આ પ્રસંગે દ્વિધા બન્યું હતું. તેને લાગ્યું કે ' મેં આ સ્ત્રી સાથે આટલો બધો પરિચય પાડી દીધો એ કાંઇ ઠીક થયું નથી. ' તેને એ સ્ત્રીનો સહવાસ યોગ્ય લાગ્યો નહિ તદપિ તે છોડવાનું પણ ગમતું નહિ. વળી એ પ્રદેશ અજાણ્યો હોવાથી આગળ એકલા જવું એ પણ જોખમકારી છે, એમ ધારીને તેણે આ સ્રીઓની સાથે જ રહેવાનું પસંદ કર્યું. અર્થાત્ જેમ તેમ કરીને આજની રાત્રી આ સ્ત્રીઓ સાથે નભાવી લેવાનો તેણે નિશ્ચય કર્યો.

એ રીતે સૂર્યાસ્તના સમય પર્યંત ધીમે ધીમે તેમનો પ્રવાસ ચાલુ હતો. જે પ્રદેશમાંથી આ ટોળી પ્રવાસ કરતી હતી તે પ્રદેશ પણ રમ્ય હોવાને લીધે તેની રમણીયતાનું અવલોકન કરતા અકકલમલ અને જયમલ ધીમે ધીમે પોતાનો માર્ગ ક્રમિત કરતા હતા. એ બન્નેને પણ પોતાના માલિકનું આ આચરણ પસંદ પડયું નહિ. વચ્ચે વચ્ચે તેઓ એક બીજાની સામે જોઇને નેત્ર-સંકેતથી પોતાની નાપસંદગી પણ અરસપરસ દર્શાવતા હતા. સૂર્યદેવ અસ્તાચળથી થોડેક જ દૂર હતા તે વખતે અર્ધકોસ દૂર એક ઇમારત દેખાવા લાગી. એ જ પોતાના મામાનું મકાન છે અને ત્યાં જ રાત્રી ગાળવાની છે, એવું ચંદ્રપ્રભાએ અજયસિંહને

સૂચન કર્યું. એ રસ્તો જતો હતો તેની જમણી બાજુએ તે ઇમારત હતી. ચંદ્રપ્રભાએ એક પગથી વાટે તે મકાન તરફ જવાનો સીધો રસ્તો લીધો એટલે અજયસિંહે પણ પોતાનો ઘોડો તેની પાછળ ચલાવ્યો. લગભગ આરતીને સમયે બધાં તે મકાનમાં આવીને દાખલ થયાં.

---

## પ્રકરણ ૫ મું.

---

### ભૂતખાનું.

જે ઠેકાણે આ સર્વ જણ આવી પહોંચ્યાં તે મકાન ઘણું મોટું હતું. તેની આગળ પાછળ મોટું આંગણું હતું, અને તેને ફરતી એક ઉંચી અને જાડી દિવાલ હતી. આગલી બાજુના આંગણાની બન્ને ગમ ઘોડા બાંધવાને માટે બે પાયગા હતી. તેમાં કેટલાક ઘોડા બાંધેલા હતા. અજયસિંહના ઘોડાએ એ પાયગામાં પ્રવેશ કરતાં જ અંદરના અશ્વોએ જાણે તેનું સ્વાગત કરતા હોય તેમ હણહણાટ કરવા માંડયો અને જમીન ઉપર પગ ઠોકવા માંડયા. કોઇ પરોણા આવ્યા છે એમ માલૂમ પડતાં એક ખાસદાર ત્યાં આવ્યો. તેણે અજયસિંહના ઘોડાની લગામ પકડી. તેને જોઇને ચંદ્રપ્રભાએ આજ્ઞા કરી: " પીરખાન ! આ મ્હેમાનોના ઘોડાની બરોબર ચાકરી કરજે અને તેને માટે દાણાપાણીની પણ સારી વ્યવસ્થા રાખજે. જો કાંઇ કસુર કરી છે તો ચાલશે નહિ, સમજ્યો કે ! "

પીરખાને ' વારૂ જી ' કહીને ઘોડા ઉપરનો સામાન ઉતારીને તેને માટે ઘાસપાણીની વ્યવસ્થા કરવા માંડી. એ વખતે એ ખાસદારના કરતાં જરા ઉંચા દરજ્જાનો માણસ આવ્યો. તેના હાથમાં એક એરંડીઆના દીવાનું ફાનસ હતું એ દીપકના પ્રકાશથી અજયસિંહ આ મકાનનું સ્વરૂપ બરાબર રીતે જોઇ શકયો. પેલા મનુષ્યને જોઇને ચંદ્રપ્રભા બોલી: " કેમ વીરસિંહ ! મામા સાહેબ શું કરે છે ? "

" કોણ ? મામા સાહેબ ? " વીરસિંહ બોલ્યો: " એ તો આજે જ કાંઇક જરૂરી કામને માટે ઉજ્જયની ગયા છે ! "

ચંદ્રપ્રભાએ આશ્ચર્ય પામતાં પૂછ્યું: " ઉજ્જયની ગયા છે ? પણ હું આજે આવનાર હતી એમ મેં તેમને કહેવરાવ્યું હતું ને? "

" એ વાત ખરી, " વીરસિંહ બોલ્યો: " પણ સુબા સાહેબનો સાંઢણીસ્વાર કાંઇક જરૂરનો સંદેશો લાવવાથી તેઓ એકલા જ ઉતાવળા ઉતાવળા ત્યાં ગયા છે. જતાં જતાં તેઓ કહેતા ગયા છે કે ' હું આવતી કાલે જ પાછો આવીશ. ' તેમણે આપની સારી રીતે બરદાસ્ત કરવાની પણ અમને સૂચના કરી છે."

" હું મારી બરદાસ્તની ફિકર કરતી નથી. " ચંદ્રપ્રભા અજયસિંહ તરફ દ્રષ્ટિ કરીને બોલી; " પરંતુ આજે આ મોટા સરદાર આપણે ત્યાં પધાર્યા છે તેમની સુશ્રુષા આપણે સર્વેએ ઉત્તમ પ્રકારે કરવાની છે. " પછી તે અજયસિંહને ઉદ્દેશીને કહેવા લાગી: " મહારાજ ! આજે મારા મામા સાહેબ પોતે આપનું આતિથ્ય કરવાને અહીં હાજર નથી તેથી મને ઘણું ખરાબ લાગે છે ! "

**અજયસિંહ** વિનય દાખવતો બોલ્યો: " એમાં ખરાબ લાગવાનું કાંઇ પણ કારણ નથી. અમે રહ્યા મુસાફર ! રાતની રાત ગમે ત્યાં કાઢવાની તો હતીજ. તેમાં તમે આટલી સગવડ કરી આપી તે માટે અમારે તો તમારો આભાર માનવો જોઇએ."

" એ આપ આપની લાયકી દર્શાવો છો." **ચંદ્રપ્રભા** બોલી. " પરંતુ આપે કૃપા કરીને મારા રક્ષણને માટે મારી સાથે અહીં સુધી આવવાનું સ્વીકાર્યું તેથી આપનું ઉત્તમ પ્રકારે આતિથ્ય કરવું એ અમારૂં કર્ત્તવ્ય છે એમ હું સમજું છું. અને તે કર્ત્તવ્ય પરિપૂર્ણ કરવામાં હું જરા પણ પ્રમાદ કરીશ નહિ."

એ પ્રમાણે ભાષણ ચાલતું હતું તે વખતે **વીરસિંહ** દીવો હાથમાં લઇને મકાન તરફ ચાલ્યો, એટલે સર્વ જણા તેની પાછળ પાછળ ચાલ્યા. દેવડીમાં થઇને તેઓ મકાનની અંદરના ચોકમાં ગયા એટલે એક પ્રશસ્ત પરસાળ તરફ હાથ કરીને **ચંદ્રપ્રભા** બોલી: " આપની સાથેના સેવકોને માટે આ સ્થળે વ્યવસ્થા થઇ શકશે. આપને માટે સામેની મેડી ઉપર મારા મામાની બેઠક છે ત્યાં રહેવાનું રાખશો તો આપને ઠીક પડશે. તે બેઠકની બારી આ ચોકમાં પડે છે. ત્યાંથી આપ અવાજ કરશો તો આપના સેવકો સાંભળી શકશે."

**અજયસિંહ**ના મનમાં એક વખત એવો વિચાર આવ્યો કે પોતાના નોકરો પણ પોતાની સાથે જ હોય તો સારૂં, પરંતુ **ચંદ્રપ્રભા**ની આ સૂચના વિરૂદ્ધ કાંઇ પણ બોલવું એ તેને સભ્યતાયુક્ત લાગ્યું નહિ. તેથી એ પોતાના નોકરોને એ પરસાળમાં ઉતારો કરવાનું સૂચવીને પોતે મૂંગો મૂંગો જીના વાટે થઇને મેડી ઉપર ગયો.

પોતાનો સ્વામી એક રમણીના મોહપાશમાં ફસાઇને પોતાની વિશેષ કાળજી ન કરતાં એકદમ ચાલ્યો ગયો, એ જોઇને એ બન્ને નોકરોને માઠું તો બહુ લાગ્યું, પણ કરે શું ? ' અમે તમારી પાસે જ રહીશું ' એમ સ્પષ્ટપણે અજયસિંહને તેઓ કહી શકયા નહિ. તેઓ પરસાળમાં જ પોતાના ઘાસીઆ પાથરીને પડયા.

ઘાસીઆ ઉપર પડયા પડયા અકકલમલે પોતાની આસપાસની જગ્યા તરફ સહજ નજર ફેરવી, તો તેને એ જગ્યા જરા ચમત્કારિક લાગી. તેઓ જે મકાનમાં હતા તે મકાન ભવ્ય અને સો-સવાસો માણસો રહી શકે તેવડું વિશાળ હતું. પરંતુ અત્યારે તેમાં પાંચ–સાત કરતાં વધારે માણસો છે નહિ એમ તેને લાગ્યું. આટલા મોટા મકાનના પ્રમાણમાં તેની અંદર માણસોની ધમચક્કી પણ તેટલી જ મોટી હોવી જોઇએ, તેને બદલે સર્વત્ર સ્મશાન જેવી શાંતિ પ્રસરેલી લાગી. વળી જે પરશાળમાં તેઓ હતા તેની આજુબાજુની ઘણી ખરી ઓરડીઓનાં દ્વાર વાસેલાં દેખાતાં હતાં. તે ઉપરથી પણ તેની કલ્પનાને ટેકો મળતો હતો. આ વિચાર મનમા આવતાં, ચંદ્રપ્રભાનો મામો મોટો સરદાર હોવા છતાં તેના મકાનમાં ફક્ત થોડાં જ મનુષ્યો કેમ એ પ્રશ્ન તેના મનમાં ઉદ્‌ભવ્યો. તે ઊંડા વિચારમાં પડી ગયો, પરંતુ આ પ્રશ્નનો તે ખુલાસો કરી શકયો નહિ. એટલે તેણે પોતાનો વાટવો છોડીને તેમાંથી ચલમ તથા તંબાકુ કાઢી તથા તંબાકુ મસળી ચલમમાં ભરીને દેવતા સળગાવવાની તૈયારી કરવા લાગ્યો.

જયમલના મનમાં તો આ પ્રકારનો કાંઇ પણ વિચાર ઉદ્‌ભવ્યો નહોતો. અક્કલમલને ચલમ ભરતો જોઇને તેને જરા ઠીક

લાગ્યું અને તે પોતાના વાસીઆપર પડયો હતો ત્યાંથી ઊઠીને અક્કલમલ પાસે આવીને બેઠો.

તેઓ જ્યાં બેઠા હતા ત્યાં એક કોડીઆમાં ઝીણો દીવો બળતો હતો. આ કોડીઉં નવું હતું અને તેમાં આજે જ તેલ તથા વાટ પૂરી હોય એમ લાગતું હતું. માત્ર બે–ત્રણ મ્હેરોણા આવતાં તેમને માટે દીવો કરવાને નવું કોડીઉં કાઢવું પડે એ જોઇને અક્કલમલ એટલું અનુમાન કરી શકયો કે ' આ મકાનમાં સાધારણ રીતે ઘણાં થોડાં મનુષ્યો રહેતાં હોવાં જોઇએ એવો જે તર્ક મેં કર્યો છે તે ખોટો નથી. ' તેણે તૈયાર કરેલી સીંદરીની ગુંચળીને દીવા પાસે ધરીને સળગાવી. તે સળગતાં ચલમમાં મૂકીને એક–બે દમ લગાવી મુખમાંથી ધૂમ્રના ગોટા કાઢતાં તેણે ચલમ જયમલને આપી. જયમલ તો તૈયાર જ થઇ રહ્યો હતો. તેણે આદર પૂર્વક ચલમનો સત્કાર કર્યો.

એ પ્રમાણે થોડોક સમય ચલમ ફૂંકવામાં ગાળ્યા બાદ આ મકાન કેવડું છે અને તેમાં અત્યારે કેટલાં માણસો છે તેની પાકી તપાસ કરવાનો અક્કલમલે વિચાર કર્યો. વગર કારણે તેને મકાનમાં આમતેમ ફરતો જોઇને કોઇને શંકા આવશે એમ તેને લાગ્યું. પરંતુ પ્રસંગ પડતાં યુક્તિ સુઝી આવે છે, એ સિદ્ધાંત પ્રમાણે તેને પણ એક યુક્તિ સુઝી. તેણે ફરીથી ચલમમાં તંબાકુ ભરી અને સીંદરીનું ગુંચળું સળગાવતાં દીવો ફૂંક મારીને ઓલવી નાખ્યો. અરધું સળગેલું ગુંચળું નીચે નાખીને તે દીવો પ્રકટાવવાને બ્હાને કોડીઉં હાથમાં લેઇને ત્યાંથી ઊઠયો અને ધીમે પગલે એક એક દ્વાર પાસે ઊભો રહીને અંદર શું બને છે તે જાણવાનો

પ્રયત્ન કરવા લાગ્યો. દરેક ઓરડીમાં બિલકુલ સુમસુમાકાર છે એમ તેને લાગ્યું. એ પ્રમાણે દશ–બાર ઓરડીઓની તપાસ લીધા બાદ તે એક ઓરડી પાસે આવ્યો. તે ઓરડીનું દ્વાર પણ બંધ જ હતું. તેની તડમાંથી અંદર પ્રકાશ જણાતો હતો. એ તડમાંથી જોતાં અંદર એક ઝાંખો દીવો બળતો જોયો. તેના પ્રકાશમાં તેને બે મનુષ્ય બેઠેલાં જણાયાં. એ બે જણાં કાંઇ વાત કરતાં હતાં, તેમની વચ્ચે ચાલતી વાતચીત સાંભળવાને તે જરી પણ હીલચાલ કર્યા વગર ત્યાંજ ઊભો રહ્યો, અને નીચેના શબ્દો તેના કાને પડ્યા.

"પણ છે તો આખા ત્રણ જણાજ ને!" એ બે વ્યક્તિમાંનો પુરુષ બોલ્યો.

"છે તો ફક્ત ત્રણ પણ લાગે છે તેર જેવા! એ કાંઇ તમારા જેવા ત્રણ–ચાર જણાથી હારી જનાર નહિ!" સ્ત્રીનો અવાજ આવ્યો.

"એની તારે ચિંતા ન કરવી!" પેલો પુરુષ મોટા અભિમાન પૂર્વક બોલ્યો: "ચંદ્રપ્રભા બાઇ કાંઇ મૂર્ખ નથી. જ્યાં શકિતનું સામર્થ્ય ચાલે એવું ન લાગે ત્યાં યુક્તિનો જ ઉપયોગ કરવો પડે છે, એ શું તું નથી જાણતી? અને એ સંબંધી શું કરવાનું છે તે આપણે નકકી કરીજ રાખ્યું છે."

"હા, એ તમારૂં કહેવું ખરૂં!" તે સ્ત્રી બોલી: "પણ હું એમ પૂછું છું કે આ ત્રણ જણા દેખાય છે તદ્દન છડા! તેમની પાસે કાંઇ માલ મીલકત હોય એવું તો લાગતું નથી. તેમ છતાં આટલો બધો પ્રયાસ કરીને ખુદ બાઇ સાહેબ તેમને અહીં લઇ આવ્યાં છે તેનું શું કારણ હશે?"

"તું તો મૂર્ખીને મૂર્ખી રહી !" પુરુષ બોલ્યો: "આપણા નાયક સાહેબનો હેતુ જાણવાની તારે શી પંચાત? તું તારે તારૂં રસોઇનું જ કામ સંભાળીને બેસી રહે એટલે બસ."

"રસોઇનું કામ તો તમારે મન હિસાબ વગરનું કાં ?" તે સ્ત્રી મોટા ગર્વ પૂર્વક બોલી: "રસોઇ બનાવવાની મારી કુશળતાને લીધે આજ સુધીમાં તમે કેટલો શિકાર મેળવ્યો છે તેની કાંઇ ખબર છે ?"

"આજનો શિકાર પણ તે જ યુક્તિથી સિદ્ધ કરવાનો છે." પુરુષે જણાવ્યું.

"તો ઠીક." સ્ત્રી બોલી: "એક વખત મારા હાથનું ભોજન પેટમાં ગયું કે થયું ! પછી તે ભલેને મોટો પહેલવાન હોયની ! એક ઘડીની અંદર તો તે નરમ બની જવાનો !"

"બહુ થયું ! ઝાઝી તારીફ કરવી રહેવા દે !" પુરુષ હસતો હસતો બોલ્યો: "તને એ યુક્તિ શિખવી કોણે ? **ધીરાજી નાયકે** કે નહિ ? તો પછી એમાં તું મોટું અભિમાન શાની કરે છે ? પણ હવે જવા દે એ વાત. જા, તારા કામે વળગ. આજની રસોઇ એવી ફક્કડ બનાવ કે તે પેટમાં જતાંની સાથે જ એ ત્રણે જણા પૂરાજ થઇ જાય !"

"એટલે !" સ્ત્રી કાંઇક સંશયયુક્ત વદને બોલી: "તેમને કામુકા પાર કરી દેવાનો ઇરાદો છે કે શું ? જો તેમ જ હોય, તો હું સાફ કહું છું કે એ કાર્ય મારા હાથે થનાર નથી ! એક માણસનો જીવ લેવામાં તમને કાંઇ લાગતું નહિ હોય, પણ મને તો એ વાત બિલકુલ નાપસંદ છે."

પેલો પુરુષ બોલ્યો: " તું તો કોઇ મોટી તત્ત્વજ્ઞાની લાગે છે ! અમને શું કોઇ મનુષ્યનો વિના કારણે નાશ કરવાની મરજી થતી હશે? જ્યારે કોઇ પણ માર્ગ ન રહે ત્યારે જ અમે બીજાનો જીવ લઇએ છીએ; અને તે પણ ખુલ્લા મેદાનમાં તેની સાથે બે હાથ કરીને જ કોઇને ઝેર દઇને અથવા ઉંઘમાં તેના કાળજામાં કટાર ખોસીને, તેને ભૂખે મારીને કે એવા બીજા કોઇ પ્રકારે અત્યાર સુધી અમે કોઇ પણ માણસનો પ્રાણ લીધો નથી. તું પણ એ વાત જાણે છે. આ લોકોને જાનથી મારી નાખવા નથી. માત્ર થોડાક દિવસ અહિં કેદ કરી રાખવાના છે. "

" અને પછી તેમના આપ્તજનો પાસેથી પૈસા લીધા પછી તેમને છુટા કરવાના, એમ કે નહિ? " તે સ્ત્રી વચ્ચે બોલી ઉઠી.

" તને બધી બાબતની ભારે પંચાત ! " પુરુષ બોલ્યો: " પછી જે કાંઇ કરવાનું હશે તે ધીરાજી નાયક કરશે. તેની પંચાત આપણે શા માટે કરવી જોઇએ ? "

આ પ્રમાણેનું એ સ્ત્રી અને પુરુષ બન્નેનું સંભાષણ સાંભળતાં અક્કલમલનો જીવ તાળવે ચોટી રહ્યો હતો. એ વખતે તેની બાહ્ય શાંતિમાં જરી પણ ફેરફાર થએલો જણાતો નહોતો, તોપણ પોતાના ઉપર અને પોતાને પ્રાણ કરતાં પણ પ્રિય એવા પોતાના માલિક ઉપર કેવા પ્રકારનું સંકટ આવી પડયું છે એનો વિચાર કરતાં તે પ્રસ્વેદથી ભિંજાઇ ગયો. તથાપિ આ મકાનનું ગુપ્ત રહસ્ય બરોબર વખતસર પોતાના જાણવામાં આવી ગયું એ ઠીક થયું, એમ તેના મનને લાગ્યું. હવે આગળ શું કરવું તેનો તે વિચાર કરવા લાગ્યો. આ સંભાષણથી તે એટલું તો સમજી શક્યો હતો કે આજના

ભોજનમાં કાંઈક નશાકારક પદાર્થ નાખીને તેમને શક્તિહિન બનાવી દેવાનો આ ભેદી મંડળનો ઈરાદો છે. અર્થાત્ આ મકાનમાં કાંઈ પણ પદાર્થ પોતાના સોબતી તથા પોતાના માલીકના મુખમાં જવા નહિ દેવાની સંભાળ રાખવી, એમ તેણે નિશ્ચય કર્યો. પરંતુ એ બની શી રીતે શકે ?

તે થોડો વધુ વખત ત્યાં ઊભો રહ્યો. પરંતુ તે સ્ત્રીપુરુષ વચ્ચેની વાતચીતનો ઓઘ બીજી તરફ વળેલો જોતાં પુનઃ તે પગનો અવાજ ન થાય તેવી રીતે ધીમે ધીમે ચાલીને પોતાના સાથીદાર પાસે આવ્યો. એ વખતે જયમલ મીરાંબાઈ વિરચિત એક હિંદી પદ મનમાં ને મનમાં ગાતો હતો. તેના અડોઅડ જઈને બહુજ ધીમા સ્વરે અક્કલમલે પોતાના ઉપર આવી પડનારી ભાવિ આપત્તિની હકીકત ટુંકાણમાં પણ સ્પષ્ટ રીતે જણાવી. હવે શું કરવું, તેનો એ બન્ને જણા સાવધપણે વિચાર કરવા લાગ્યા.

આ બાજુએ અજયસિંહ ચંદ્રપ્રભાની પાછળ એક પ્રશસ્ત દિવાનખાનામાં આવી પહોંચ્યો. આ દિવાનખાનામાં સર્વત્ર સ્વચ્છતા દેખાતી હતી. જાણે આજે જ તે દિવાનખાનું વાળીચોળી, ઝાડીઝટકીને સાફ કર્યું હોયની એમ લાગતું હતું. તેમાંનો સામાન કાંઈ ઝાઝો નહોતો. માત્ર બે-ત્રણ ગાદીઓ અને તકીઆ બિછાવેલાં હતાં. ગાદી ઉપર સફેદ ચાદરો પાથરી હતી. એક ગાદી ઉપર બેસવાની ચંદ્રપ્રભાએ સૂચના કરતાં અજયસિંહ તેના ઉપર બેઠો. તેને પ્રવાસના શ્રમને લીધે તૃષા લાગી હતી. એ વાત ચાણાક્ષ ચંદ્રપ્રભા સમજી ગઈ. તે પોતે એક બીજી ગાદી ઉપર બેઠા પછી તેણે એક દાસીને પાણી તથા બીજી દાસીને શરબત લાવવાનું કહ્યું. ચાંદીના સ્વચ્છ

અને ચકચકિત લોટામાં નિર્મળ અને શિતળ જળ આવ્યું. ગુલાબના મધુર શરબતનો શીશો પણ હાજર થયો. ચંદ્રપ્રભાએ પોતે ચાંદીના પ્યાલામાં પાણી અને શરબત રેડી તે પ્યાલો પોતાના હાથે અજયસિંહને આપ્યો. તે પ્યાલો લેતાં અજયસિંહના હાથને ચંદ્રપ્રભાની અંગુલીનો સ્પર્શ થયો. એ સ્પર્શથી ઉત્પન્ન થયેલી વિદ્યુતે અજયસિંહના મગજમાં એક અજબ પ્રકારની અસર ઉપજાવી. શરબત મિશ્રિત શિતળ જળનું તથા પોતાની સામે બેઠેલી રૂપસંપન્ન યુવતિના સૌંદર્યામૃતનું પાન કરતાં કરતાં અજયસિંહ રોમાંચ અનુભવવા લાગ્યો અને તેના મનમાં તનમનાટ થઇ રહ્યો.

પાણી પીને તાજેમાજે થયા પછી એ બન્ને વચ્ચે પુનઃ વાર્તાલાપ શરૂ થયો. આ વખતે તો ચંદ્રપ્રભાની સખીઓએ પોતાના મશ્કરીખોર સ્વભાવની પરાકાષ્ટા જ કરી દીધી. અજયસિંહ કેવળ મૂર્ખ નહોતો. તેમનું એ અસભ્ય ભાષણ બિલકુલ પસંદ પડતું નહિ. પરંતુ કરે શું ? તે અત્યારે બરોબર તેમના પંજામાં સપડાયો હતો, એટલે તેને તેઓ જે કાંઇ બોલે ચાલે તે શાંતિથી સહન કર્યા વગર છૂટકો નહોતો. વળી ચંદ્રપ્રભા પણ પોતાની સખીઓનું આ ઠઠ્ઠામશ્કરી યુક્ત ભાષણ આનંદ પૂર્વક શ્રવણ કરતી હતી; એટલું જ નહિ પણ ઉલટી તેમને ઉત્તેજન આપતી હતી. એ જોઇને અજયસિંહના મનમાં ધીમે ધીમે તેના વિષે પણ અસદ્‌ભાવ ઉત્પન્ન થવા લાગ્યો. અજયસિંહના મનની આ સ્થિતિ ચંદ્રપ્રભા એકદમ સમજી ગઇ. તેણે પોતાની સખીઓને મશ્કરીમાં આગળ વધતાં અટકાવી અને વિષયાંતર કરી દીધું.

આ વાતચીતમાં આશરે બે એક ઘટિકા વ્યતિત થયા બાદ ભોજન તૈયાર થયું છે કે નહિ તેની ખબર કાઢવાને, ચંદ્રપ્રભાએ

પોતાની એક દાસીને નીચે મોકલી. તેને નીચે જઇને પાછી આ-વતાં માત્ર થોડીક પળો જ લાગવી જોઇતી હતી. પરંતુ ઘણો વખત થયા છતાં તે પાછી આવી નહિ એટલે ચંદ્રપ્રભાએ બીજી દાસીને મોકલી. બીજી દાસી પણ નીચે ગઇ તે ગઇ જ. બન્ને દાસીઓ પાછી ન આવતાં નીચે જ રહી એ જોઇને ચંદ્રપ્રભા પોતાનું અ-પમાન થયેલું સમજી અને તેમના ઉપર ક્રુદ્ધિત બનીને પોતે જાતે ભોજનની ખબર કાઢવા તથા તેમની પણ ખબર લેવાને નીચે ગઇ.

આ ત્રણે સ્ત્રીઓને પોતાની પાસેથી ચાલી ગએલી જોઇને અજયસિંહને અતિ સંતોષ થયો. હવે તે સ્વસ્થતાપૂર્વક તકીઆને અઢેલીને ગાંદી ઉપર આડે પડખે થયો. એટલામાં જીનાના પગથીઆ ઉપર કોઇ ઝડપથી ચઢતું હોય એવો અવાજ તેના સાંભળવામાં આવ્યો. તે એકદમ બેઠો થઇ ગયો. જીના ઉપર ચઢી આવનાર વ્યક્તિના પગલાનો અવાજ એટલા જોરથી થતો હતો કે જાણે તેને પોતાના પગની નીચે શું છે તેનું બિલકુલ ભાન રહ્યું ન હોય, અને જીના ઉપર ચઢી આવવાની તેને અતિ ઉતાવળ હોય એમ સ્પષ્ટ જણાતું હતું. આ વાત ધ્યાનમાં આવતાં જ અજયસિંહ સાવધ બન્યો. તે પોતાની તલવાર શોધવા લાગ્યો; પરંતુ તલવાર ગૂમ ! પોતાની પ્રિય અસીને અદ્રશ્ય થયેલી જોઇને તે અતિ વિસ્મિત થયો.

આ વિસ્મિત સ્થિતિમાં તેને ઝાઝો વખત રહેવું પડયું નહિ. બે ચાર પળમાં અકકલમલ અને જયમલ તેની સામે આવીને ઊભા રહ્યા. તેમના ચ્હેરા અતિ કઠોર અને ઉગ્ર દેખાતા હતા. એ જોઇને અજયસિંહને પણ કાંઇ દગો થયેલો હોવાની શંકા આવી. એટલામાં અકકલમલ્લ બોલ્યો: “ સરકાર ! ઊઠો, આ સ્થળે એક પળ પણ

વિશેષ રોકાવું એ આપણે માટે જોખમ ભર્યું છે. જો કે આપણને ક્ષુધા લાગી છે, તો પણ આ સ્થળે જમવા કરતાં ભૂખે મરી જવું એ બહેતર છે! માટે આ જગ્યા છોડીને આપણે એકદમ ચાલ્યા જવું જોઈએ, નહિ તો કઈ પળે શું થશે તે કાંઈ કહી શકાય તેમ નથી!"

"પણ આ બધું છે શું?" અજયસિંહ બોલી ઉઠ્યો: "મને તો કાંઈ પણ સમજ પડતી નથી! વારૂ, પણ મેં મારી તલવાર ક્યાં મૂકી છે?"

"આપ જ્યારે ઉપર આવ્યા ત્યારે તલવાર આપની પાસે જ હતી." અક્કલમલ બોલ્યો. આમ તેમ તપાસ કરતાં તેના પગ સાથે તલવારની મૂઠ જેવું કાંઈક અફળાયું. તે બોલ્યો: "આ રહી, આ જાજમ નીચે."

અજયસિંહની સાથે ગપ્પા મારતાં ચંદ્રપ્રભાએ તેનું ધ્યાન ન ખેંચાય તેવી રીતે તેની તલવાર પોતાના હાથમાં લીધી હતી, અને તેની સાથે ખેલતાં ખેલતાં તેણે મ્યાનની દોરી સાથે તલવારની મૂઠ જકડી લઈને અજયસિંહનું ધ્યાન ચૂકાવી એ તલવાર ધીમેથી જાજમ નીચે સંતાડી દીધી હતી. એવા હેતુથી કે બરોબર વખતે એ તલવાર તેના હાથમાં આવી શકે નહિ. કેમકે તે જાણતી હતી કે જો અજયસિંહના હાથમાં એક તલવાર માત્ર હશે તો પણ તે સામેના દશ જણને ભારે થઈ પડશે!

પોતાની લાડકી તલવાર હાથમાં આવતાં તેને મ્યાનથી ઢીલી કરીને અજયસિંહ બોલ્યો: "તમે કહો છો તે પ્રમાણે દગાનો તો

મને ચોક્કસ સંશય પડે છે. પરંતુ એવો આપણો શત્રુ કોણ હશે તે હું સમજી શકતો નથી. ”

“ બીજો વળી કોણ ! પેલો લૂટારાનો નાયક ધીરાજી ! ” અક્કલમલ બોલ્યો: “ એણેજ આપને કપટકળા ચલાવીને મોહ-પાશમાં ફસાવ્યા છે ! ”

“ હવે વધુ વાતચીત કરવાનો સમય નથી. ” જયમલ બોલ્યો: “ હવે તો આપણે અહીંથી નિકળી જઇ ઘોડા ઉપર સ્વાર થઇને ખૂલ્લા મેદાનમાં પહોંચી જઇએ એટલે થયું. ”

“ આ મારી લાડકી તલવાર મારા હાથમાં છે ત્યાં સુધી એક તો શું પણ દશ ધીરાજી આવે તો પણ હું તેમનાથી ડરનાર નહિ.” અજયસિંહની વીરશ્રી ચમકી રહી.

“ અને અમે શું ધીરાજીથી ડરીએ છીએ ? ” અકકલમલ બોલ્યો: “ આમાં ડરપોકપણાનો સવાલ નથી. પરંતુ વિના કારણ સંકટમાં સપડાવા કરતાં તેનાથી જરા દૂર રહેવું તેમાં શું ખોટું ? ”

એમ બોલતો અકકલમલ જીના તરફ વળ્યો. તેની પાછળ જયમલ તથા અજયસિંહ ચાલ્યા. જીના ઉપરથી ઉતરીને નીચે આવતાં હથિયાર બંધ બનેલા પાંચ જુવાનો તેમની દ્રષ્ટિએ પડયા. તેમની પાસે પણ તલવારો હતી. બધાની તલવારો મ્યાનમાંથી બહાર નિકળી અને આમનસામન ધસારો થયો. પરંતુ આ જુવાનો કાંઇ કસાએલા યોદ્ધા નહોતા. આપણા ત્રણ વીરોએ એ પાંચ જણાને થોડીક વારમાં જ જેર કરી દીધા. બે જણા તો વધારે ઘાયલ થવાથી મૂર્ચ્છિત બની ગયા. બાકીના ત્રણ જણાને પણ નાના નાના એક બે જખમ થયા હતા. તેમની પાસેથી તલવારો ઝુંટવી લઇને

તેમના જ ફેંટા વડે તે ત્રણેને બાંધી ત્યાં જ પડતા મૂકીને અજયસિંહ તથા તેના સેવકો પોતાના ઘોડા પાસે આવ્યા. ઘોડા ઉપર જીન ચઢાવીને અક્કલમલે આ મકાનમાં પેસવાનો મુખ્ય દરવાજો ઉઘાડયો. સદ્ભાગ્યે અંદરથી તાળું વાસેલું નહિ હોવાને લીધે દરવાજો ઉઘાડતાં મુશ્કેલી નડી નહિ. દરવાજા બહાર નિકળી ત્રણે જણાએ ઘોડા પર સ્વાર થઇને આગળ પાછળ જોયા સિવાય મારી મૂકયું. કઇ બાજુએ જવું તે નક્કી કર્યું નહોતું અને બહાર હતું તદ્દન અંધારૂં. એટલે ત્રણે જણાએ જયાં જવાય ત્યાં જવું એવો નિશ્ચય કરીને ઘોડાને આગળ દપટાવવા માંડયા.

પેલો ઘોડાવાળો પીરખાન તો હતાશ જ બની ગયો હતો. તેણે આ ત્રણ જણાને પાયગામાં આવતા, ઘોડા ઉપર જીન ચઢાવતા અને દરવાજો ઉઘાડીને બહાર જતા જોયા. પરંતુ તે બધું એટલી બધી ત્વરાથી બન્યું હતું કે તે ઉં કે ચું કાંઇ પણ કરી શકયો નહિ. શું કરવું એ તેને સુઝયું જ નહિ. આ લોકો અદ્રશ્ય થતાં તેનું ચિત સ્વસ્થ બન્યું. તે આ બધો શો પ્રકાર બની ગયો એ જાણવાને મકાનની અંદર ગયો. તેણે ચંદ્રપ્રભાની બૂમ સાંભળી. આસપાસ જોતાં એક ઓરડીમાંથી તેની બૂમ આવતી હોય એમ તેને લાગ્યું. સાંકળ ઉઘાડી બારણું ખોલીને તે ઓરડીમાં આવ્યો. તે ઓરડીમાં એક ઝીણો દીવો બળતો હતો. તેના ઝાંખા પ્રકાશમાં ચંદ્રપ્રભાને એકલીને જ ત્યાં પડેલી અને તેના હાથ પગ તેની સાડી વડે મજબૂત બાંધેલા જોયા.

રસોડામાં થતી જે વાતચીત અક્કલમલે સાંભળી હતી તે તેણે પોતાના સાથીદારને કહ્યા પછી તેણે તથા જયમલે એવો વિચાર

કર્યો કે આ મકાનમાં કાંઇ ઝાઝા માણુસો નથી. જો અહીં શક્તિ-બળ અધિક હોત તો યુક્તિનો પ્રયોગ અજમાવવાની જરૂર હતી. પરંતુ તેમ નથી. ઉલટા આ લોકો યુક્તિથી આપણને સપડાવવા માગે છે. માટે આપણે જ તેમની યુક્તિ ઉપર શક્તિની માત્રા ચ-લાવીને આપણો હેતુ સિદ્ધ કરવો. એવો વિચાર થતાં તેમણે પ્રથમ તો આ મકાનની મુખ્ય અધિકારિણી ચંદ્રપ્રભાના સમાચાર લેવાનો વિચાર કરીને જીના ઉપર જવા માંડયું. ત્યાં પહેલી એક દાસી નીચે આવતી જણાઇ. તેને આ બન્ને જણાએ એકદમ પકડી તેની સાડી વડે જ તેના હાથ પગ બાંધી લઇને એક ખાલી ઓરડીમાં લઇ જઇને પૂરી અને ઓરડીની સાંકળ બંધ કરી દીધી. આ પ્રકાર જોઇને એ દાસી એટલી તો ગભરાઇ ગઇ કે એક શબ્દ પણ બોલી શકી નહિ. તે પછી બીજી દાસીની પણ એ જ દશા થઇ. ત્યારપછી ખુદ ચંદ્રપ્રભાને પણ કેદ કરીને એક ત્રીજી ઓરડીમાં પૂરી. તે ઓરડીમાં ચંદ્રપ્રભાને શયન કરવા માટેની વ્યવસ્થા હતી. ત્યાં એક ઝીણો દીવો બળતો હતો અને એક પલંગ ઉપર ગાદલું બિછાવેલું હતું. તેના ઉપર તેમણે ચંદ્રપ્રભાને સૂવારી. આ મકાન ઘણું વિશાળ હતું અને આ બન્ને જણાએ પોતાનું કાર્ય એટલું બધું ગૂપચૂપ રીતે બજાવ્યું હતું કે તેની અંદરનાં માણસોને આ ત્રણ જણીઓ પરહેજ થયાની બિલકુલ ખબર પડી નહિ. જ્યારે અક્કલમલ અને જયમલ ધબધબ કરતા જીના ઉપર ચઢયા ત્યારે જ મકાનમાંના માણસો તે અવાજ સાંભળવાથી સંશય આ-વતાં હથિયાર લઇને ચોકમાં આવ્યા. ત્યાં આ બે જણને નહિ જોવાથી તેઓ આસપાસ તપાસ કરવા લાગ્યા. એટલામાં તો

**અજયસિંહ** પોતાના બન્ને સેવકો સાથે મેડી ઉપરથી નીચે આવી પહોંચ્યો. ત્યારપછી જે હકીકત બની તે અમે ઉપર વર્ણવી ગયા છીએ.

પોતે આટલી બધી કુશળતાપૂર્વક અને વ્યવસ્થિત રીતે તૈયાર કરેલી યોજના લગભગ પાર પડવાના સમયે રદ થઇ ગઇ એ જોઇને **ચંદ્રપ્રભાને** કેટલું બધું ખરાબ લાગ્યું હશે તેનો વાચકો પોતે જ ખ્યાલ કરી લેશે.

આ સ્થળે **ચંદ્રપ્રભા** સંબંધી થોડોક ઉલ્લેખ કરવાની જરૂર છે. તે **ધીરાજી નાયકની** પ્રત્યક્ષ વિવાહિતા પત્ની હતી ! તેનો પોતાના પતિ ઉપર અતિશય પ્રેમ હતો. તે પોતાના સ્વામીની આજ્ઞાથી જ **અજયસિંહને** ફસાવવાને તૈયાર થઇ હતી ! વળી **નંદનવની** ગુફાની પ્રાપ્તિ માટે આ પ્રયત્ન છે એમ પણ તેને જણાવવામાં આવ્યું હતું. તેથી તેણે પોતાના પતિને તેના પ્રયત્નમાં સહાય કરવાને માટે **અજયસિંહને** મોહપાશમાં ગુંથવાનું માથે લીધું હતું. તે પોતે સ્વભાવત: પાપભિરૂ હતી. પરંતુ તેના સ્વામીનો સ્વભાવ તેનાથી બિલકુલ વિરૂદ્ધ હતો. લૂટફાટ કરવી, કોઇ ગામ ભાંગવું, દરોડો પાડવો એ તેનો રોજનો ધંધો હતો. એ અન્યાયમાર્ગ છોડી દેવાને તે પોતાના સ્વામી-દેવને વારંવાર ઉપદેશ કરતી હતી, પણ તે તેના એ ઉપદેશ તરફ વિશેષ લક્ષ આપતો નહિ. છેવટે **ધીરાજીએ** તેને એવું વચન આપ્યું કે જો **નંદનવનની** ગુફામાંહિની સંપત્તિ પ્રાપ્ત થઇ જાય તો પછી હું આ ધંધો કદી પણ કરીશ નહિ. આ વચનને લીધે જ પોતાના પતિને લૂટફાટના ધંધામાંથી કાયમને માટે મુક્ત કરવાના ઇરાદાથી તે **નંદનવનની** ગુફાની પ્રાપ્તિ માટેના કાર્યમાં સહાયભૂત થવા તત્પર થઇ હતી. પરપુરુષ સાથે ઠઠ્ઠામશ્કરી કરવાનું તેને જરા પણ

પસંદ નહોતું અને વાસ્તવિક રીતે તેણે પોતે અજયસિંહ સાથે ઠટ્ઠામશ્કરીમાં કે એવા પ્રકારના બીજા કોઇ પણ કાર્યમાં સીધી રીતે ભાગ લીધો નહોતો. માત્ર તેની દાસીઓ જે કાંઇ બોલતી તે એ સાંભળતી હતી એટલું માફ ! તો પણ એટલું કરવું તે પણ મહત્ પાપ છે એમ તેને વારંવાર લાગતું. તેથી પોતે રચેલી યોજના રદ ગઇ તેના કરતાં પતિવ્રૃત્તધર્મની વિરૂદ્ધ પોતાને હાથે જે કાંઇ થોડું ઘણું આચરણ થવા પામ્યું તે માટે તેને અતિશય પશ્ચાત્તાપ થતો હતો !

---

## પ્રકરણ ૬ ઠું.

---

### ધીરાજીનું સાહસ.

સંધ્યાકાળના સમયે એક ગાઢ ઝાડીમાં જમીનપર ઉગેલી ધ્રો ઉપર બે પુરૂષો બેઠા હતા. એ બન્ને વચ્ચે મોટો અંતર હતો. તેમના દેખાવ ઉપરથી એક શ્રેષ્ટ અને બીજો કનિષ્ટ, એવો તે બે વચ્ચેનો ભેદ સ્પષ્ટ જણાઇ આવતો હતો. એ બન્નેના વર્તન ઉપરથી પણ તાબડતોબ ધ્યાનમાં આવી શકતું કે તે ઉભય વચ્ચેનો ભેદ કાંઇ કૃત્રિમ નહોતો. શ્રેષ્ટ પુરુષના તેજસ્વીપણાને લીધે જ કનિષ્ટ મનુષ્ય તેનાથી સ્હેજ સંકોચાતો જરા દૂર બેઠો હતો. તેમનો બન્નેનો પોષાક પણ તેમના દરજ્જા પ્રમાણે એકનો ઉંચા પ્રકારનો અને બીજાનો સાધારણ હતો. વાચકોને ઝાઝી વાર અંદેશામાં ન રાખતાં, આ બન્ને કોણ છે તે અમે એકદમ જણાવી દઇશું. આમાંનો

શ્રેષ્ટ પુરુષ ધીરોજી અને કનિષ્ટ ગજસિંહ હતો. વળી એ પણ કહી દેવું જોઇએ કે વૈતાળગઢની નજીકના જંગલમાં સંગ્રામસિંહ જે મનુષ્યને ભેટયો હતો તે જ આ લુટારાની ટોળીનો ભયંકર આગેવાન **ધીરોજી નાયક** હતો.

જે સ્થળે આ ભયંકર મનુષ્યની સંગ્રામસિંહે મુલાકાત લીધી હતી, તે સ્થળથી આ જગ્યા ઘણી દૂર હતી. **ધીરોજી નાયક** બિલકુલ નિષ્કાળજી પૂર્વક પોતાના પગ લંબાવી હાથનો જમીનને ટેકો દઇને આડે પડખે બેઠો હતો. ગજસિંહ તેનાથી જરા આઘે અદબ પૂર્વક બેઠો હતો. તે બન્નેની બંધૂકો તેમની પાસે જ પરંતુ જમીન ઉપર આડી પડેલી હતી; અને તેમના ઘોડા પણ ત્યાં આગળ વહેતા વ્હેળાના કિનારા ઉપર ઉગેલું લીલું ઘાસ ચરતા સ્વચ્છંદે ફરતા હતા. અહીંઆ રાવટી વગેરે કાંઇ પણ જોવામાં આવતું નહિ. તેથી તેમનો ત્યાં આગળ લાંબો વખત રહેવાનો વિચાર નહિ હોય એમ લાગતું હતું.

ધીરાજીના સુંદર ચ્હેરા ઉપર દેખાતી ઉદાસિનતાથી માલૂમ પડી આવતું હતું કે તેનો ઉદ્દેશ તેની મનેચ્છા પ્રમાણે સિદ્ધીને પામતો નહિ હોય. ગજસિંહના ચ્હેરા પર પણ નિરાશા અને શરમનાં સ્પષ્ટ ચિન્હો જણાતાં હતાં. અત્યારસુધીમાં આ બન્ને વચ્ચે જે કાંઇ વાતચીત થઇ હોય તે ખરી, પરંતુ અત્યારે તો એ બન્ને જણા સ્તબ્ધ હતા. એ સ્તબ્ધતા કેટલોક સમય ચાલુ રહ્યા પછી સંતપ્ત અને ખિન્ન બનેલા હૃદયે ધીરાજીએ બોલવાની શરૂઆત કરી.

"હજી પણ મને વિચાર આવ્યા કરે છે" તે બોલ્યો: "કે તું તથા મારા પાંચ સાથીદારો ત્યાં હોવા છતાં એ ત્રણ જણા

તમારો પરાભવ કેવી રીતે કરી શકયા ? હું પુનઃ કહું છું કે આવો પ્રકાર બન્યો છે એવું મને સ્વપ્નમાં સુદ્ધાંત ખરૂં લાગે નહિ. મને હજી પણ એવો સંશય આવ્યા કરે છે કે હું સાંભળું છું એ તે ખરૂં છે કે ખોટું !"

"તેનું કારણ તો મેં આપને જણાવ્યું જ છે." ગજુભા બોલ્યો: "આપે અમને તેમના ઉપર બંધૂક ચલાવવી નહિ એવો હુકમ કર્યો હતો તે કારણને લીધે જ અમને પાછા પગ લેવાની ફરજ પડી."

ચોરીજી નાયક મોટેથી ગર્જના કરીને બોલ્યો: "પણ જ્યારે તમને એમ લાગ્યું કે તમારે પાછા હઠવું પડે છે તે વખતે તમે તેમના ઉપર બંધૂકો શા માટે ન ચલાવી ? જીવતો કે મૂએલો ગમે તેવી સ્થિતિમાં અજયસિંહ મારા હાથમાં આવવો જોઇએ એવી આજ્ઞા મેં તમને નહોતી કરી ? વાસ્તવિક રીતે જોઇએ તો અજયસિંહે મારો કાંઇ પણ અપરાધ કર્યો નથી–તે કાળો છે કે ગોરો એ સુદ્ધાંત હું જાણતો નથી. તેને મેં કદી નજરે પણ જોયો નથી. તેથી વિના કારણે તેનું ખૂન કરવું એ મને ઇષ્ટ નથી, તે હું કબૂલ કરૂં છું. યોગ્ય કારણ સિવાય કોઇનો પણ પ્રાણ લેવો નહિ એવો મારો નિયમ છે એમ હું આપણી ટોળીમાં ઘણી વાર જાહેર કરી ચૂકયો છું. પરંતુ કટોકટીના સમયે જ્યારે એમ લાગે કે તેમ કર્યો સિવાય બીજો ઉપાય જ નથી, ત્યારે તમને બંધૂક ચલાવવાની મારી પરવાનગી હતી, એ વાત શું તમે ભૂલી ગયા ?"

"પણ મારૂં બધું કહેવું જરા સાંભળી લ્યો તો ખરા !" ગજસિંહ સ્હેજ ચિડાઇને કાંઇક ઉદ્ધતાઇના ભાવ પૂર્વક ઉંચે સ્વરે

બોલ્યો: " મારી સાથેના માણસોએ પાછળથી પોતાની બંધૂકોનો પણ ઉપયોગ કર્યો હતો. પરંતુ તેઓ જખમી થએલા હોવાને લીધે આબાદ નિશાન ટાંકી શકતા નહોતા. આ ઝપાઝપી થયા પછી ત્યાં આગળ એક ગુફામાં મારી સાથેના જખમી મનુષ્યોને મેં મૂકયા અને આપણા રીવાજ મુજબ તેમની મદદે બીજા માણસોને તાબડતોબ મોકલ્યા છે. મારો પોતાનો અભિપ્રાય જાણવાની આપની ઇચ્છા હોય તો હું ખુલ્લા દિલથી જણાવીશ કે **અજયસિંહ** જેવો વીર લડવૈયો મેં મારા આખા જન્મારામાં બીજો કોઇ જોયો નથી. હું એમ કહીશ કે મહા પ્રયાસે હું તેનાથી મારા દેહનું રક્ષણ કરી શકયો છું. મેં પણ પછી તેના ઉપર મારી બંધૂક છોડી હતી, પરંતુ મારી નેમ પણ તેણે બહુ કુશળતા પૂર્વક પોતાના ઘોડાને ક-રાંટી ખવરાવીને ચૂકવી દીધી. આ મારા પરાભવને યોગ્ય પુષ્કળ ઉપાલંભ આપે મને આપ્યો છે; પરંતુ, **નાયક** સાહેબ! હું ખરૂં જ કહું છું કે આ મારા પરાભવનો પહેલો જ પ્રસંગ છે."

**નાયક** માત્ર વિચાર કરતો બેસી રહ્યો–તે કાંઇ પણ બોલ્યો નહિ.

" અને હવે મારી એવી પ્રતિજ્ઞા છે કે," ગજસિંહ વીરત્વ પૂર્વક બોલ્યો: " **નાયક** સાહેબ! આપને આ **અજયસિંહ** સાથે જે કાંઇ કામ હોય તે ખલાસ થયા બાદ હું એક વખત ફરીથી તેની ખાસ મુલાકાત લઇશ અને તેને ચિડવીને તેને મારી સામે લડવાને ઉશ્કેરીશ. મારા આજના અપમાનનો ડાઘ તેના રક્તથી જ ધોવો જોઇએ. તે સિવાય એ ડાઘ પૂરેપૂરો નિકળનાર નથી. આ વખતે તો ઘણું કરીને તે આપણે યોજેલ માણસોના હાથમાં સપ-ડાયેલો હોવો જ જોઇએ."

" મને એ માટે વિશ્વાસ બેસતો નથી. " **ધીરોજી નાયક** બોલ્યો: " જો આપણું કાર્ય પાર પડયું હોત તો તેની બાતમી આપણને કયારનીએ મળી ગઇ હોત. આવો ખુશાલી ઉપજાવનારો સંદેશો મોકલવામાં તે કદાપિ ઢીલ કરે તેવી નથી. "

" કદાચિત્ કાંઇક મહત્ત્વનું કારણ બન્યું હશે, જેને લઇને **ચંદ્રપ્રભા** બાઇને આ ખબર મોકલવામાં વિલંબ થયો હોય. " ગજસિંહ બોલ્યો: " કારણકે આપણી આ બીજી યુક્તિ એવી આબાદ છે કે તે સફળ ન થાય એમ મારૂં મન તો કબૂલ કરતું નથી. "

" હું તો એજ મતનો છું " ધીરોજી બોલ્યો: " કે જ્યાં સુધી આપણા હાથમાં આપણી તલવાર અને બંદૂક છે ત્યાં સુધી જ આપણું શહાણપણ અને તેમાં જ આપણી ફતેહ. બાકી એ છોડીને દગાફટકાથી આપણે કોઇ કાર્ય સિદ્ધ કરવા જઇએ તો તેમાં કેટલી ફતેહ મળશે તે કહી શકાય નહિ. "

" પણ આ બીજી યુકિત વિષે મેં જે આપને કહ્યું તે બરોબર આપના ધ્યાનમાં ઉતર્યું લાગતું નથી. જો મારૂં તમામ કહેવું ફરીથી શાંતિ પૂર્વક ધ્યાન આપીને સાંભળશો તો આપની ખાત્રી થશે કે આપણી આ યુક્તિ કોઇ પણ રીતે નિષ્ફળ થવાનો સંભવ નથી.

ધીરોજી કિંચિત્ બેપરવાઇથી બોલ્યો: " ચાલો, હું સાંભળું છું. કહી નાખો જે કહેવું હોય તે. અત્યારે તો હું તદ્દન નિરાશ બની ગયો છું, પરંતુ જોઉં કે તમારી આ યુક્તિના હકીકતથી કાંઇ આશા ઉત્પન્ન થાય છે કે નહિ. "

" મારા જે પરાભવના બદલામાં આપે મને વાજબી કરતાં પણ વિશેષ ઠપકો આપ્યો છે, તે પરાભવ પછીની તમામ હકીકત પ્રથમ આપને જણાવવાની જરૂર છે. કેમકે તે સિવાય મારી યોજના કેવા પ્રકારની છે એ બરોબર રીતે આપના ધ્યાનમાં ઉતરશે નહિ. "

ગજસિંહના આ ઉદ્ધતાઇ ભર્યા ભાષણથી ધીરાજી ક્રોધાન્વિત બન્યો. તેણે પોતાના નોકર તરફ જરા કૃરતા તથા તુચ્છબુદ્ધિ પૂર્વક જોયું. ધીરાજીની એ ક્રોધપૂર્ણ દ્રષ્ટિથી ડરી ગએલો ગજસિંહ વિશેષ નમ્રતાનો ભાવ ધારણ કરીને બોલ્યો: " મારાથી કાંઇ ઓછુંવત્તું બોલાઇ ગયું હોય તો માફ કરો ! એ ઝપાઝપીમાંથી પલાયન થઇને મારી સાથેના એ જખમી થએલા આપણા માણસોને ત્યાં આગળ આવેલી એક ગૂહામાં મેં રાખ્યા. પેલા ત્રણ જણા અમારી પાછળ પડયા નહોતા. કેમકે તેમને પણ કાંઇ ઓછી મહેનત પડી નહોતી. તેમને એટલો વિજય મળ્યો એ પણ કાંઇ થોડું નહોતું. એ કારણથી તેમણે અમારી પાછળ પડવાનો વિચાર માંડી વાળેલો હોવો જોઇએ. ચંદ્રપ્રભા બાઇ એ વખતે કયાં હતાં તે હું જાણતો હતો. આપનાં સર્વ કાર્યોમાં ચંદ્રપ્રભા બાઇની પૂર્ણ સંમતિ છે તથા તેઓ આપના કાર્યમાં મદદ પણ કરે છે એ મારા જાણવામાં હતું. તેથી મારી ખાત્રી થઇ કે જો એક વખત ચંદ્રપ્રભા બાઇ અજયસિંહને મળે તો જરૂર તેને આપણા ભૂતખાનામાં લઇ ગયા વગર રહેશે નહિ. તેઓ અજયસિંહને ભૂતખાનામાં લઇ જઇને અમુક સમય રોકી રાખે, તે દરમિયાન હું અહીં આવી પહોંચીને આપને એ સર્વ હકીકતથી વાકેફ કરૂં. પછી આપ અહીંથી

જેમને ભૂતખાનામાં મોકલવા હોય તેમને મોકલો, એવી મારી યોજના હતી."

"એ યોજના કાંઇ ખરાબ નથી." **શ્રીરોજી નાયક** બોલ્યો: "પણ તે બરોબર અમલમાં—"

"**નાયક** સાહેબ ! પહેલાં મારે જે કહેવાનું છે તે શાંતિપૂર્વક સાંભળી લ્યો. આ વિચાર મનમાં આવતાં પ્રથમ હું **ચંદ્રપ્રભા**-બાઇને મળ્યો. પછી જ્યાં આગળ ચાર રસ્તા ફૂટે છે ત્યાં જઇને હું ઊભો રહ્યો. કેમકે નવીન મુસાફર એ રસ્તે આવતાં ત્યાં આગળ ચાર રસ્તા જૂએ એટલે કયે રસ્તે જવું અને કયાં નહિ તેના વિચારમાં પડી ગયા સિવાય રહે નહિ. એવા સંયોગમાં હું **અજયસિંહ**ને જે રસ્તો બતાવીશ તે રસ્તે થઇને તે જશે એમ મારૂં ધારવું હતું અને તે પ્રમાણે જ બન્યું. મેં વેશપાલટો કરેલો હોવાથી તથા તેણે મને ફક્ત એકજ વખત જોયેલો હોવાથી તે મને ઓળખી શકયો નહિ."

"એમાં કાંઇ આશ્ચર્ય નથી." **શ્રીરોજી** ગાંભિર્ય પૂર્વક બોલ્યો.

"એ પ્રમાણે તે મુસાફરોને ફસાવી તેમને ભળતે જ માર્ગે ચઢાવીને હું બીજે રસ્તે થઇને ભૂતખાનામાં ગયો. ત્યાં આપણા જે માણસો હતા તેમને આવશ્યક સૂચના કરીને હું અહીં આપની પાસે આવ્યો. કારણ કે આપ પાંચ છ માણસોને સાથે લેઇને આ સ્થળે આવનાર છો એ મને પ્રથમથી જ માલૂમ હતું."

"પાંચ-છ માણસોને સાથે લેઇને હું મારે ભાગે આવેલું કાર્ય સિદ્ધ કરવાને માટે નિકળ્યો હતો, પરંતુ તારે માટે મેં મારૂં કામ બાજુએ રાખીને મારા માણસોને તારી પાછળ મોકલ્યા. **વૈતાળગઢ**ની

રાણી લક્ષ્મીદેવી પોતાની બે દાસીઓ સાથે અમુક માર્ગે થઈને જાય છે એવો સંદેશો કોઈ પણ ક્ષણે આવી પહોંચશે. પરંતુ જો મારા માણસો મારી સાથે ન હોય તો હું એકલો તેને શી રીતે કેદ કરી શકીશ !" ધીરોજી બોલ્યો.

"પણ જો તે બાઈ માત્ર પોતાની એક–બે દાસીઓ સાથે જ પ્રવાસ કરતી હશે તો તેને કેદ કરવાને માટે આપણે બે જણ પૂરતા છીએ." ગજસિંહે કહ્યું.

"પણ પેલા સંગ્રામસિંહના કથન ઉપર વિશ્વાસ નહિ રાખીને લક્ષ્મીદેવી બીજે રસ્તે થઈને ગઈ તો ?" ધીરોજીએ શંકા કરી: "કિંવા તેની સાથે હથિયારબંધ માણસો હશે તો ?"

"એમાં તો હું શું કહી શકું ?" ગજસિંહ બોલ્યો: "જો આપનો ઉદ્દેશ પ્રથમથી મને સંપૂર્ણ રીતે માલૂમ હોત, તો કદાચિત્ હું આપને કાંઈક પણ સલાહ આપી શકત."

"પણ મને મારા હાથ નીચેના માણસની સલાહ કે અભિપ્રાયની જરૂર જ જણાતી નથી." ધીરોજી નાયક ધીમા અવાજે પરંતુ મક્કમપણે બોલ્યો: "તેઓ માત્ર મારી આજ્ઞા પ્રમાણે વર્ત્તાવ કરે એ જ તેમનું કર્ત્તવ્ય. તેં ત્યાં પાછી પાની કરી એટલે મારે મારી યોજનામાં ફેરફાર કરવો પડ્યો. તારૂં કામ તો સિદ્ધ ન થયું, પરંતુ મારી યોજનામાં પણ વ્યત્યય થયો."

"પેલો અજયસિંહ તો ઘણું કરીને અત્યારે આપણા માણસોનાં પંજામાં સપડાઈ ચૂક્યો હશે. પણ આ રાણીના સંબંધમાં આપે શી વ્યવસ્થા કરી છે ? જો આપની રજા હોય તો હું ઘોડાને જરા

એડી લગાવી અહીંથી ધોરી માર્ગ ઉપર જઇને તપાસ કરી આવું કે એ રાણી એટલામાં છે કે નહિ ?"

"શું મારામાં એટલી પણ અક્કલ નથી ?" શ્રીરાજી નાયક તિરસ્કાર પૂર્વક સ્મિત કરતો બોલ્યો: "તું શું એમ ધારે છે કે રસ્તા ઉપર કોઇ પણ માણસને તપાસ માટે રાખ્યા સિવાય હું અહીં નિશ્ચિંતપણે બેઠો હોઇશ ! પણને જો, પેલો સામેથી સ્વાર આવતો દેખાય છે તેને જ મેં રાજમાર્ગ ઉપર તપાસ કરવાને માટે રાખ્યો હતો."

શ્રીરાજી એકદમ ઉભો થઇ ગયો. ગજસિંહ પણ તેનું અનુકરણ કર્યું. પેલો સ્વાર પણ ત્યાં આવીને દાખલ થયો. તેને શ્રીરાજીએ પૂછ્યું: "કેમ, બેચર ! શી બાતમી છે ?"

બેચર બોલ્યો: "બાપુ ! બાતમી સારીએ ખરી અને ખરાબે ખરી !"

"કેમ ? શું છે ? જે હોય તે ખુલ્લે ખુલ્લું બોલી દે." શ્રીરાજીએ ઉતાવળે પૂછ્યું.

"આપણો શિકાર નજરે પડીને પાછો છૂપાઇ ગયો." બેચર બોલ્યો: "લગભગ સૂરજ આથમવાના વખત પહેલાં એકાદ ઘડી બાકી હશે તે વખતે રસ્તા ઉપર એક સુંદર સ્ત્રી, આપે કહ્યું હતું તેવા જ પોષાકમાં પોતાની સાથે ફક્ત બે દાસીઓ સહિત ઘોડા ઉપર સ્વાર થઇને જતી મારી નજરે પડી. પણ તેઓ જે રસ્તે થઇને જનાર હોવાનું આપે કહેલ તે રસ્તે થઇને ન જતાં ડાબી બાજુએ જે રસ્તો જાય છે એ તેમણે લીધો. હું તેમને જુદે રસ્તે જતી

જોઈએ એકદમ મારતે ઘોડે અહીં આવ્યો. એ સ્ત્રીઓને મેં જોઈ ત્યારથી અત્યારસુધીમાં બે ઘડી જેટલો વખત ગયો હશે. "

"આગ લાગો તેમને!" વીરોજી ચિડાઈ જઈને બોલ્યો: "પણ જો તે તારા કહેવા મુજબ ડાબા રસ્તે ગઈ હોય તો અત્યારે લગભગ વેણીપુરની ધર્મશાળા પાસે પહોંચી ગઈ હશે. તેઓ આજની રાત્રી ઘણું કરીને ત્યાંજ રોકાશે. એ ધર્મશાળામાં બંદોબસ્ત બહુ સારો હોવાથી ત્યાં તેને કેદ કરવાનું શક્ય નથી. વળી તે ધર્મશાળાનો રખેવાળ તેમને મારો ભય દર્શાવીને આવતી કાલે નિકળતી વખતે પણ તેમની સાથે પોતાના માણસોને રક્ષણ અર્થે મોકલશે. હું જાણે મોટો ભયંકર માણસ હોઉં, એમ જણાવી મારા વિષે સાચી ખોટી વાતો અડાવી તે પોતાની ધર્મ-શાળામાં રાત્રી રહેનાર દરેકની સાથે પોતાના માણસો મોકલીને તેમની પાસેથી તે બદલ પૈસા કઢાવવાનો ધંધો લઈ બેઠો છે. તેના ભાઈ, છોકરા, ભત્રિજા વગેરે આ જ ધંધો કરીને વટેમાર્ગુ પાસેથી પૈસા ઓકાવે છે!"

આ વખતે વીરાજીના મનમાં અનેક પ્રકારના વિચારો ચાલી રહ્યા હતા. તેને જરા પણ ચેન પડતું નહોતું. તે આમ તેમ આંટા ફેરા મારવા લાગ્યો. હવે શું કરવું એ જ વિચારે તેનું લક્ષ વેધ્યું હતું. ગજસિંહ અને ખેચર બન્ને તેના મુખ સામે જોતા ઊભા હતા. આમ કરીએ તો ઠીક, એવું તેમને લાગતું, તો પણ આ વખતે કાંઈ પણ સલાહ પોતાના નાયકને આપવાની તેમની છાતી ચાલતી નહોતી.

છેવટ વીરોજી બોલ્યો: "અજયસિંહ પકડાયો નહિ. લક્ષ્મી-દેવી પણ હાથથી ગઈ. મેં સંગ્રામસિંહને પ્રથમથી જ કહ્યું હતું કે

તેની આ યુક્તિ મને રૂચતી આવતી નથી. હા ! પણ એક યુક્તિ સૂઝી ખરી ! જો એ યુક્તિ પાર પડે તો એ તિલેસમ—અગણિત સંપત્તિ પ્રાપ્ત કરવાની લક્ષ્મીદેવી પાસે જે કુંચી છે તે હજી પણ મારા હાથમાં આવે ખરી ! અને કદાચ અજયસિંહ ન પકડાય તો એટલાથી પણ મારૂં કાર્ય સિદ્ધ થશે !" એટલું બોલીને તે બેચર તરફ વળીને બોલ્યો: "મારી સાથે ચાલ અને જલ્દી પોષાક બદલ."

બન્ને નજીકમાં જ આવેલી એક ગુફામાં ગયા અને તેમણે સાધારણ સ્થિતિના ખેડુતોનો જેવો પોષાક પહેરી લીધો. અત્ર કહેવું જોઇએ કે આ વિભાગમાં જુદે જુદે સ્થળે ઘણી ગુફાઓ હતી. તેમાંની જે ગુફાઓ ગૂપ્ત રહી શકે એવી ધીરાજીને લાગતી તેમાં તે થોડાંક હથિયારો, જુદી જુદી જાતનાં વસ્ત્રો, સુવાની અને ખાવા પીવાની વસ્તુઓ વગેરે રાખી મૂકતો. એટલે એક સ્થળેથી બીજે સ્થળે જતાં તેને પોતાની સાથે ઝાઝો સામાન રાખવાની જરૂર પડતી નહિ; અને અમુક સ્થળે તેને અચાનક અમુક વિચાર સ્ફુરતાં તે સિદ્ધ કરવામાં અગવડ નડતી નહિ. જે ભૂતખાનાની મુલાકાત આપણે ગત પ્રકરણમાં લઇ ગયા તે સ્થળ પણ એક ખંડીએર જેવું હતું. પ્રથમ તો તે એક સરદારનું મકાન હતું. પરંતુ આજ કેટલાંક વર્ષોથી તે ઉજ્જડ જેવું પડયું રહ્યું હતું. તેનો કેટલોક ભાગ પડી ગયેલો હતો. આસપાસનાં ગામડાંના લોકો તેના વિષે એવી વાતો ચલાવતા કે રાત્રે તે મકાનમાં મશાલો બળતી જણાય છે અને ભૂતડાં નાચ કરે છે તથા મોટા અવાજ થાય છે. વસ્તુતઃ એમ હતું કે એ મકાન એકાંત વાસમાં તથા

ઉજ્જડ જગ્યાએ આવેલું હોઇને ધીરાજીએ તે મકાનને જરૂર જણાતાં ઉપયોગમાં લઇ શકાય તેવી વ્યવસ્થા કરી હતી. દિવસે તેનું કોઇ પણ માણસ ભાગ્યે જ તે મકાનમાં રહેતું. અંધારૂં થતાં તેના માણસો ત્યાં આવતાં. કોઇ વખત ધીરાજી પણ પોતાની પત્ની ચંદ્રપ્રભા સાથે ત્યાં રાત્રી ગાળતો. આ લોકોને અજ્ઞાન અને વહેમી ગામડીઆઓ ભૂત તરીકે માનતા હતા.

આટલો ખુલાસો કર્યા પછી આપણે આપણા કથાનક તરફ વળીએ. ધીરાજી તથા બેચર પાસે દેખીતી રીતે કાંઇ પણ હથિયાર જણાતાં નહોતાં. પરંતુ ગુપ્ત રીતે કપડાની અંદર દરેકે એકેક કટાર અને પિસ્તોલ સંતાડેલી હતી. ધીરાજીએ પોતે જે લોકોની રાહ જોતો હતો તેમને માટે ગજસિંહને જે કહેવાનું હતું તે કહ્યું અને બેચરના ઘોડા ઉપર પોતે સ્વાર થઇને પોતાનો અશ્વ ગજસિંહને આપ્યો તથા ગજસિંહના ઘોડા ઉપર બેચરને બેસવાને કહ્યું. આ પ્રમાણે પોતાનો ઉત્તમ અશ્વ પોતાની સાથે ન રાખતાં, ખેડુતના પોષાકને છાજે તેવો જ ઘોડો તેણે પસંદ કર્યો.

વેષાંતર કર્યા પછી ધીરાજી બેચરને લેઇને વેણીપુરની ધર્મશાળા તરફ જવાને નિકળ્યો. એ ધર્મશાળાનો રસ્તો જાણીતો હોવાને લીધે ત્યાં પહોંચતાં તેને ઝાઝો સમય લાગ્યો નહિ. જો કે તે સમયે બિલકુલ અંધારૂં થઇ ગયું હતું. ધર્મશાળામાં દાખલ થઇને ઘોડા ઉપરથી નીચે ઉતરી, પોતાનો ઘોડો બેચરને સોંપીને તે ધર્મશાળાના રક્ષક પાસે ગયો. તેના હાથમાં તે વખતના ચલણના બે ચાંદીના સીક્કા મૂકીને તેણે પોતાને માટે એક સ્વતંત્ર ઓરડી આપવાને કહ્યું. સ્વતંત્ર ઓરડી મેળવ્યા બાદ તે પોતાના

ઘોડાની વ્યવસ્થા જોવાને બ્હાને ધર્મશાળાના જે ભાગમાં તબેલો હતો ત્યાં ગયો. એચર બન્ને ઘોડાને બાંધીને ધર્મશાળાના એક નોકરની સાથે ઘાસપાણીના બંદોબસ્ત માટે વાતચીત કરતો હતો. ત્યાં આગળ એક લક્ષ્મીદેવીનો તથા બે તેની બે દાસીઓના એમ ત્રણ ઉમદા અશ્વ તેના જોવામાં આવ્યા. આ ઘોડા કોના હતા તે એ ચોક્કસ કરી શક્યો નહિ, તો પણ તે એટલું તો અનુમાન કરી શક્યો કે આ ઘોડાનો માલિક કોઇ સાધારણ મનુષ્ય હોવો જોઇએ નહિ. પછી તેણે ધર્મશાળામાં જઇને ત્યાં ઓશરી ઉપર કેટલાક વટેમાર્ગુઓ પડયા હતા તેમની પાસેથી લક્ષ્મીદેવી સંબંધી શકય તેટલી માહિતી મેળવી લીધી. તેમજ ધર્મશાળાની વ્યવસ્થા વગેરે કેવા પ્રકારની છે એ સંબંધી પણ જરૂરી ચોકસી કરી લીધી. પરંતુ એ સર્વ તપાસ તેણે એટલી કુશળતા પૂર્વક કરી હતી કે, તે કોઇ ખાસ હેતુથી આ ચોકસી કરે છે એમ કોઇને લાગ્યું નહિ. આ તપાસ ઉપરથી તે એટલું જાણી શક્યો કે ધર્મશાળામાં હમણાં જ ત્રણ સ્ત્રીઓ આવેલી છે. તે સ્ત્રીઓનાં નામ સાંભળીને તેણે વિચાર્યું કે લક્ષ્મીદેવી પોતાનું ખરૂં નામ છૂપાવી જુદા નામથી પ્રવાસ કરે છે. તે કયાંથી આવે છે તથા કયાં જનાર છે એ બાબતનો તેને કોઇ પત્તો આપી શકયું નહિ. પણ તે સ્ત્રીઓ ધર્મશાળાના કયા ભાગમાં અને કઇ ઓરડીમાં ઉતરેલી છે તથા ત્યાંથી કયારે વિદાય થનાર છે એ વાતની તેણે ચોકકસ માહિતી મેળવી લીધી.

સ્વામી સેવકે ભોજનવિધિ આટોપી લીધો. ધીમે ધીમે મધ્ય-રાત્રીનો સમય આવી પહોંચ્યો. ધર્મશાળામાં સર્વત્ર સુમસુમાકાર બની ગયું હતું. એ વેળાએ શ્રીરાજી નાયક માત્ર પોતાની ઓરડીમાં

જાગતો બીજાના ઉપર પડયો હતો. પોતાના ઘોડા જ્યારે જરૂર પડે ત્યારે ત્વરાથી તૈયાર કરી શકાય એવા હેતુથી તેણે બેચરને તબેલાની પાસે જ જાગતા પડયા રહેવાનું કહ્યું હતું. ધીરાજીએ પોતાની સાથે એક કાળા કપડાનો મુખવટો રાખ્યો હતો. તે તેણે પોતાના મુખ ઉપર એવી રીતે પહેરી લીધો કે માથાનો અને મ્હોંનો તમામ ભાગ ઢંકાએલો રહીને માત્ર તેના બે ડોળા જ જણાય. શ્વાસોચ્છવાસ લેવાને માટે નાક પાસે બે છિદ્ર રાખ્યાં હતાં. એવી રીતે પોતાનો ચ્હેરો છૂપાવીને તે આમ તેમ જોતો પોતાનાં પગલાંનો અવાજ ન થાય તેવી રીતે ચાલતો જે ઓરડીમાં લક્ષ્મીદેવી સૂતી હતી તે ઓરડી પાસે આવ્યો. તે ઓરડીનાં બારણાં વાસેલાં હતાં. તેની ફાટમાંથી જોતાં અંદર એક દીવો મંદ પ્રકાશ આપતો દેખાયો. એ મંદ પ્રકાશમાં તેણે લક્ષ્મીદેવીને એક ઢોલીઆ ઉપર સુતેલી જોઇ. તેનો ધીમો, શાંત અને એક સરખો શ્વાસોચ્છવાસ ધીરાજી સાંભળી શકતો હતો; એ ઉપરથી તે ગાઢ નિદ્રામાં હતી એમ સ્પષ્ટ થતું હતું. સામે એક બારી હતી. પવન આવવાને માટે તેનાં બારણાં ખૂલ્લાં રાખ્યાં હતાં તે બારીમાં થોડે થોડે અંતરે લોઢાના સળીઆ ઊભા જડેલા દેખતા હતા. આ બારી ધર્મશાળાની બહાર પાછલા ભાગમાં ખૂલ્લા મેદાનમાં પડતી હતી. ઓરડીના દ્વારને બંધ કરીને અંદર સાંકળ વાસેલી હતી. એટલે તે સરળતાથી ઉઘાડી શકાય તેમ નહોતું. બારણાને ચણીયારા ઉપરથી ઉતારતાં અવાજ થવાનો અને એ અવાજને લીધે લક્ષ્મીદેવી તથા બીજા વટેમાર્ગુઓ જાગી જવાનો ભય હતો. છેવટે તેણે પાછલી બારી વાટે, સળીઆને પહોળા કરીને તેમાં થઇને ઓરડીમાં

દાખલ થવાનો નિશ્ચય કર્યો. તે ત્યાંથી નિકળીને બેચર પાસે ગયો. બેચર એક ખાટલામાં જાગતો જ પડયો હતો. પોતાના સ્વામીને જોતાં તે એકદમ ઊભો થઇ ગયો. તેને પોતાની પાછળ આવવાની ધીરાજીએ ઇશારત કરી. બન્ને ધર્મશાળાના દરવાજાની ખૂલ્લી રહેતી બારીમાંથી બહાર નિકળ્યા. આ બારી આખી રાત્રી ખુલ્લી જ રાખવામાં આવતી હતી. કારણ કે એ ધર્મશાળાનો બંદોબસ્ત બહુ જ વખણાતો અને ત્યાં કદી પણ ચોરી થયેલી નહોતી. તેમજ ધર્મશાળાનો રખેવાળ ધીરાજી જેવા લૂટારાઓની સાથે સંબંધ રાખતો હોવાથી તેની ધર્મશાળા ઉપર કોઇ ધાડ લાવતું નહિ. આજે પણ તે રખેવાળ ધીરાજીને ઓળખી ગયો હતો. પરંતુ ધીરાજીએ તેને કહ્યું હતું કે 'મારો અહીંઆ ચોરી કે લૂટ કરવાનો નહિ પણ બીજો જ કાંઇ ઇરાદો છે. માટે તું મૌન રહેજે.' એ ઉપરથી રખેવાળ નિશ્ચિંત હતો. તેને ધીરાજીના વચન ઉપર સંપૂર્ણ વિશ્વાસ હતો. ધીરાજી તથા બેચર બહાર નિકળીને જ્યાં લક્ષ્મીદેવીની ઓરડીના બારી પડતી હતી ત્યાં આવ્યા. અંધકાર ગાઢ હતો. આસપાસ કોઇ પણ મનુષ્ય જણાતું નહોતું. આ બારી જમીનથી ઉંચી હોવાને લીધે એમને એમ ત્યાં પહોંચી શકાય તેમ નહોતું. એ કારણથી જ દિર્ઘ દ્રષ્ટિ પહોંચાડીને ધીરાજી બેચરને ત્યાં લાવ્યો હતો. બેચરને દ્રઢતાથી ઊભો રહેવાનું કહીને તે એક નટની માફક તેના ખભા ઉપર ચઢી ગયો. ખભા ઉપર ઉભો રહીને તેણે બારીના બે સળીયા પકડીને પોતાનામાં જેટલું હતું તેટલું તમામ જોર વાપરીને બન્ને સળીઆને આંચકા મારવા માંડયા. એ આંચકા તે એવી ખુબીથી મારતો હતો કે તેથી અવાજ બહુ જ થોડો થતો હતો. ત્રણ ચાર આંચકામાં એક માણસ દાખલ થઇ શકે એટલો બે સળીઆ વચ્ચે

માર્ગ થઇ ગયો. તેણે બારી ઉપર ચઢીને ધીમેથી બેચરને ધર્મ-શાળામાં જઇ ઘોડા તૈયાર કરીને ધર્મશાળાની પાછલી બારી મારફત આ બારી પાસે લાવવા કહ્યું. પેલી પાછલી બારીએ તાળું વાસેલું હતું. તે ખોલવાને માટે તેણે એક આંકડી બેચરને આપી. બેચર પણ એક ઉસ્તાદ કોળી હતો. ગમે તેવું તાળું એક પળ માત્રમાં તે ખોલી શકતો હતો. ધીરાજીએ આપેલી આંકડી લઇને તે ગૂપચૂપ ત્યાંથી પસાર થઇ ગયો.

ધીરાજી બારીના પહોળા થએલા સળીઆમાંથી ઓરડીમાં દાખલ થયો અને ધીમેથી નીચે ઉતરી, જે સ્થળે લક્ષ્મીદેવી સૂતી હતી તે સ્થળે તેની તદ્દન નજીક આવીને ઉભો રહ્યો.

---

## પ્રકરણ ૭ મું.

### મુદ્રિકાહરણ.

તે સ્થળે જે દેખાવ તેની દ્રષ્ટિએ પડ્યો તે અતિશય સુંદર હતો. મધ્યમાં એક ઢોલીઆ ઉપર એક સુંદર સ્ત્રી સૂતી હતી. તેની બન્ને બાજુએ થોડે થોડે અંતરે જમીન ઉપર તેની બે રૂપવતી દાસીઓ સૂતેલી હતી. જેના અપ્રતિમ સૌંદર્યને લીધે જેને માળવા પ્રાંત અને બુંદેલખંડમાં [1]'મોહિની' નું ઉપનામ પ્રાપ્ત થયું હતું તે સુંદરી અત્યારે આ સ્થળે નિશ્ચેષ્ટાવસ્થામાં પડેલી હતી.

---

૧ ભસ્માસુરનો નાશ કરવાને માટે ભગવાન્ વિષ્ણુએ 'મોહિની' સ્વરૂપ ધારણ કર્યું હતું, જેના સૌંદર્યની અપ્રતિમતા પુરાણપ્રસિદ્ધ છે.

તેના અંગ ઉપરનો પોષાક જો કે તેના ઉચ્ચ પદને શોભે તેવો નહોતો, તોપણ કીમતી તો હતો જ. તેણે એક ઉંચા કીસમના કપડાનો ચોરસો ઓઢયો હતો. કીનખાબની કાંચળી વડે પોતાના વૃક્ષસ્થળને ઢાંકયું હતું. તેના અંગ ઉપર ઉત્તમ પ્રકારનાં રત્નાલંકાર નહોતાં. માત્ર સ્ત્રીઓનાં મુખ્ય અલંકાર પૈકી કેટલાક સાધારણ દાગીના તેણે પહેરેલા હતા. તેના શરીરનો બાંધો શુદ્ધ હતો. અંગનો વર્ણ અતિ ગૌર હતો. નાક, મુખ, નેત્રો વગેરે સર્વ અવયવો પ્રમાણસર હતાં. ભ્રમર જરા મોટી અને કમાનદાર હતી. કપાળ પહોળું હતું જે તેની બુદ્ધિમત્તા દાખવતું હતું. તે જો કે નિદ્રિત અવસ્થામાં હતી, તોપણ તેના ચ્હેરા ઉપરનું નૈસર્ગિક સ્મિત ખીલી રહેલું દેખાતું હતું. તેના કેશ શ્યામરંગી હતા અને નિદ્રાને લીધે અસ્તવ્યસ્ત બનેલી વેણી શુભ્ર પલંગ ઉપરથી કાળી નાગણી લટકતી હોય એવો દેખાવ આપતી હતી. તેના ગાલ ચમકદાર હતા અને તેના ઉપરની લાલી સ્પષ્ટ દ્રશ્યમાન થતી હતી. તાત્પર્ય એટલું જ કે તેના રૂપમાં કાંઇ પણ પ્રકારનો વ્યંગ જણાતો નહોતો. તે અત્યારે નિદ્રામાં હોવાને લીધે કોઇ કુશળ કારિગરે સંગેમરમરના પથ્થરમાંથી બનાવેલી એક મૂર્તિમંત પુતળી જેવી લાગતી હતી.

તેની દાસીઓ પણ બહુ રૂપાળી હતી. લક્ષ્મીદેવીના સૌંદર્યને લીધે તેમનું રૂપ કાંઇક ઢંકાઇ જતું હતું. પરંતુ સ્વતંત્ર રીતે જોતાં, તેઓ બન્ને જુદા જુદા પ્રકારના સૌંદર્યની બે નમૂનેદાર પુતળીઓના જેવી લાગતી હતી. તેમણે પહેરેલાં વસ્ત્રાલંકાર દાસીપણાને અનુરૂપ તેમની સ્વામિની કરતાં ઉતરતા પ્રકારનાં હતાં.

ધીરોજી અંદર ગયો ત્યારે આવા પ્રકારનો દેખાવ તેની દ્રષ્ટિએ પડયો. લક્ષ્મીદેવીના સૌંદર્યનું વર્ણન તેણે અગાઉ ઘણી વાર સાંભળ્યું હતું, તોપણ આજે તેને પ્રત્યક્ષ નિહાળતાં, તેને જે 'મોહિની' નું ઉપનામ પ્રાપ્ત થયું છે તે અન્વર્થ છે એમ તેને લાગ્યું. ધીરોજી કેવા સ્વભાવનો હતો તે કથાસંદર્ભ ઉપરથી વાચકોના જાણવામાં આવી શકશે, પરંતુ તે એક પત્નીવ્રતધારી હતો અને ચંદ્રપ્રભા ઉપર તેનો પૂર્ણ પ્રેમ હતો એટલું અત્ર દર્શાવવાનું આવશ્યક થઇ પડશે. આમ છતાં પણ લક્ષ્મીદેવીના સૌંદર્યથી એક ક્ષણ માત્ર તો તે મોહિત બની ગયો અને પોતે ભૂતલ ઉપર ન હોતાં, કોઇ સ્વર્ગીય દેખાવ નિહાળે છે એવો તેને ભાસ થયો.

જ્યારે ધીરોજી ઓરડીમાં દાખલ થયો ત્યારે લક્ષ્મીદેવી પૂર્ણ પણે જાગૃત થઇ નહોતી, તથાપિ તેની નિદ્રા ઓછી થતી જતી હતી. અર્ધ નિદ્રા અને અર્ધ જાગૃત એવા પ્રકારની તેની સ્થિતિ હતી. વાચકોને અનુભવ હશે કે કોઇ કોઇ વાર આપણે અર્ધ ઉંઘમાં અને અર્ધ જાગૃત હોઇએ છીએ ત્યારે બહાર શું ચાલતું હોય છે, તેનું આપણને ભાન રહેતું નથી. કવચિત્ તે વખતે બનેલો બનાવ આપણે જોતાં હોવા છતાંએ દશ-પાંચ પળ પછી ભૂલી જઇએ છીએ અથવા તો તેનો બહુજ ઝાંખો ખ્યાલ રહે છે. કોઇ વાર આપણે પથારીમાં પડેલા હોઇએ છીએ ત્યારે આપણને એમ લાગે છે કે આપણે જાગતા છીએ; તે વખતે કદાચ એકાદો ધબકારો આપણા સાંભળવામાં આવે છે અથવા કોઇ આપણું નામ લેઇને બોલાવતું હોય એવો ભણકારો થાય છે, પરંતુ તપાસ કરતાં એ સર્વ ખાલી ભણકારો જ માલુમ પડે છે. આ બધું અર્ધનિદ્રિત

અવસ્થાનું કારણ છે. એવા પ્રકારની સ્થિતિ આ વખતે લક્ષ્મી-દેવીની હતી. પોતાના ઉપર કાંઇ પણ સંકટ આવ્યું છે એમ તેને લાગતું હતું. પરંતુ તે અર્ધનિદ્રામાં હોવાને લીધે તેના મનની ભીતિ તેની મુદ્રા ઉપરથી ધીરાજીના જોવામાં આવી શકતી નહોતી.

ગમે તેમ તોયે તે એક સુંદર અને સુકુમાર અબળા જ હતી. તેના આખા જન્મારામાં તેનાપર આવા પ્રકારનું સંકટ આવીને તેના ધૈર્યની કસોટી થવાનો પ્રસંગ પ્રાપ્ત થયો નહોતો. હવે તે ધીમે ધીમે સંપૂર્ણ જાગૃત થએલી હોવાને લીધે તેણે એક વખત પોતાની આંખો ઉઘાડી, પરંતુ પુનઃ તરત જ બંધ કરી દીધી. આ બનાવ ધીરાજીના જોવામાં આવ્યો નહિ. તેની નજર તો લક્ષ્મીદેવીની આંગળી ઉપર ચમકતી માણિક્ય–મુદ્રિકા તરફ હતી. પોતાના તરફ હાથમાં ખૂલ્લી કટાર લઇને કાળા બુરખાથી પોતાનું મુખ છૂપાવેલો કોઇ ભયંકર પુરુષ આવે છે એટલું જાણતાં જ લક્ષ્મીદેવીનું ધૈર્ય જાગૃત થયું. તેણે આંખો મીંચી દીધી અને તે જાણે કેમ ભર નિદ્રામાં હોય તે પ્રમાણે બિછાના ઉપર પડી રહી. આ સમયે વિજળીના વેગે એક પછી એક સેંકડો કલ્પના તેના મનમાં આવી ગઇ. ઓ-રડી છેવાડાના ભાગમાં હોવાથી પોતે પાડેલી બૂમ સાંભળીને ધર્મ-શાળા માંહેના લોકોને આવતાં ઘણો વખત લાગી જશે, એમ તેને લાગવાથી તેણે બૂમ પાડી નહિ. વળી પોતાના મુખમાંથી એક ચિ-ત્કાર પણ બહાર પડતાંની પહેલાં જ પોતાનો પ્રાણ નિકળી જશે એવો પણ તેને ભય લાગ્યો. આ ભયંકર પુરુષ માત્ર ચોરીના ઉ-દ્દેશથી જ અહીં આવેલો હોવો જોઇએ; પોતાનો પ્રાણ લેવાને માટે કે પોતાના શિયળને ભ્રષ્ટ કરવાને માટે નહિ, એવી તેની પક્કી

ખાત્રી થઇ હતી. કેમકે જ્યારે તેણે તેને પ્રથમ જોયો એ વખતે તે ધીમે ધીમે પોતાનાં પગલાંનો અવાજ ન થાય તેવી રીતે ચાલતો હતો. અર્થાત્ લક્ષ્મીદેવીએ ધાર્યું કે હું નિદ્રામાંથી જાગી ન જાઉં અને ઉંઘતી હોઉં તે દરમિયાન જ પોતાનું કાર્ય સિદ્ધ કરીને પલાયન થઇ જવું એવો આ પુરુષનો ઇરાદો હશે. આ પ્રમાણે આવા સમયે તેણે દર્શાવેલું પ્રસંગાવધાન અવર્ણનીય જ હતું.

ધીરોજી તો એમ જ ધારતો હતો કે તે હજી ઉંઘમાં છે. તે બહુ જ ધીમે ધીમે ચાલીને પલંગ પાસે આવ્યો. આ બધો પ્રકાર માત્ર દશ-બાર શ્વાસોચ્છ્વાસમાં જેટલો સમય જાય તેટલા અલ્પકાળમાં જ બની ગયો હતો, તોપણ દર શ્વાસોચ્છ્વાસે પોતાના આયુષ્યમાંથી એકેક વર્ષ કમી થતું જાય છે એમ લક્ષ્મીદેવીને લાગતું હતું. તે તદ્દન નજીક આવ્યો, તોમ છતાં પણ લક્ષ્મીદેવીએ ભીતિનું એક પણ ચિન્હ બહાર દેખાવા દીધું નહિ. તેણે એક વખત સ્હેજ આંખો ઉઘાડીને આ કાળ-પુરુષ સામે જોયું તો તેની કટાર એક પળમાં પોતાની છાતીમાં પ્રવેશવાને તૈયાર હોય એમ તેને લાગ્યું અને તેણે પુનઃ આંખો બંધ કરી દીધી.

ધીરોજી પલંગ પાસે ઉભો રહીને તેના શરીર ઉપર વાંકો વળ્યો. તેના શ્વાસનો વાયુ પણ લક્ષ્મીદેવીના ગાલને સ્પર્શ કરવા લાગ્યો. તેણે લક્ષ્મીદેવીનો ડાબો હાથ તેના માથા નીચેથી કાઢવાને માટે તે હાથે નાની ચુંટી ખણી. લક્ષ્મીદેવીએ પણ જાણે પોતે ઉંઘમાં હોય અને પોતાના હાથ ઉપર મચ્છર કે માકડનો ડંખ લાગ્યો હોય એવે ભાવથી ડાબો હાથ માથા નીચેથી કાઢીને બિછાના ઉપર નાખ્યો. તે વખતે ધીરોજી નીચે બેસી ગયો હતો, એવા હેતુથી કે ચુંટીથી



શ્રીરાજી પલંગ પાસે ઉભો રહીને તેના શરીર ઉપર વાંકો વળ્યો. [પૃષ્ઠ ૮૬.]

કદાચ લક્ષ્મીદેવી જાગી જાય તો પોતાને જોઇ શકે નહિ. અર્ધક્ષણમાં તે ઉભો થઇ ગયો. તેણે લક્ષ્મીદેવીના ડાબા હાથની જે આંગળી ઉપર માણિક્ય–મુદ્રિકા હતી તેના ઉપર પોતાનો હાથ લગાવ્યો. આ મુદ્રિકામાં જડેલું માણિક્ય ઉત્તમ પ્રકારનું હતું અને તે માણિક્ય ઉપર સર્પની ફેણનો આકાર હતો.

તેના અંગ ઉપર આ મુદ્રિકા કરતાં પણ બીજાં કીમતી અલંકારો હતાં. પરંતુ તેના તરફ લક્ષ ન આપતાં, આ ચોરે એ વીંટી–એ તિલેસમ ઉપર હાથ નાખ્યો, એ જોઇને લક્ષ્મીદેવીના હૃદયમાં મોટો આઘાત થયો. તેના બીજા બધા દાગીના કદાચ લઇ લીધા હોત તો એ બાબતની તેને દરકાર નહોતી. પોતાનો જીવ ન લેતાં ચોરે ફક્ત દાગીના જ લઇને સંતોષ માન્યો એમ સમજીને તેને આનંદ પણ થાત. જો કે આ મુદ્રિકામાનાં રત્ન ઉપર તેને પ્રેમ હતો એવું કાંઇ નહોતું, કિંવા તેની ઉત્તમ પ્રતિની કારીગિરીને લીધે તે તેને પસંદ હતી એમ પણ નહોતું. પરંતુ આ મુદ્રિકાના પ્રભાવે પોતાના ભાવિ જીવિતક્રમમાં કાંઇક મહત્ત્વનો ફેરફાર થનાર છે તથા આ સામાન્ય દેખાતી મુદ્રિકા પોતાને અકલ્પિત સૌખ્યની પ્રાપ્તિ કરાવનાર છે એમ તેનું મન તેને સાક્ષી પુરતું હતું. આ કારણથી એક વખત સહાયને માટે બૂમ તો પાડવી એમ તેને લાગ્યું પરંતુ તેણે બૂમ પાડી નહિ; કેમકે ખૂલ્લી કટાર પોતાની છાતી નજીક હોવાથી તેણે ધાર્યું કે જો હું બૂમ પાડીશ તો આ ચોરી કરનાર મનુષ્ય મારૂં ખૂન કર્યા સિવાય પણ રહેશે નહિ. આ વેળાએ તેના મનના વિકારો અતિ તીવ્ર હતા અને તે તેની મુખમુદ્રા ઉપરથી સ્પષ્ટ થતા હતા. પરંતુ ધીરાજીના પડછાયામાં તેનું મુખ ઢંકાયેલું હોવાને લીધે તે એ મનોવિકાર જોઇ શકતો નહિ.

ધીરાજીએ નિમિષ માત્રમાં તેની આંગળીમાંથી મુદ્રિકા કાઢી લીધી. લક્ષ્મીદેવીએ જરા પણ પ્રતિરોધ કર્યા સિવાય મુદ્રિકાને પોતાની આંગળીમાંથી સરકવા દીધી. તેનાં નેત્રો બંધ જ હતાં. પછી ધીરાજીનાં પગલાંનો જે મંદ અવાજ તેના કાને પડયો તે ઉપરથી તેણે ધાર્યું કે તે ચાલ્યો જાય છે. તેણે એક વખત તેનાં નેત્રો ખોલીને આ ભયંકર પુરુષના ઉંચા અને મજબૂત શરીર તરફ જોયું. ધીરાજી પાછો ફરીને જોતો જાય છે એવું તેના ધ્યાનમાં આવતાં તેણે પુનઃ આંખો વીંચી લીધી. ધીરાજી બારી પાસે પહોંચી ગયો અને સરકીને નીચે ઉતરી પડયો. તેને તદ્દન અદ્રશ્ય થએલો જોઈને લક્ષ્મીદેવીને શાંતિ વળી. પોતાના જીવ ઉપરનું સંકટ ટળ્યું એમ તેને લાગ્યું. પરંતુ તે પોતે સંકટમુક્ત થઈ છે એવું તેને એક વાર લાગતાં જ બની ગએલો પ્રસંગ તેના ચક્ષુદ્રય સન્મુખ તરવરવા લાગ્યો. પ્રત્યક્ષ પ્રસંગ હતો એ વખતે તે સુંદરી ડગમગી નહોતી. પરંતુ અત્યારે તેનું ધૈર્ય રહ્યું નહિ. અલ્પ સમય પહેલાં બની ગએલા ભયાનક પ્રસંગના સ્મરણ માત્રથી તે બેશુદ્ધ બનીને બિછાના ઉપર પડી.

કેટલીક ઘટિકા પર્યંત તે બિલકુલ બેશુદ્ધ જ પડી રહી. જ્યારે તે બરોબર શુદ્ધિમાં આવી ત્યારે પ્રાતઃકાળ થઈ ગયો હતો. આંખો ઉઘડતાં જ તેને ગત રાત્રીના ભયંકર પ્રસંગની સ્મૃતિ થઈ. તેણે એક વખત ઓરડામાં ચારે તરફ દ્રષ્ટિ ફેંકી પરંતુ કોઈ પણ પ્રકારની અવ્યવસ્થા તેની નજરે પડી નહિ. રાત્રીએ કદાચ તેને સ્વપ્ન આવ્યું હશે એમ તેના મનમાં થયું. પરંતુ હાથ તરફ નજર નાખતાં આંગળી ઉપર મુદ્રિકા નહોતી ! તે જોતાં જ એના મનમાં ધ્રાસકો પડયો. રાત્રે બનેલો બનાવ ખરો હતો એવી તેની ખાત્રી થઈ ગઈ.

તેની બન્ને દાસીઓ હજી સુધી જાગૃત થઇ નહોતી. આગલા દિવસના પ્રવાસનો થાક પુષ્કળ લાગેલો હોવાને લીધે તેમને એવી ગાઢ નિદ્રા આવી ગઇ હતી કે રાત્રે બનેલા બનાવનો સંચારો પણ તેમને થયો નહોતો. આ બન્ને જણીઓને લક્ષ્મીદેવીએ જાગૃત કરી. પોતાની સ્વામિનીના મુખકમળનું અવલોકન કરતાં, રાત્રીએ કાંઇ ભીતિદાયક પ્રસંગ તેના ઉપર આવી પડયો હશે એમ તેમણે સહજ જ અનુમાન કર્યું. તેનો મધુર અવાજ જરા કર્કશ બન્યો હતો. ગાલ ઉપરની ગુલાબી ચમક ઉડી જઇને તેને બદલે ફીક્કી સફેદાઇ આવી હતી. તેનાં તેજદાર નેત્રો શુષ્ક અને નિસ્તેજ બની ગયાં હતાં. તેણે પરાણે ધૈર્ય ધારણ કરીને રાત્રીના બનાવ વિષે જે કાંઇ હકીકત પોતાની દાસીઓને જણાવી, તે ઉપરથી તેઓ એટલું સમજી શકી કે, તેના હાથમાં જે મુદ્રિકા હતી તે તેને અતિશય પ્રિય હતી; એ મુદ્રિકા ગત રાત્રીએ કોઇ ચોર ચોરી ગયો છે. આ વીંટી ઉપર લક્ષ્મીદેવીનો આટલો બધો પ્રેમ હતો એ દાસીઓના જાણવામાં નહોતું. તેથી તેમને એ હકીકત સાંભળીને કાંઇક આશ્ચર્ય પણ થયો. કારણ કે આજ સુધીમાં તેમણે લક્ષ્મીદેવીના મુખમાંથી એ વીંટી સંબંધી એક પણ શબ્દ સાંભળ્યો નહોતો. એટલું જ નહિ પરંતુ આજે જ્યારે લક્ષ્મીદેવીએ આ માણિક્ય-મુદ્રિકાની ચોરી થયાની વાત કરી ત્યારે જ તેમને ખ્યાલ આવ્યો કે તેના હાથ ઉપર એક વીંટી હતી !

નર્મદા અને જયાનો પોતાની સ્વામિની ઉપર અતીવ પ્રેમ હતો. આવા ભયાનક સંકટમાંથી થયેલા રક્ષણને માટે તેમણે લક્ષ્મીદેવીનું અભિનંદન કર્યું. તેમ જ તેણે એ સમયે દર્શાવેલા પ્રસંગાવધાનથી બન્નેને આશ્ચર્ય પણ થયું.

"પણ, બાઇ સાહેબ! એ ચોર પુનઃ તમારી દ્રષ્ટિએ પડે તો તમે તેને ઓળખી શકો કે નહિ?" જયાએ પૂછ્યું.

"હું કેવી રીતે ઓળખી શકું, બાઇ!" લક્ષ્મીદેવી બોલી: "તેના મ્હોં ઉપર બુરખો હતો, તેથી તેનો ચ્હેરો તો બિલકુલ દેખાતો જ નહિ. તે ઉંચો અને શરીરે પાતળો હતો એટલું મારા જોવામાં આવ્યું."

"પણ એણે કેવાં કપડાં પહેર્યાં હતાં?" નર્મદાએ સવાલ કર્યો.

"તે હું બરોબર કહી શકું તેમ નથી, પરંતુ તેનો પોષાક મને એક સાધારણ ખેડુતના જેવો લાગતો હતો." લક્ષ્મીદેવીએ જવાબ આપ્યો.

"એ કોણ હશે?" પોતાનાં હરિણી સમાં આશ્ચર્યથી ચકિત બનેલાં નેત્રો ચોતરફ ફેરવતાં જયા બોલી: "એ ચોરે બીજા બધા દાગીના છોડીને માત્ર એક વીંટીમાં જ મન ઘાલ્યું, એ પણ એક ચમત્કારજ તો!"

"એ કાંઇ કોઇ સાધારણ ચોર નહિ હોય." નર્મદાએ કહ્યું: "મને લાગે છે કે માત્ર એકલી વીંટી જ લેવામાં તેનો કાંઇ ખાસ હેતુ હોવો જોઇએ."

"એમ હશે ખરૂં!" લક્ષ્મીદેવી બોલી: "જે વીંટી મને આ પ્રવાસમાં ઘણી ઉપયોગી થઇ પડનાર હતી, તે લેવામાં તેનો માત્ર ચોરી કરતાં બીજો કોઇ વિશેષ હેતુ હોવો જોઇએ. તે નિશાનીની—" લક્ષ્મીદેવી આગળ કાંઇક કહેવા જતી હતી, પરંતુ તે વીંટીનું રહસ્ય ખુલ્લું કરવાનું તેને યોગ્ય લાગ્યું નહિ; એટલે તે સ્તબ્ધ રહી.

"ત્યારે, બાઇ સાહેબ ! ચાલો, આ બાબતની આપણે ચોકસી કરીએ." નર્મદાએ સલાહ આપી: "કદાચ એ ચોર હજી ધર્મશાળાની બહાર ન પણ ગયો હોય !"

"હા, ચાલો, ચાવડી ઉપર જઇને નાયકને આ ચોરી થયા બાબત ખબર આપીએ, એટલે કદાચ તે ચોરીની ચોકસી કરીને ચોરને પકડવાની ખટપટ કરશે." જયાએ અનુમોદન આપ્યું.

"ચૂપ રહો, ગરબડ ન કરો !" સત્તાત્મક સ્વરે લક્ષ્મીદેવી બોલી: "જેનું કાંઇ ફળ આવવાનું નથી એમ આપણે ચોક્કસપણે જાણીએ છીએ, તે વિષે નકામી માથફૂટ કરવામાં ડહાપણ નથી. અત્યારે કેટલો બધો દહાડો ચડી ગયો છે ? જો તે ચોર ચોરી કરીને તુરત જ ન્હાસી ગયો હોય તો અત્યારે તો એ ક્યાંનો ક્યાં પહોંચી ગએલો હોવો જોઇએ !"

"ત્યારે બાઇ સાહેબ !" જયાએ આશ્ચર્ય પામતાં પૂછ્યું: "આ ચોરાએલી વીંટી પાછી મેળવવાને તમે કાંઇ પણ પ્રયત્ન નાહે કરો ?"

"તે ચોરને સજા થવાની જરૂર છે એમ તમને નથી લાગતું ?" નર્મદાએ પ્રશ્ન કર્યો.

મુખ ઉપર સંપૂર્ણ શાંતિ ધારણ કરીને લક્ષ્મીદેવી બોલી: "મારી ખાત્રી છે કે આપણે આમાં કાંઇ પણ કરી શકીએ તેમ નથી. એ તો ચોક્કસ છે કે જેણે આ મુદ્રિકા લીધી હશે તે કાંઇ અસામાન્ય પુરુષ નહિ હોય. તેણે આ કામ પાકો બંદોબસ્ત કરીને કરેલું હોવું જોઇએ. કેમકે તેણે જેમ પોતાના મુખને બુરખા વડે ઢાંકી લીધું હતું તેમ પોતાનો પોશાક પણ બદલેલો હોવો જોઇએ.

વળી અહીંથી બહાર પડતી વખતે તેણે પોતાના આત્મસંરક્ષણનો ઉપાય પણ યોજી રાખેલો હોવો જોઇએ. તે ઉપાયનું અવલંબન કર્યા સિવાય તે રહ્યો હશે એમ તમે ધારો છો શું ?"

પોતાની સ્વામિનીનું સર્વ કથન વાજબી છે એમ બન્ને જણીઓના ધ્યાનમાં તત્કાલ જ આવ્યું.

"વળી તમે જાણો છો કે હું અત્યારે છદ્મવેષમાં પ્રવાસ કરતી હોવાથી લોકોનું મારા તરફ જેટલું ઓછું લક્ષ જાય તેટલું સારું."

"બાઇ સાહેબ !" નર્મદા બોલી: "મેં કહ્યું હતું તે પ્રમાણે જો આપણી સાથે થોડાક સ્વાર આપણે લીધા હોત તો, કેવું સારું હતું !"

"હા, આવી લાંબી મુસાફરીએ આપણે ત્રણ સ્ત્રીઓ એકલી નિકળી એ કાંઇ ઠીક કર્યું નથી !" જયાએ પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો.

લાંબો વિચાર કર્યા વગર આ બન્ને દાસીએ કરેલી ઉપર્યુક્ત ટીકા લક્ષમાં આવતાં લક્ષ્મીદેવી હસતી હસતી બોલી: "મૂર્ખી ! પાંચ–છ સ્વાર જ નહિ પરંતુ એમ સમજો કે આખું લશ્કર આપણી સાથે હોત તોયે ગઇ રાત્રે થયેલી ચોરી ન થાત એની ખાત્રી શી ? હા, સામે આવેલા શત્રુ સાથે ખુલ્લા મેદાનમાં લડવાને આપણું લશ્કર ઉપયોગી થઇ પડે, પરંતુ ગુપ્ત શત્રુ આગળ તે શું કરી શકે ? આ ધર્મશાળામાં માત્ર આપણે એકલાં જ નથી. બીજા પણ ઘણા વટેમાર્ગુઓ છે તેમ છતાં પણ આ ચોરી થઇ, તો પછી આપણી સાથે સૈનિકો હોવા છતાં પણ તે થાત જ."

" પણ ત્યારે આ હકીકત આ ધર્મશાળાવાળાને જણાવવામાં કાંઇ હરકત છે ? તે આપણને કાંઇક સલાહ પણ આપશે." જયા બોલી.

" મને પણ થોડી વાર પહેલાં એવો વિચાર આવ્યો હતો. પરંતુ દિર્ઘ વિચાર કરતાં એ વાત પણ મને ઠીક લાગતી નથી. હું જે રીતે ગુપ્ત પ્રવાસ કરૂં છું, તે તરફ જોતાં એમ કરવું યોગ્ય નથી. કેમકે ધર્મશાળાવાળો અત્ર ચોરી થયેલી જોઇને પોતાની આબરૂના રક્ષણને માટે આ વાત સરકારમાં જાહેર કરશે. સરકારના માણસો આપણી કનેથી બધી બાતમી મેળવવાનો પ્રયત્ન કરશે. આપણે કોણ છીએ, કયાંથી આવીએ છીએ, કયાં જવાનું છે, શા માટે જવાનું છે તે બધી બાબતની પૂછપરછ કરશે. એટલું જ નહિ પણ પછી આપણે અહીં નિરર્થક ખોટી થઇ રહેવું પડશે અને એમ છતાંએ વીંટી મળશે જ એવી તો ખાત્રી નથી. આ બધો વિચાર કરીને આ વાત મેં ગુપ્ત જ રાખવાનો નિશ્ચય કર્યો છે."

" પણ બાઇસાહેબ ! આ નુકસાન મોટું છે એમ તમને નથી લાગતું ? " જરા હેત પૂર્વક લક્ષ્મીદેવીના વિખરાયેલા વાળ સમા કરતી જયા બોલી.

" નુકસાન મોટું તો ખરૂં જ. પણ તે મૂંગા મૂંગા સહન કર્યા સિવાય છૂટકો નથી." લક્ષ્મીદેવી બોલી: " માટે તમે આ બાબત સંબંધી એક અક્ષર સુદ્ધાં કોઇ પાસે ઉચ્ચારશો નહિ. આપણે નક્કી કર્યા મુજબ ઉજ્જયની તો જવું જ. હવે આગળ જતાં આપણે જરા વધારે કાળજી રાખશું એટલે થયું. આ વીંટી ગૂમ થઇ જવાને લીધે આ પ્રવાસનો મુખ્ય હેતુ સિદ્ધ થઇ શકશે નહિ એ દેખીતુ

છે; તથાપિ જેની તરફથી આ મુદ્રિકા મને મળી છે અને તે પુનઃ જેને આપવાની છે, તેના કાન ઉપર આ હકીકત લાવવાની જરૂર છે.''

છેલ્લું વાકય તે એટલું ધીમેથી બોલી કે તે બે દાસીઓના સાંભળવામાં આવ્યું નહિ હોય. હવે તેમણે વાળબાળ બોળીને સ્નાન કરી લીધું. પછી પોતાની પાસે ભાતાનો સામાન હતો તે કાઢીને તેઓ ટીમણ કરવા લાગ્યાં. ટીમણ કરતાં હતાં તે વખતે ધર્મશાળાનો રખેવાળ ત્યાં આવી પહોંચ્યો. લક્ષ્મીદેવીએ તેની સાથે વાતચીતનો પ્રારંભ કર્યો. તેની સાથેની વાતચીત દ્વારા ગઇ રાત્રીના બનાવ સંબંધી કાંઇક સ્પષ્ટિકરણ થશે એમ તે ધારતી હતી.

"બાઇ સાહેબ !'' રખેવાળ નમૃતાપૂર્વક બોલ્યો, "તમે માત્ર તમારી આ બે દાસીઓ સાથે જ આગળ પ્રવાસ કરનાર છો ? પણ એ પ્રમાણે એકલા પ્રવાસ કરવામાં મોટું જોખમ સમાયેલું છે?''

"એ શી રીતે ? સ્પષ્ટ કહો જોઇ ?'' લક્ષ્મીદેવીએ પૂછ્યું.

"પેલા **ધીરાજી નાયક**નું નામ તમે નથી સાંભળ્યું ?'' રખેવાળ બોલ્યો: "તે બહુ જબરો છે. તેણે ઘણી વાર સરકારી માણસોને પોતાનો હાથ બતાવ્યો છે. તે લાગ ફાવે તો કોઇ ગામમાં ધાડ પણ પાડે છે અને રસ્તામાં અવારનવાર વટેમાર્ગુઓને લૂટી લે છે.''

"એ લૂટારાના સરદાર **ધીરાજી નાયક**નું નામ તો મેં સાંભળ્યું છે.'' લક્ષ્મીદેવી બોલી.

"તે હમણાં આ વિભાગમાં પોતાનો મુકામ નાખીને પડયો છે. ગઇ કાલે જ તેના માણસોને ત્રણ જણા સાથે અહીંથી થોડેક દૂર ઝપાઝપી થઇ હતી.'' રખેવાળે કહ્યું.

" હું ! ત્યારે તો એ અહીં આવીને કદાચિત્ તમને પણ ઉપદ્રવ કરતો હશે ? " લક્ષ્મીદેવીએ આશ્ચર્યપૂર્વક પૂછ્યું: " બાકી મને બાતમી આપનારે તો એમ જણાવ્યું હતું કે આ માર્ગ સુરક્ષિત છે અને અહીં ધીરાજી નાયકનો ઉપદ્રવ નથી. મારી પાસે એક મહત્ત્વના કામ માટે ઉજ્જયનીથી એક તરૂણ ગૃહસ્થ આવ્યા હતા, તેમણે આજ માર્ગ મને અતિ નિર્ભય જણાવ્યો હતો. તેઓ ખુદ ઉજ્જયનીના રહીશ હોવાને લીધે તેમને ધીરાજી નાયક સંબંધી વિશેષ માહિતી હોવી જોઇએ એમ મને લાગતું હતું. અમે તો એ લૂટારા સંબંધી જે કાંઇ હકીકત સાંભળી હતી તે કર્ણોપકર્ણ જ હતી. "

" એ ઉજ્જયનીવાસી ગૃહસ્થે તમને જણાવેલી સર્વ હકીકત તેના અનુભવ મુજબ કદાચ ખરી પણ હોય. પરંતુ ધીરાજી ગીધ પક્ષીની માફક ક્યારે કયે સ્થળે ઝડપ મારશે તેની અગાઉથી કોઇને પણ ખબર પડી શકતી નથી. તેના સાથીદારો આજ બે–ત્રણ દિવસથી આટલામાં ફરતા જોવામાં આવે છે. એટલું જ નહિ, પણ ડરશો નહિ–ધડકશો નહિ–ગઇ કાલ રાતની જ વાત હું કહું છું ! એ ધીરાજીએ ગઇ કાલની રાત્રી આ ધર્મશાળામાં જ ગાળી હતી ! " રખેવાળ પોતાનો અવાજ જરા ધીમો કરીને બોલ્યો.

જો કે લક્ષ્મીદેવી પોતાના મનને પૂર્ણપણે કાબુમાં રાખી શકતી હતી, તોપણ આ વાત સાંભળતાં તેની છાતી એકદમ ધબકવા લાગી. તેના ચ્હેરા ઉપર પણ ભયનું ચિન્હ પ્રકટ થયું. કારણ કે કાલ રાત્રે મુદ્રિકા ચોરનાર બહુધા તે ધીરાજી જ હોવો જોઇએ એવી કલ્પના વિદ્યુદ્વેગે તેના મનમાં આવી ગઇ.

" બાઇ સાહેબ ! આ વાત સાંભળીને તમને આટલો બધો અચંબો થાય એમાં કાંઇ નવાઇ નથી. " રખેવાળ બોલ્યો: " જે મકાનમાં આપણે રહેતાં હોઇએ ત્યાં એકાદો સર્પ નિકળતાં જેવો ભય આપણને લાગે છે, તેવો જ ભય સર્વને આ લૂટારાના નાયકનો લાગે છે. "

" ખરૂં છે ! " લક્ષ્મીદેવી બોલી: " પણ આ લૂટારો છે કેવો ? તેનો પોશાક, તેનો ચ્હેરોમ્હોરો. એ વગેરેનું જો કાંઇ પણ વર્ણન તમે મારી પાસે કરી શકો તો અમને પ્રવાસમાં એ વર્ણન બહુજ ઉપયોગી થઇ પડે ખરૂં. "

રખેવાળ ગભરાયો. જો પોતે ધીરાજીના ચ્હેરામ્હોરાનું વર્ણન આપે અને એ વાતની ધીરાજીને ખબર મળી જાય તો પોતાના ભોગ જ મળે, એટલું જ નહિ પણ પછી ધીરાજીનો પોતાના ઉપરથી વિશ્વાસ ઉઠી જાય તો તેના દ્વારા થતી પ્રાપ્તિ પણ બંધ થઇ જાય. ધીરાજી રાત્રે ધર્મશાળામાં હતો એ વાત આ સ્ત્રીઓને જણાવવામાં તેનો હેતુ તેમને ભય દર્શાવી તેમની સાથે પોતાના થોડાક માણસો મોકલવાનો હતો. જો કોઇ પુરુષ હોત તો તેની પાસે તે ધીરાજી રાત્રે પોતાને ત્યાં આવ્યો હતો એટલી વાત પણ કરત નહિ. આ સ્ત્રીના સવાલનો શો જવાબ આપવો, એના વિ-ચારમાં તે પડી ગયો. છેવટે કાંઇ પણ જવાબ નહિ આપું તો મારા ઉપર શંકા આવશે, એમ વિચારીને તે બોલ્યો: " મેં પણ એને કોઇ દિવસ પ્રત્યક્ષ તો જોયો નથી. તોપણ તેના આકાર સંબંધી જે થોડી ઘણી હકીકત મારા સાંભળવામાં આવી છે તે હું તમને જણાવું છું. મને અત્યારે પચાશ વર્ષ થયાં છે. એટલે તે મારી

પાસે ઊભો હોય તો મારા દીકરા જેવો લાગે એટલો તરૂણ છે. તે જરા ઉંચો અને પાતળીઓ સરખો છે, તેના વાળ કાળા અને આંખો પાણીદાર છે. તેને મૂછો આછી આછી નવીન જ ફુટેલી છે."

"ઉંચો–પાતળો–કાળા વાળ–ઠીક છે." લક્ષ્મીદેવીએ એ શબ્દોનો મનમાં ઉચ્ચાર કરીને પછી રખેવાળને પૂછ્યું: "પણ કાલ રાત્રે તેણે કેવો પોષાક પહેર્યો હતો?"

"એની મને ખબર નથી." રખેવાળ બોલ્યો: "પરંતુ તેના પોષાક ઉપરથી તમે તેને કેવી રીતે ઓળખી શકવાનાં? તે એક ઘડીમાં દશ જાતનો પહેરવેશ કરે છે. કોઇ વખત રાજા જેવો તો કોઇ વખત ભિખારી જેવો, કોઇ વેળાએ હિંદુનો તો બીજી વેળાએ મુસલમાનનો, કોઇ વખત સરદારનો તો ઘડી પછી સાધુનો, એમ અનન્ત વેષ બદલે છે! એના માટે લોકોમાં એક કહેવત પડી ગઇ છે કે તે પોતાના શિકાર ઉપર ઝડપ મારવામાં શાહબુસ જેવો, પોતાના શત્રુ સામે લઢવામાં વાઘના જેવો અને તેને ફસાવવાને કપટ કરવામાં સિયાળના જેવો કુશળ છે!"

"પણ તે કાલે આ ધર્મશાળામાં શા હેતુથી આવ્યો હશે વારૂ?" લક્ષ્મીદેવીએ ઉત્સુકતાથી પૂછ્યું.

"એ તો તેના પોતાના સિવાય બીજો કોઇ ભાગ્યે જ કહી શકે!" રખેવાળે જવાબ આપ્યો: "કદાચ એકાદ પ્રહર વિશ્રાન્તિ લેવાને આવ્યો હોય, કિંવા કાંઇ તપાસ કરવાને આવ્યો હોય કે વખતે તેનો ચોરી કરવાનો પણ ઇરાદો હોય. શું કરૂં? મને પહેલેથી ખબર ન પડી. નહિ તો હું તેને કેદ પકડીને સરકાર પાસેથી બક્ષિસ ન મેળવત?"

"ત્યારે, એ રાત્રીએ અહીં હતો એ તમે શી રીતે જાણ્યું ?" લક્ષ્મીદેવીએ મુદ્દાનો સવાલ કર્યો.

"એનું સત્યાનાશ જાય એનું !" રખેવાળ કહેવા લાગ્યો: "તે રાત્રીએ ક્યારે આવ્યો, ક્યારે સૂતો, ક્યારે ઉઠયો, ક્યારે તબેલામાં ગયો અને તેણે પોતાનો ઘોડો ક્યારે છોડયો એ કોઇને પણ માલુમ નથી. કાલે મધ્યરાત્રી પછી શુક્રનો તારો ઉગવાને પાંચ-છ ઘડીની વાર હશે તે વખતે એક વટેમાર્ગુ અહીં આવ્યો હતો. તેણે આ લૂટારાના નાયકને અહીંથી ઉત્તર તરફ એક કોસ દૂર ઘોડા ઉપર બેસીને પોતાના સોબતી સાથે જતો જોયો હતો. એ સ્થળ ખૂલ્લું હોવાને લીધે તથા તારાનો નિર્મળ પ્રકાશ પડતો હોવાથી ધીરાજીનો ચહેરો તેની નજરે પડયો હતો. ધીરાજીને જોઇને એ તો બહુ જ ગભરાઇ ગયો અને એકદમ દોડતો અહીં આવી પહોંચ્યો. તેણે એ વખતે મને ઉઠાડીને આ વાત કહી." રખેવાળના આ કથનમાં જરા પણ સત્યાંશ નહોતો.

"એમ કે ?" પોતાને ઘણુંજ અચંબો ઉપજ્યો હોય એમ દર્શાવતી લક્ષ્મીદેવી બોલી: "ત્યારે તો એ મધ્યરાત્રીએ જ અહીંથી પસાર થઇ ગએલો હોવો જોઇએ." તેણે સ્વગત કહ્યું: "હું પણ એમ જ ધારતી હતી."

"તે ધર્મશાળામાંથી વઇ ગએલો હોવાને લીધે બૂમાબૂમ કરવાથી કાંઇ પણ ફાયદો નથી, એમ સમજીને પછી મેં શોર બકોર કર્યો નહિ. જો એ વખતે મેં બધાને એ વાત જણાવી હોત તો કાંઇ પણ લાભ થવાને બદલે બધાને બીતિ ઉપજત અને પછી કોઇને પણ ઉંઘ આવત નહિ. સ્હવાર થયું એટલે તમામ વટેમાર્ગુની મુલાકાત

લઇને તેમનું કાંઇ ગયું છે કે નહિ એ વિષે મેં પૂછી જોયું, તો મને માલૂમ પડયું કે કોઇનું કાંઇ ગએલું નથી. એ ઉપરથી હું એટલું સમજી શકયો કે તેનો અહીં આવવામાં ચોરી કરવાનો નહિ પરંતુ બીજો કાંઇ ઉદ્દેશ હોવો જોઇએ."

પોતાની ઓરડીમાં મ્હોં ઉપર બુરખો નાખીને દાખલ થઇ ચોરી કરી જનાર **ધીરાજી નાયક** સિવાય બીજો કોઇ પણ નહિ, એવી લક્ષ્મીદેવીની હવે પક્કી ખાત્રી થઇ. તથાપિ તેણે પોતાની દાસી સમક્ષ જણાવેલા સબબસર ધર્મશાળાના રખેવાળ પાસે પોતાની વીંટીની ચોરી વિષે એક શબ્દ પણ કહ્યો નહિ.

"એટલા માટે મારી સલાહ છે કે વધારે નહિ તો એક બે મુકામ સુધી પણ તમે તમારી સાથે થોડાક માણસો રાખો તો સારૂં. તમારી સાથે દશ-બાર હથિયારબંધ માણસો હશે એટલે પછી તમારી આડે ઉતરવાની એની છાતી ચાલશે નહિ." છેવટે રખેવાળે પોતાનો મુખ્ય હેતુ સાધવાની વાત રજુ કરી.

જ્યારે આ ચોરે પોતાના હાથમાંથી મુદ્રિકા કાઢી લીધી ત્યારે જ તેણે બીજી પણ કાંઇ ગડબડ કરી હોત; પરંતુ તેને યોગ્ય સંધિ પ્રાપ્ત થએલ હોવા છતાં વીંટી લેઇ લીધા સિવાય બીજું કાંઇ તેણે કર્યું નહિ, એ ઉપરથી તેનો પોતાને આથી વિશેષ ત્રાસ દેવાનો હેતુ નહોતો અને નથી એવી લક્ષ્મીદેવીએ કલ્પના કરી. તથાપિ ધર્મશાળાના રખેવાળની સલાહ મુજબ થોડાક હથિયારબંધ માણસો પોતાની સાથે લેવાનું તેણે ઠરાવ્યું અને રખેવાળને જ એ બાબતની વ્યવસ્થા કરવાનું સોંપ્યું. રખેવાળ તેની ગોઠવણ કરવાને ગયો. અહીં લક્ષ્મીદેવીની દાસીઓએ ઓઢવા પાથરવાનો તથા

ભાતાપોતાનો સામાન બાંધવા માંડયો. થોડી વારમાં બાર હથિયાર-બંધ સ્વારોની ટોળી તૈયાર થઇ ગઇ. એ ટોળી હમેશાં આ જ કામ કરતી હતી. ધર્મશાળાના રખેવાળે વટેમાર્ગુઓને રસ્તામાં ચોર-લૂટારાનો ભય દર્શાવવો અને સાથે હથિયારબંધ માણસો લેઇ જવાની ભલામણ કરવી અને આ સ્વારોએ તેમની સાથે સાથે એક બે મુકામ સુધી જવું એવો રોજનો વહિવટ હતો. વધારે સ્વાર મોકલવામાં રખેવાળને લાભ હતો. કેમકે દરેક સ્વારને જે કાંઇ મળે તેનો ત્રીજો ભાગ રખેવાળને મળતો હતો.

આ બાર હથિયારબંધ સ્વાર સાથે લક્ષ્મીદેવી અને તેની બન્ને દાસીઓનો પ્રવાસ પુનઃ શરૂ થયો.



## પ્રકરણ ૮ મું.

### મુલાકાત અને શંકા.

લક્ષ્મીદેવી તથા તેની બે દાસીઓ જે ઘોડા ઉપર સ્વાર થઇ હતી તે અશ્વો કીમતી હતા. ઉંચા અરબ્બી ઘોડા ઉપર સ્વાર થએલી સુંદરી લક્ષ્મીદેવી તે વેળાએ અતીવ સુંદર દેખાતી હતી. તે અંગે નાજુક અને પાતળી હોવાને લીધે તેના અશ્વને તેનો બિલકુલ ભાર જણાતો નહોતો. તે અશ્વારોહણની ક્રિયામાં પલોટાયેલી હોવાને લીધે પોતાના અશ્વને કાબુમાં રાખતાં તેને મુસ્કેલી નડતી નહિ. તેની દાસીઓને પણ ઘોડા ઉપર સારી રીતે બેસતાં આવડતું હતું. તેથી તેઓ સરલતાપૂર્વક પ્રવાસ કરી શકતાં હતાં.

રસ્તો પણ સારો અને પહોળો હતો. આગળ ત્રણ, પાછળ ત્રણ અને આસપાસ ત્રણ–ત્રણ, એમ પેલા બાર સ્વારો આ ત્રણ જણીઓને મધ્યમાં રાખીને પોતાના ઘોડા ચલાવતા હતા.

બે પ્રહર સુધી તેમનો પ્રવાસ ચાલ્યો. મધ્યાન્હ વીતિ ગયાને એકાદ બે ઘડી થઇ હતી. સૂર્યદેવ પ્રખરતાપૂર્વક તપતા હતા. પ્રવાસનો શ્રમ અને માથા ઉપર લાગતો તાપ, એ બન્ને કારણને લઇને પ્રવાસી મંડળે થોડોક સમય આરામ લેવાનો વિચાર કર્યો. નજીકમાં જ એક આંબાવાડીયું હતું. ત્યાં સર્વ પહોંચ્યાં. તે સ્થળે બે ઘડી વિશ્રાન્તિ લેઇને પછી આગળ વધવાનો વિચાર કર્યો. આ સ્વારોને અહીંથી જ રજા આપવી કે થોડેક આગળ સુધી લઇ જવા, એ વિષે લક્ષ્મીદેવી વિચાર કરતી હતી. તેણે ત્યાંથી નિકળતી વખતે તેમને રજા આપી દેવાનો નિશ્ચય કર્યો; પરંતુ એજ વખતે એક વાત તેના કાન ઉપર આવી જે અતિ ભયંકર હોવાથી તેને પોતાનો વિચાર ફેરવવો પડયો.

તે જે આંબાવાડીઆમાં ઉતર્યાં હતાં ત્યાં એક કણબી રસ્તે જતાં ચલમ પીવાને માટે પેલા સ્વારો પાસે આવ્યો. તેણે કહ્યું કે 'અહીંથી આગળ જતાં રસ્તામાં એક વાઘણ ફરે છે. જો એકલ–દોકલ વટેમાર્ગુ હોય તો તેના ઉપર તે ધસી જાય છે.' એ વાત સાંભળતાં નર્મદા અને જયા તો બહુજ ગભરાઇ ગઇ. લક્ષ્મીદેવીને પણ કાંઇ ઓછી બ્હિક લાગી નહોતી. એ ઉપરથી તેણે ઓછામાં ઓછા બે સ્વારોને તો પોતાની સાથે રાખવાજ, એવો નિશ્ચય કર્યો. બાકીના સ્વારોને યોગ્ય બક્ષિસ આપીને રજા આપી. ત્રીજે પ્રહર ઉતરતાં તેમણે પુનઃ પ્રવાસ શરૂ કર્યો. તેની સાથેના

બન્ને સ્વારો પાસે પૂરતાં હથિયાર હતાં. તેમની પાસેની પિસ્તોલો ભરેલી હતી. પેલી વાઘણ નજરે પડે કે તેના ઉપર એકદમ પિસ્તોલ છોડવી એવો તેમણે વિચાર કરી રાખ્યો હતો. હવે રસ્તો પણ સાંકડો થવા લાગ્યો, એટલે એક સ્વાર આગળ અને એક સ્વાર પાછળ તથા વચ્ચે આ ત્રણ સ્ત્રીઓ, એમ ચાલવા લાગ્યાં. રસ્તાની બન્ને બાજુએ મોટાં મોટાં લીમડાનાં અને વડનાં વૃક્ષો હતાં. આસપાસ ચોતરફ પણ દૂર સુધી વૃક્ષ જ વૃક્ષ નજરે પડતાં હતાં. એટલે તેઓ જંગલમાં થઇને પસાર થાય છે અને આસપાસ નજીકમાં મનુષ્યવસતિ હોવાનો સંભવ નથી, એ વાત ધ્યાનમાં આવતાં વાર લાગી નહિ.

આશરે એક ઘટિકાપર્યંત આ પ્રવાસ શરૂ રહ્યા પછી એકાએક કોઇ જનાવર મોટેથી ઘરરરર–ઘરરરર કરતું હોય એવો લક્ષ્મીદેવીને ભાસ થયો. તેનો ઘોડો પણ ચમક્યો. એ વખતે તે સ્હેજ આગળ નીકળી ગઇ હતી. તેની બે દાસીઓ તથા પેલા બે સ્વારો જે સહેજ પાછળ પડી ગયાં હતાં, તેઓ પણ તેની નજીક આવી પહોંચ્યાં. નર્મદા અને જયાએ પણ આ અવાજ સાંભળ્યો હતો. તેમના ચ્હેરા તો ભીતિથી ધોળા ફક બની ગયા હતા. તેમના ઘોડા પણ હણહણતા હતા. તે ઉપરથી એટલામાં જ કોઇ સ્થળે પેલી બલા હોવી જોઇએ એમ તેમણે ધાર્યું. પવનથી હાલતી વૃક્ષની ડાળીઓના અવાજ થાય કે એકાદ ખીસકોલી કે ઉંદર જેવું નાનું જનાવર ચાલવાથી અવાજ થતાં, વાઘણ આવી કે શું એવા ભયથી બન્ને દાસીઓ પોતાના ઘોડા લક્ષ્મીદેવીની અડોઅડ લઇ જતી. એ પ્રમાણે ચાર–પાંચ વખત બન્યું. તેમની સાથેના બન્ને સ્વારોએ પોતાની પિસ્તોલોના ઘોડા ચડાવીને હાથમાં તૈયાર રાખી હતી.

બીજી એક વાર મોટો અવાજ સંભળાયો ! તે સાથે જ બધાના ઘોડા થડકીને ઊભા રહી ગયા. નજીક આવતાં પગલાંનો અવાજ વધારે જોરથી સંભળાવા લાગ્યો. ખાખરાનાં વૃક્ષોના ઝુંડમાંથી પેલી વાઘણે એક સ્વાર ઉપર અચાનક ઝડપ કરી. તે પિસ્તોલનો ઘોડો દબાવે તે પહેલાં જ વાઘણે તેને એક થાપાની સાથે જ જમીન ઉપર પછાડયો ! નર્મદા અને જયા તો ગભરાઈને બરાડા પાડવા લાગી. લક્ષ્મીદેવીના મુખમાંથી પણ ભીતિનો ઉદ્‌ગાર પડે ન પડે એટલામાં તો એક પિસ્તોલનો અવાજ થયો. વાઘણે એક સ્વારને જખમી કરીને જમીન ઉપર પછાડયો એ જોઈને તેના સાથીદારે આગળ વધીને એ પિસ્તોલનો પ્રહાર કર્યો હતો. પરંતુ એ પણ ભયભિત થઈ ગયેલો હોવાને લીધે નિશાન ચૂકયો ! વાઘણે પહેલા સ્વારને એમનો એમ છોડી પાછી ફરીને બીજા ગોળી મારનારા સ્વાર ઉપર ઝડપ કરી !

કેવો ભયંકર પ્રસંગ ! શસ્ત્રધારી બે શૂર પુરુષોને એક ક્ષણમાત્રમાં તેણે જમીન ઉપર લોટતા કરી દીધા ! તેમનાં શસ્ત્રોનો ઉપયોગ કરવાની એ રાક્ષસિણીએ તેમને તક સુદ્ધાંત આપી નહિ. પણ એટલામાં જ બીજો એક અવાજ થયો ! આ ગોળી તેની જાંઘમાં લાગવાથી તે સ્હેજ લંગડી થઈ. એથી તેને બહુ જ ગુસ્સો ચડયો. તે બીજો સ્વાર જે જમીન ઉપર પડયો હતો તેના તરફ ધસી. એટલામાં પાછળથી ઘોડાના દાબોટાનો ખડખડાટ સંભળાવા લાગ્યો. વાઘણ પોતાના દાંત પેલા સ્વારના બદનમાં ખોસે ત્યાં તો તલવારના એક જ ફટકાથી એ વાઘણના કેડ પાસેથી બે વિભાગ થઈ ગયા, જે પેલા સ્વારની બન્ને બાજુએ પડયા. એ વેળાએ નવીન ત્રણ ઘોડેસ્વાર તે જગ્યાએ આવી પહોંચ્યા હતા.

આ પ્રમાણે એકદમ આ ભયંકર પ્રકારનો અંત આવી ગયો ! પોતે આ પ્રાણાંત સંકટમાંથી બચી ગઇ એ જોઇને નર્મદા તથા જયાને અત્યાનંદ થયો, અને પોતાની સ્વામિની પણ સુરક્ષિત છે એ ધ્યાનમાં આવતાં તેઓ પોતાનાં ઘોડા તેની પાસે લઇ ગઇ અને તેની અડોઅડ જઇને તેને ગળે બાઝી પડી. નવીન આવેલા સ્વારોએ પણ હવે કાંઇ ભીતિ નથી એવી તેમની ખાતરજમા કરી.

હવે બધા અશ્વો પણ શાંત થયા હતા. નવીન આવેલા સ્વારોમાં જે મુખી હતો તેણે પોતાના બે સેવકોને જખમી થએલા સ્વારોને ઉપચાર કરવાની સૂચના કરી અને પોતાનો ઘોડો લક્ષ્મીદેવી પાસે લાવીને વાઘણના લોહીથી રક્તવર્ણ બનેલી તલવાર વડે લક્ષ્મીદેવીને નમન કર્યું. પ્રિય વાચક ! આ નવીન આવેલા સ્વારો તારા પરિચિત છે. આ ત્રણ જણા બીજા કોઇ નહિ પરંતુ અજયસિંહ તથા તેના બે સેવકો અક્કલમલ અને જયમલ જ હતા.

અજયસિંહ બોલ્યો: " બાઇ સાહેબ ! આપના બન્ને સેવકોને જખમ તો ઘણો થયો છે, તોપણ તેઓ અદ્યાપિ જીવન્ત છે. મેં મારા બન્ને સેવકોને તેમના જખમ ધોઇને તેના ઉપર પાટા બાંધી તેમાંથી જતા લોહીને અટકાવવાની સૂચના કરી છે. જૂઓ, તેઓ જખમ ઉપર પાટા બાંધે છે. "

" સરદાર સાહેબ ! " લક્ષ્મીદેવીએ કહ્યું: " જો અમારાથી કાંઇ બની શકે તેવું હોય તો કહો. તેમની સુશ્રુષા કરવાને અમે ત્રણે જણીઓ ખુશીની સાથે તૈયાર છીએ. "

" તમારે કરવા જેવું કાંઇ પણ નથી. " અજયસિંહ બોલ્યો: " મારા બન્ને માણસો એ કામમાં કુશળ છે. મારી સાથે

રહીને તેમણે ઘણી લડાઇઓમાં મરદાનગી બતાવી છે અને ઘણા માણસોને પાટાપીંડી કરી છે. પરંતુ આપ જેમને માટે આટલી કાળજી દર્શાવો છો તેમની સ્થિતિ કેવી છે તે હું એક વખત ત્યાં જઇને જોઇ આવું. ”

“ બ્હેનો ! ચાલો, આપણે ઘોડા ઉપરથી નીચે ઉતરીને પેલા ઝાડ નીચે જઇને બેસીએ. આપણી સાથે આવેલા સ્વારોને આવી સ્થિતિમાં છોડીને આપણે ચાલ્યા જવું એ બિલકુલ યોગ્ય ગણાય નહિ. તેમ જ આ જનાવરો પણ બિચારાં અદ્યાપી સુધી ભીતિથી કમ્પે છે. તેમને પણ થોડી વિશ્રાન્તિ લેવા દો, એટલે આગળ પ્રવાસમાં, તાજામાજા બનેલા હોવાથી, ઝડપથી ચાલી શકશે. ”

એ પછી તે ત્રણે જણીઓ નીચે ઉતરી અને તેમણે પોતાના ઘોડાને છૂટા મેલી દીધા, કેમકે એક હાકલ મારતા જ તે ઘોડા તુરત પાછા આવશે એવી તેમને ખાત્રી હતી એટલે તેમને બાંધી રાખવાની જરૂર નહોતી. લક્ષ્મીદેવી એક પત્થર ઉપર બેઠી અને તેની બન્ને દાસીઓ તેની બન્ને બાજુએ ઊભી રહી.

“ આ ત્રણ જણા અકસ્માત અહીં આવી ચડયા તો જ આપણે બચી જવા પામ્યાં. નહિ તો જીવલેણ સંકટ આપણા ઉપર આવી પડયું હતું. ” લક્ષ્મીદેવી બોલી.

“ આ યુવાન જણાતો સુરેખ સરદાર કોણ હશે વારૂ ? નર્મદાએ પૂછ્યું.

“ તે જેવો સુંદર છે તેવો શૂરવીર પણ છે. ” જયા બોલી.

“ ગાંડી ! તેના રૂપનો વિચાર કરવાનો આ સમય છે કે શું ?” લક્ષ્મીદેવી બોલી: “ તેની શક્તિ કેટલી બધી છે તેનો વિચાર કરો;

અને આવો વીર પુરુષ આપણા પ્રાણ બચાવવાને આવી ચડયો તે માટે ઇશ્વરનો આભાર માનો. " અને ખરેખર લક્ષ્મીદેવીએ પોતાના હાથ જોડીને પરમેશ્વરનો ગુણાનુવાદ કર્યો. તેની દાસીઓ પણ પરમેશ્વરનો પાડ માનવા લાગી.

એ વખતે તેમણે અજયસિંહને પોતાના તરફ આવતો જોયો. તેને જોઇને લક્ષ્મીદેવી ઊભી થઇ ગઇ. અજયસિંહ ' ઊઠો નહિ— ઊઠો નહિ ' એમ આગ્રહ કરતો જ રહ્યો, પરંતુ તે કુલિન સ્ત્રીએ એ તરફ લક્ષ આપ્યું નહિ. અજયસિંહ બોલ્યો: " બાઇ સાહેબ ! આપના માણસોની સ્થિતિ મેં બરોબર તપાસી છે. તેમને માટે વિશેષ ભય રાખવાનું કારણ નથી. અહીંથી આગળ ચાલતાં થોડે દૂર એક નાનું ગામ આવે છે. ત્યાં સુધી એ લોકોને લેઇ જઇને ત્યાં કોઇ સારા માણસને ત્યાં રાખવાનો મારો ઇરાદો છે. બાઇ સાહેબ ! હું આપને એટલું જણાવીશ કે જ્યાં સુધી આ જખમી થએલા માણસોની યોગ્ય વ્યવસ્થા નહિ થાય ત્યાં સુધી હું સ્વસ્થ બેસીશ નહિ. "

" આપે અમારા ઉપર મોટો ઉપકાર કર્યો છે. " લક્ષ્મીદેવી બોલી: " આ લોકો અમારી સાથે માત્ર થોડા વખતને માટે અમારા રક્ષણ અર્થે જ આવ્યા હતા; તો પણ તેમણે મારા માટે પોતાનો જીવ જોખમમાં નાખ્યો છે. તેથી મારી ફરજ છે કે મારાથી બની શકે તેટલી મદદ તેમને કરવી જોઇએ. તે માટે આ જે કાંઇ થોડુંક દ્રવ્ય હું આપું છું, તે કૃપા કરીને તેમના ઉપયોગમાં લેશો. " એટલું કહીને તેણે પોતાની પાસેના રેશમી વાટવામાંથી થોડીક સુવર્ણ મુદ્રિકા કાઢી તે કિંચિત્ હાસ્ય કરીને અજયસિંહને આપવા પોતાનો હાથ લંબાવ્યો.

આ પ્રસંગે પોતે નિષ્કારણ ઔદાર્ય દર્શાવીને આ સુંદરીની વિનતિ માન્ય નહિ કરે તો તેને પોતાનું અપમાન થએલું લાગશે, એમ મનમાં આવવાથી અજયસિંહે એ સોનામહોરોનો સ્વીકાર કર્યો અને કહ્યું: " આપ આ પ્રમાણે તેમને દ્રવ્યની સહાય કરવાને તૈયાર થયાં છો, એથી હું કાંઇ મારો પૂર્વનો વિચાર ફેરવનાર નથી. મારી પણ તેમને જે મદદ કરવાની ઇચ્છા છે તે હું કરીશ. એથી તેમને બિચારાને બમણો લાભ થશે. "

અજયસિંહે પોતાનો ઘોડો પેલા માણસો તરફ ફેરવ્યો, પરંતુ મનમાં કાંઇક વિચાર આવવાથી પુનઃ તે લક્ષ્મીદેવી તરફ ફરીને બોલ્યો: " તમારી સાથેના ચોકીદારો આ પ્રમાણે અટકી પડવાને લીધે હવે તમારે એકલાં જ પ્રવાસ કરવો પડશે. આ માર્ગ જરા વિકટ પણ છે. તો જો આપની મરજી હોય તો હું આપની સાથે આવવાને તૈયાર છું. મારા સેવકો પણ આપની સેવામાં હાજર છે. હું ઉજ્જયની જાઉં છું અને પેલા જખમી મનુષ્યોના કહેવા પરથી જણાય છે કે તમારે પણ ત્યાં જ જવું છે. "

આનો શો ઉત્તર આપવો એ તે એકદમ નક્કી કરી શકી નહિ. તેણે પોતાની દાસીઓનો વિચાર જાણવાને તેમની સામે જોયું. તેઓ આ સંગાથ માટે આતુર હોય એમ જણાઇ. એ જોઇને લક્ષ્મીદેવી બોલી: " મહારાજ ! હમણાં જ બનેલો બનાવ હજી મારી દ્રષ્ટિ સમક્ષ જ છે, અને આ મારી દાસીઓ પણ બહુ જ ગભરાઇ ગએલી છે. એવી સ્થિતિમાં હું આપની ઔદાર્ય યુક્ત માગણી કેવી રીતે અમાન્ય કરી શકું ? "

એ સાંભળીને અજયસિંહને તો આનંદનાં ગલગલીયાં થયાં. તથાપિ પોતાનો હર્ષ બહાર પ્રદર્શિત થવા ન દેતાં તેણે સભ્યતાપૂર્વક કહ્યું: "ત્યારે હું હવે આ જખમી માણસોને સામે ગામ પહોંચાડી આવવાની તજવીજ કરૂં. એ કામ થશે એટલે ક્ષણ માત્રનો પણ વિલંબ નહિ કરતાં હું આપની સેવામાં હાજર થઇશ."

અજયસિંહે ઘોડો ફેરવ્યો અને તે જખમી માણસોની વ્યવસ્થા કરવાને તેમની પાસે ગયો. પેલા બે સ્વારોને સંભાળીને તેમના ઘોડા ઉપર બેસાડયા. તેમના જખમ ઉપર પાટા બાંધેલા હોવાથી તેમને પિડા ઓછી થતી હતી અને તેઓ સાવધ બન્યા હતા. એટલે તેમને લઇ જતાં કાઝી મુશ્કેલી નડી નહિ. બધા સામે ગામ જવાને નિકળ્યા.

લક્ષ્મીદેવીએ પોતાની દાસીઓને કહ્યું: "આમનો સંગાથ સ્વીકાર્યા સિવાય બીજો ઉપાય જ નહોતો."

લક્ષ્મીદેવી અવિવાહિતા કુમારિકા હતી. તે ન્હાનપણથીજ સદ્‌ગુણી મનુષ્યોના સહવાસમાં ઉછરેલી હોવાને લીધે તેને પોતાના કૌમાર્યનું સવિશેષ અભિમાન હતું. જો અન્યથા પ્રસંગ હોત કે અજયસિંહને બદલે બીજો કોઇ હોત તો તરૂણ અને અજાણ્યા મનુષ્યની સાથે પ્રવાસ કરવાને તે તૈયાર થઇ નહોત. પરંતુ આ તરૂણ ઉપર દ્રષ્ટિપાત કરતાં જ તેના મનમાં કાંઇક નવીન વિકારનો પ્રાદુર્ભાવ થયો હતો. એમાં કાંઇ વિશેષ આશ્ચર્ય પણ નથી. અજયસિંહ જેવો સુંદર તરૂણ વીર અને લક્ષ્મીદેવી સરખી 'મોહિની' એ બે આકસ્મિક રીતે એકત્ર થતાં તેમના મનમાં કાંઇ પણ ચમત્કારિક ભાવના ઉદ્‌ભવે, એ સૃષ્ટિનિયમને અનુરૂપ નથી એમ કોણ કહેશે?

લગભગ બે–ત્રણ ઘડીમાં અજયસિંહ ત્યાં આવી પહોંચ્યો. તેના સેવકો પણ તેની સાથે જ હતા. પોતાની સાથે આ તરૂણીઓ આવનાર છે એમ તેણે પ્રથમથી જ એ બન્ને જણાને કહ્યું હતું. એ વર્ત્તમાન સાંભળીને રંગીલો જયમલ તો ખુશ ખુશ બની ગયો, પરંતુ વેદાંતી અક્કલમલને તે કાંઇ ઠીક લાગ્યું નહિ. પોતાનો માલિક વળી પાછો કોઇ નવા ફાંદામાં ફસાશે એવી તેને ભીતિ લાગવા માંડી હતી. પરંતુ લક્ષ્મીદેવીના મૂર્તિ તેની દ્રષ્ટિએ પડતાં જ તેને માટે તેના મનમાં પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થઇ અને પ્રથમ પોતાને જે ભીતિ ઉપજી હતી તે કેવળ માયામય હતી, એ તેના ધ્યાનમાં આવ્યું. કેમકે લક્ષ્મીદેવીના મુખકમળ ઉપર પ્રકાશી રહેલા તેજથી જ તેનું ઉંચું કુળ, તેનો સદાચરણી સ્વભાવ, તેના મનનો નિષ્કપટ ભાવ, ઇત્યાદિ સદ્‌ગુણોની ખાત્રી થતી હતી.

પ્રવાસ શરૂ થતાં ધીમે ધીમે તેમની વચ્ચે સંભાષણની શરૂઆત થઇ. “ જે કાંઇ મારા સાંભળવામાં આવ્યું છે તે ઉપરથી જણાય છે કે આ રસ્તા ઉપર માત્ર એકલી વાઘણનો જ ભય હતો એમ નથી. ” લક્ષ્મીદેવીએ શરૂઆત કરી.

“ હશે ! ” અજયસિંહ બોલ્યો: “ પણ બીજા કયા ભયની હકીકત આપના સાંભળવામાં આવી છે ? ”

“ પેલો ધીરોજી લૂટારો હમણાં આટલામાં રહે છે. ” લક્ષ્મીદેવીએ જવાબ આપ્યો.

“ ખરેખર ! ” આ શબ્દ એવી ચમત્કારિક રીતે અજયસિંહે ઉચ્ચાર્યો કે ધીરાજીનું નામ સાંભળતાં જ તેને કાંઇક ચમત્કારિક લાગ્યું હોવું જોઇએ એમ લક્ષ્મીદેવીના ધ્યાનમાં આવ્યું. “ મેં

સુદ્ધાંત એ વાત સાંભળી છે. પણ અમે સાથે છીએ ત્યાં સુધી એનો લેશ પણ ભય નથી. ” અજયસિંહે હિમ્મત આપી.

“ પણ જવા દ્યો એ વાત ! ” લક્ષ્મીદેવી બોલી: “ આ બિહકણ છોકરીઓ અગાઉથી જ ગભરાઇ જશે ! ”

“ એ પણ ખરૂં છે. ” અજયસિંહે કહ્યું: “ જ્યારે સંકટ આવી પડે ત્યારે ધૈર્ય ધરીને તે પાર પાડવાનું કર્ત્તવ્ય છે. પરંતુ અગાઉથી જ એ સંબંધી ચર્ચા કરવાથી શો લાભ ? આવતી કાલે આપણે ઉજ્જયની પહોંચીશું એટલે પછી કોઇ જાતની ધાસ્તી રહેશે નહિ. ”

પણ ઉજ્જયની શા માટે જવું છે તે સંબંધી આ બન્ને જણાએ એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહોતો. ઉભયે પરસ્પરથી પોતાનો હેતુ બિલકુલ ગુપ્ત રાખ્યો હતો, તેમણે માત્ર પોતાનાં નામ એક બીજાને જણાવ્યાં હતાં. પરંતુ પોતે એક જાગીરદારનો વારસ છે એમ અજયસિંહે કે પોતે એક ન્હાના રાજ્યની રાણી છે એમ લક્ષ્મીદેવીએ સ્પષ્ટ કર્યું નહોતું. કેમકે તેઓ વેશાંતર કરીને પ્રવાસ કરતાં હતાં એ વાચકો જાણે છે.

સૂર્યનારાયણને અસ્તાચળ ઉપર પહોંચવાને હજી થોડી વાર હતી. એ વખતે તેઓ એક ગામ પાસે આવી પહોંચ્યાં. ત્યાંથી ઉજ્જયની ફક્ત દશ કોસ દૂર હતું. હવે ફક્ત બીજા એક જ દિવસનો પ્રવાસ બાકી રહ્યો હતો. પરંતુ એટલામાં જે એક ક્ષુલ્લક બાબત અકસ્માત બની આવી એ ઉપરથી લક્ષ્મીદેવીનો એ ગામમાં રાત્રી ગાળવાનો વિચાર ફરી ગયો. રસ્તાની એક બાજુએ એક અતિ વૃદ્ધ પુરુષ અને એક અતિ વૃદ્ધ સ્ત્રી બેઠાં હતાં. તેઓ આ લોકો પાસે ભિખ માગવા

લાગ્યાં. લક્ષ્મીદેવીએ એક રૂપાનો સીક્કો કાઢીને પેલી વૃદ્ધાના હાથમાં મૂક્યો. વૃદ્ધને આપવા માટે અજયસિંહ પોતાની ભેટમાંથી નાની કોથળી કાઢીને છોડવા લાગ્યો, એટલામાં તેના ઘોડાને ઠોકર લાગવાથી અથવા બીજા કાંઇ કારણથી તે ઉછળ્યો અને અર્ધ ખોલેલી કોથળી જમીન ઉપર પડી. ભિખારી તેમાંથી નીચે પડેલા સીક્કા એકઠા કરીને તેના માલિકને આપવાના હેતુથી આગળ આવ્યો તે વખતે એ કોથળીમાંથી બહાર નીકળેલી એક વીંટી લક્ષ્મીદેવીના જોવામાં આવી. અજયસિંહે તે ભિખારીના હાથમાંથી એ વીંટી ત્વરાથી ઝુંટવી લેઇને કોથળીમાં નાખી દીધી અને તેને બે રૂપાના સીક્કા આપ્યા. આ વીંટીમાં પણ માણેક જડેલું હતું. એ માણેક ઉપર પણ સર્પની ફેણનો આકાર હતો.

પોતાની અને આ વીંટીમાં દરેક પ્રકારનું સામ્ય જોઇને લક્ષ્મીદેવીના મનની ખાત્રી થઇ કે આ માણસ ધીરોજી લૂટારો જ હોવો જોઇએ ! તે વેષાંતર કરવામાં બહુ કુશળ છે એમ તેણે સાંભળ્યું હતું, તેથી અજયસિંહનો સરદારના જેવો દેખાવ જોઇને ધીરાજીએ આવો વેશ ધારણ કરેલો હશે એમ તેને લાગ્યું. તેણે હવે આના સંગમાંથી કેવી રીતે નિકળવું તેનો તાત્કાલિક વિચાર કરી નાખ્યો. “ હવે સૂર્યાસ્તનો સમય નજીક આવ્યો છે, માટે ઘોડાને જરા દાબીએ તો ઠીક ! ” તે બોલી.

“ હા, તે બરોબર છે. ” અજયસિંહે ઉત્તર આપ્યો. લક્ષ્મીદેવીના મનમાં જે કાંઇ ચાલી રહ્યું હતું તેની તેને ગંધ પણ નહોતી.

તેઓ પેલા ગામમાં આવી પહોંચ્યાં. એ ગામમાં ન્હાની ન્હાની ઝુંપડીઓ અને મકાનો પુષ્કળ હતાં, પરંતુ મોટું મકાન તો માત્ર

એક જ હતું. તે ઘણું કરીને મુખી પટેલનું ઘર હશે એવી કલ્પના કરીને અજયસિંહે એ મકાન પાસે પોતાનો ઘોડો ઊભો રાખીને ઘરધણીને હાકલ મારી. તેની સાથે થોડી વાર વાતચીત કરીને તેણે આ સ્ત્રીઓને રાત્રી ગાળવા માટે તેના મકાનમાં જગ્યા કરી આપવાની માગણી કરી. પ્રથમ તો ઘરધણીએ હા–ના કરી; પરંતુ જ્યારે અજયસિંહે દ્રવ્યની લાલચ આપી ત્યારે તે કબૂલ થયો.

પોતાના મનમાં ચાલી રહેલા વિચારો બહાર જણાઇ ન આવે એવા ભાવથી લક્ષ્મીદેવી બોલી: " અમે આવતી કાલ સ્હવાર સુધી અહીં વિશ્રાંતિ લેશું અને પછી આગળ જઇશું. "

" હા, " અજયસિંહ બોલ્યો: " અમે પણ આંજની રાત્રી અહીં કોઇ સ્થળે નિભાવી લઇશું અને સૂર્યોદય થશે કે તુરત પુનઃ આપની પાસે આવીને હાજર થઇશું. "

નર્મદા અને જયાને અજયસિંહના એ સેવકોની સોબત છોડવી ગમતી નહોતી. પરંતુ પુનઃ સ્હવારે તેમનો મેળાપ થશે એવી આશાથી તેમણે પણ તેમની રજા લીધી.

અજયસિંહે પોતાના ઘોડાને એડી લગાવી અને તે પોતાના સેવકો સાથે ગયો. એ ત્રણે જણીઓ તેની સામે જોઇ રહી. તેઓ હજી ઘોડા ઉપરથી નીચે ઉતરી નહોતી. આ ત્રણે ઘોડેસ્વારો દ્રષ્ટિથી દૂર ચાલ્યા ગયા કે તુરત જ લક્ષ્મીદેવી એકાએક મૌનનો ત્યાગ કરીને બોલી ઊઠી: " બ્હેનો ! જો તમારે તમારો જીવ બચાવવો હોય તો મારી પાછળ પાછળ આવો ! " તેણે એટલા શબ્દોની સાથે જ પોતાનો ઘોડો પાછો ફેરવ્યો અને જે રસ્તે થઇને તેઓ આવ્યાં હતાં તે જ રસ્તો લીધો.

પોતાની સ્વામિનીના કથનનો ઉદ્દેશ ધ્યાનમાં આવ્યા પૂર્વે જ તેના અર્ધા વચને રહેનારી દાસીઓએ પણ લક્ષ્મીદેવીની પાછળ પોતાના ઘોડા દબડાવ્યા. પેલા બિચારા પટેલને તો ઘણોજ આશ્ચર્ય ઉપજ્યો અને જે દિશા તરફ લક્ષ્મીદેવી ગઇ એ દિશા તરફ તે જ્ઞાનશૂન્ય મનુષ્યની પેઠે જોતો ઉભો રહ્યો ! બિચારાને પોતાના મ્હોંમાં આવેલો કોળીઓ ધૂળમાં મળી ગયા જેવું થયું ! !

## પ્રકરણ ૯ મું.

### સંતપ્ત વિધવા.

લક્ષ્મીદેવી તથા તેની દાસીઓ મારતે ઘોડે આગળ ને આગળ ધસી જતી હતી. થોડા વખતમાં જ એ ત્રણે જણી જ્યાં બે રસ્તા ફૂટતા હતા તે સ્થળે આવી પહોંચી. હવે કયો રસ્તો લીધો હોય તો કોઇના તરફથી પીછો પકડવાનો ભય ન રહે એ બાબતનો વિચાર કરીને લક્ષ્મીદેવીએ એક રસ્તા ઉપર ઘોડાને વાળ્યો. સ્હવારથી જ પ્રવાસ શરૂ હોવાને લીધે તથા માર્ગમાં બહુ વિશ્રાંતિ મળેલી નહિ હોવાથી ઘોડા બિલકુલ થાકી ગયા છે એવું લક્ષ્મીદેવીના ધ્યાનમાં આવતાં તેણે ઘોડાની લગામ ઢીલી કરીને તેને તેની મરજી મુજબ ચાલવા દીધો. એથી એ વફાદાર પ્રાણીને પણ આનંદ થયેલો જણાયો અને તે ધીમે ધીમે ચાલવા લાગ્યો. નર્મદા અને જયાએ પણ પોતાના ઘોડાને ધીમા પાડ્યા. આ વખતે વચ્ચે લક્ષ્મીદેવી અને આજુ બાજુ આ બે દાસીઓ પોતાના ઘોડા ચલાવતી હતી. હવે લક્ષ્મીદેવીને

શાંતિ થઇ. તે બોલી; " છોકરીઓ ! હું આમ એકાએક પાછી ફરી એથી તમને નવાઇ તો લાગી હશે. પરંતુ હું જ્યારે તમને તેનું કારણ જણાવીશ ત્યારે તમારા ગભરાટનો પણ પાર રહેશે નહિ ! જેણે આપણને વાઘણના મુખમાંથી મુક્ત કર્યાં અને જેના સૌંદર્યના તમે મ્હોંફાટ વખાણ કરતા હતા, તે કોણ હતો એ તમે જાણશો ત્યારે થરથર કમ્પવા લાગશો. અત્યાર સુધી જે આપણી સાથે હતો તે **ધીરાજી નાયક** જ; બીજો કોઇ નહિ, એવી મારી ખાત્રી છે ! "

" હેં–એ ખરૂં હશે ? " બન્ને જણીઓ એકી સાથે બોલી ઉઠી. " પણ તમે એ કેવી રીતે જાણ્યું ? " જયાએ પ્રશ્ન કર્યો.

" જેણે બુરખા વડે મ્હોં છૂપાવીને ધર્મશાળાની ઓરડીમાં મારી વીંટી ચોરી લીધી હતી, તે જ આ **ધીરાજી** ! " લક્ષ્મીદેવી બોલી: " તે જ વીંટી થોડા વખત પહેલાં આ માણસની પાસે મારા જોવામાં આવી હતી. "

એટલું કહીને લક્ષ્મીદેવીએ પોતે પેલી ભિખારિણીને પૈસા આપતી વખતે અજયસિંહની કોથળીમાંથી બહાર નિકળેલી વીંટી જોયાનું, તે વીંટી લઇને કોથળીમાં નાખી દેવાની અજયસિંહે દર્શાવેલી અધીરાઇનું તથા એ બનાવ જાણે પોતાના ધ્યાનમાં જ ન આવ્યો હોય એવી રીતના કરેલા દેખાવનું વર્ણન કર્યું અને તે આગળ બોલી: " મેં તેની સાથે વાત ઉપરથી વાત કાઢતાં જ્યારે ધીરાજીનું નામ લીધું ત્યારે તે કેવો સ્થંભી ગયો હતો ? એ વખતે મને તેનો ખ્યાલ આવ્યો નહોતો. તે આપણને એટલી ધીરજ શા માટે આપતો હતો એ હવે મારા ધ્યાનમાં આવે છે. પેલા ધર્મ-

શાળાના રખેવાળે ધીરાજીનું જેવું વર્ણન કર્યું હતું, તે પ્રમાણે જ તે સુરેખ, ઉંચો અને પાતળો હતો, એ હવે તો તમારા ધ્યાનમાં આવ્યું જ હશે ?"

"પણ, બાઇ સાહેબ ! આ હકીકત તમે પેલા પટેલને કેમ ન કહી ? તેણે કદાચ લોકોને એકઠા કરીને આ લૂટારાને તથા તેના માણસોને કબજે કર્યા હોત !" નર્મદા બોલી.

"મૂર્ખી ! એટલું પણ તને સમજાતું નથી !" લક્ષ્મીદેવીએ કહ્યું: "કેમ જાણ્યું કે એ પટેલ પણ તેનો મારેલો નહિ હોય ? પહેલાં એ પટેલની આપણા જેવી ગરીબ સ્ત્રીઓને થનારા ત્રાસમાં સહાયભૂત થવાની ઇચ્છા નહિ હોય, એથી તે આપણને પોતાને ત્યાં રાત રાખવાની આનાકાની કરતો હતો. પણ પછી તે ઘણું કરીને આ લૂટારાએ આપેલી ધમકીથી ડરી ગયેલો હોવો જોઇએ. એવી સ્થિતિમાં જો મેં તે પટેલને મારી શંકા જણાવી હોત તો તે કદાચ આપણને નિકળવા ન દેત અને એ લોકોને કેદ કરવાને બદલે ઉલટો આપણને પરહેજ કરી રાખત, તો પછી આપણે શું કરત ?"

"બા સાહેબ કહે છે તે ખરૂં હશે !" જયાએ નર્મદાને કહ્યું: "આપણા જેવીને આ બધી આંટીઘુંટી કયાંથી સમજાય ?"

"ગમે તેમ હો, પણ આ લૂટારો પક્કો કાવતરાબાજ છે એમાં શક નહિ. આજે તેના હાથમાં સપડાવાનો પ્રસંગ આવી લાગ્યો હતો. તેમાંથી આપણો છૂટકારો થયો એ પરમેશ્વરની આપણા ઉપર મોટી મહેર જ સમજવી ! પરંતુ આજની રાત્રી આપણે કયાં અને કેવી રીતે ગાળીશું એનો વિચાર હવે કરવો જોઇએ." લક્ષ્મીદેવી બોલી.

એ વેળાએ સુર્યાસ્ત થઇ ગયો હતો અને નિશાદેવીએ પોતાનું સામ્રાજ્ય પાથરી દીધું હતું. ઘોડા બહુજ થાકી ગયા હતા. તેમણે પેલા ગામડામાંથી ન્હાસતી વખતે ઘોડાને એટલા જોરથી ચલાવ્યા હતા કે પોતે કેટલા વેગથી કઇ બાજુએ જાય છે તેનું તેમને ભાન રહ્યું નહોતું. ઉજ્જયની અહીંથી નજીક છે, કિંવા પોતે તેનાથી સામી દિશાએ આવી છે એનો પણ તેમનાથી અંદાજ થઇ શકે તેમ નહોતું. પણ રસ્તો ઘણો પહોળો અને સફાઇદાર હતો, તેથી આટલામાં જ કયાંક વસતિ હશે એવું તેમણે અનુમાન કર્યું.

દૂર દીવાનો પ્રકાશ જોવામાં આવ્યો. તે પ્રકાશાનુરોધે કેટલોક સમય ચાલ્યા બાદ તેઓ એક ન્હાના ઝુંપડા પાસે આવી પહોંચી. ઘોડાનાં પગલાંનો અવાજ સાંભળીને એક પીસ્તાળીશ વર્ષની પુખ્ત ઉમરની વિધવા સ્ત્રીએ આવીને ઝુંપડાનું દ્વાર ખોલ્યું. લક્ષ્મીદેવીએ પોતાને ફક્ત રાત્રી જ ત્યાં ગાળવા દેવાની વિનતિ કરી. તે બાઇએ એ વિનતિ ખુશીથી માન્ય રાખી. તે બાઇને ત્યાં કામ કરનારો એક સાથી બળદને નીણ પુરતો હતો. તે સાથીને બુમ મારીને આ ત્રણ બાઇઓના ઘોડાની સંભાળ લેવાનું તથા તેમને ઘાસચારો અને જોગાણ આપવાનું કહ્યું. એ ત્રણે જણીઓને તે ઘરમાં લઇ ગઇ અને તેમને હાથ મ્હોં ધોવાને પાણી આપ્યું. હાથ મ્હોં ધોયા પછી તેણે તેમને પોતાના ગરીબ ઘરનો સૂક્કો રોટલો સ્વીકારવા કહ્યું. લક્ષ્મીદેવી આનાકાની કરવા લાગી. તેમની પાસે ભાતુ પુષ્કળ હતું. તે ખાઇને તેઓ ચલાવી લેશે એમ તેણે જણાવ્યું. પરંતુ પેલી ભલી વિધવાએ પોતાનો આગ્રહ છોડયો નહિ. છેવટે તેને માઠું ન લાગે એવા હેતુથી લક્ષ્મીદેવીએ તેનું આમંત્રણ સ્વીકાર્યું.

આ વિધવા પુખ્ત વયની સંભાવિત સ્ત્રી હતી. તે જાતે રાજ-પૂતાણી હતી. તેણે પુષ્કળ દુઃખ ભોગવ્યું હોય, એમ તેના ચ્હેરા ઉપરથી દેખાતું હતું. તેને ત્રણ દિકરીઓ હતી. તેમાંથી મોટી સોળ વર્ષની તથા એક તેર અને બીજી દશ વર્ષની હતી. તેમનો બાપ થોડાં જ વર્ષો પહેલાં ખેતીમાં કામ કરતાં એક મોટો નાગ ડંસવાથી મરણ પામ્યો હતો. ત્યારથી આખા કુટુંબનો ભાર આ વિધવા ઉપર પડયો હતો અને તે પણ તેણે મોટા ધૈર્યપૂર્વક ઉપાડયો હતો. તેના ઘરમાં પુરુષ માણસ સિવાય કોઇ વાતની અગવડ નહોતી.

વાળુ કરતાં લક્ષ્મીદેવી અને વિધવા સ્ત્રી વચ્ચે જે વાતચીત થઇ તે ઉપરથી લક્ષ્મીદેવી એક સાધારણ સ્થિતિના રાજપૂત સરદારની પુત્રી હતી અને પોતાની માશીને ત્યાં ગએલી ત્યાંથી પાછી પોતાના પિતા પાસે ઉજ્જયની જાય છે એટલું જ તે વિધવા જાણી શકી. લક્ષ્મીદેવીએ ધીરાજીનું નામ પણ લીધું નહોતું. જ્યારે તેને માલૂમ પડયું કે ઉજ્જયની અહીંથી પંદર કોસ દૂર છે, ત્યારે પોતાને આ ધાંધલને લીધે પાંચ ગાઉ પાછું કરવું એ જાણીને તેને જરા શોક થયો. પરંતુ જે સંકટમાંથી પોતાનો અચાનક છૂટકો થયો, તેની પાસે પાંચ ગાઉનો વિશેષ પ્રવાસ તેને મહત્ત્વનો લાગ્યો નહિ.

બધાં વાળુ કરી રહ્યાં એટલે તે બાઇની બે દિકરીઓ મ્હેમાનોને માટે ખાટલા પાથરવા લાગી. તે વખતે વિધવા બોલી: "આજ જો મારી રાજુ અહીં હોત તો મને કેટલી બધી સગવડ હોત ? તેને આ ઘર મૂક્યાને આજ બરોબર બે વર્ષ થયાં !" એમ કહીને તે પોતાના સાડલાના છેડાવડે આંખોમાંથી નિકળતાં આંસૂ લૂછવા લાગી.

"એટલે, એ મરી ગઇ છે શું ?" લક્ષ્મીદેવીએ વિધવા બાઇને રડતી જોઇને પૂછ્યું.

" ના, બા, ના. મારી રાજુ અને મારો કાંઇ તેના મરણને લીધે વિયોગ થયો નથી !" વિધવા ડુસકાં ભરતી બોલી: "એ બહુ લાંબી વાત છે, તોપણ હું તમને ટુંકામાં કહીશ. એ મારી મોટી દિકરી. દરેક સ્ત્રીને પોતાની પુત્રી સુંદર લાગે છે એ ખરૂં. પણ બાઇ ! તેના જેવું રૂપ આજે એ વર્ષે હું તમારૂં જ જોઉં છું. તેની મારા ઉપર અને પોતાની આ બ્હેનો ઉપર પોતાના પ્રાણથી પણ વિશેષ મમતા હતી. મારા પતિદેવ સ્વર્ગવાસી થતાં હું એ દિકરીઓનાં મ્હોં જોઇને જ આશામાં દિવસ નિર્ગમન કરતી હતી. પરંતુ ભગવાનને એ પણ ન રૂચ્યું !"

" પણ, બાઇ ! એવું તે શું થયું ?" લક્ષ્મીદેવીએ ઉત્કંઠાપૂર્વક પ્રશ્ન કર્યો.

" તે હું કહું છું." વિધવા સ્ત્રી બોલી: " મુસલમાનોમાં રમજાનનો મોટો ઉત્સવ આવે છે એ તો તમને ખબર હશે જ."

" હા, એ મહિનામાં મુસલમાન લોકો રોજા-ઉપવાસ કરે છે." લક્ષ્મીદેવીએ કહ્યું.

" આ રોજામાં દોલતાબાદમાં કેવો ઉત્સાહ થાય છે એ તમને માહિત નહિ હોય. રોજા પૂરા થાય એટલે એક સુંદર સ્ત્રી ત્યાંના નવાબને ભેટ તરીકે આપવામાં આવે છે. એ માટે ગુલામોનો વ્યાપાર કરનારા વ્યાપારીઓ સુંદર છોકરી મેળવવાને આખા દેશમાં ફરે છે. કેમકે જે વ્યાપારી પાસેની છોકરી પસંદ પડે તેને નવાબ તરફથી મોટી બક્ષિસ મળે છે. ઉજ્જયનીમાં એવો રીવાજ નથી. આપણે ત્યાં તો ગુલામીનો વ્યાપાર કરનારાને શિક્ષા કરવામાં આવે છે: તોપણ એ પક્કા વ્યાપારીઓ મોટી ધૂર્તતાથી પોતાનો હેતુ સિદ્ધ

કરે છે. કોઇ લોભી માબાપ પોતાની ખુશીથી પણ પોતાની દિકરીને નવાબના જનાનખાનામાં મોકલવાનું કબૂલ કરતાં હશે, પરંતુ મોટે ભાગે તો આ વ્યાપારીઓ છોકરીઓને છૂપી રીતે જ ઉપાડી જાય છે. મારી દિકરીને પણ મૂઓ એવી રીતે ઉપાડી ગયો." એ બિચારી વિધવાનાં નેત્રોમાંથી અશ્રુની ધારા ખરખર વહેવા લાગી, એ જોઇને લક્ષ્મીદેવીએ તેનું સાંત્વન કર્યું.

છાતીમાં બાઝેલો ડુચ્ચો થોડો ઓછો થયો એટલે એ દુઃખિત માતાએ પોતાની કરૂણરસમયી કથા આગળ ચલાવી. " એ વર્ષ પહેલાં એ વ્યાપારીઓમાંનો એક મારે ઘેર આવ્યો હતો. તેની સાથે પાંચ–૭ છોકરીઓ હતી. એ બધી સુરેખ પણ અલ્લડ હતી. જો કે તેમનું રૂપ મારી રાજુની સરખામણીમાં આવી શકે તેમ નહોતું. એ છોકરીઓએ પહેલાં તો મારી રાજુને પુષ્કળ સમજાવી, જનાનખાનાના સુખનું તેમણે મીઠું મરચું ભભરાવીને વર્ણન કર્યું. પરંતુ મારી ગુણવંતી રાજુ તેમની મીઠી મીઠી વાતોથી લોભાઇ નહિ. એ જોઇને એ મૂઆ બદમાશે કેટલાક માણસોની સહાયથી મારા ઘર ઉપર દરોડો પાડ્યો. તેમણે મારા તથા મારી નાની દિકરીઓના નિર્દયપણે હાથપગ બાંધ્યા, અને મારી રાજુના આક્રંદ તરફ લક્ષ ન આપતાં એ મૂઓ રાક્ષસ તેને ઉપાડી ગયો !"

" અરેરે ગરીબ બિચારી !" લક્ષ્મીદેવીની આંખોમાં પણ આંસુ આવી ગયાં હતાં. તે પોતાની આંખો લૂછતાં બોલી: "એવા પ્રસંગમાં તે બિચારી શું કરી શકે ?"

"થોડા દિવસમાં જ તેના લગ્ન થનાર હતાં. મારા ભાવિ જમાઇએ એ વાત સાંભળી કે તુરત જ તે મોટા દ્વેષપૂર્વક તે રાક્ષસને પકડીને તેને શિક્ષાએ પહોંચાડવાના ઇરાદાથી ગયો. પરંતુ વચ્ચે એ દિવસ વીતિ ગએલા હોવાને લીધે તે તેનો પિછો પકડી શકયો નહિ. તે પછી મને એવા સમાચાર મળ્યા હતા કે બધી છોકરીઓમાંથી મારી દિકરી નવાબને પસંદ પડવાથી તેને જનાનખાનામાં દાખલ કરવામાં આવી હતી. એ સિવાય તેના તરફની બીજી કાંઇ પણ ખબર મને મળી નથી. પણ જ્યારે તેને જનાનખાનામાં દાખલ કરવામાં આવી છે, ત્યારે તેના ઉપર સખ્ત ચોકી પહેરો હોવો જોઇએ.' નહિ તો તે મને ખુશીખબરનો પત્ર લખ્યા સિવાય રહેત નહિ."

લક્ષ્મીદેવી તથા તેની દાસીઓનાં હૃદય આ હકીકત સાંભળીને દ્રવવા લાગ્યાં. સાંત્વનાના શબ્દો ઉચ્ચારવાની પણ તેમનામાં શક્તિ રહી નહિ. પોતાના જેવી પરકીયને જ્યારે આટલું બધું દુ:ખ થાય છે, ત્યારે એ છોકરીને જન્મ આપનાર તેની વિધવા માતાને કેટલું બધું દુ:ખ થતું હશે, એ વિચાર લક્ષ્મીદેવીના મનમાં ઉપજ્યો.

"એ બિચારા સદૈવ રાજસત્તાના મદમાં રહેનારા નવાબને આ જૂલમથી લોકોને થનારા દુ:ખની કલ્પના કયાંથી થાય? કહે છે કે હાલના આપણા સુબા સાહેબ સારા છે. તેઓ જો પોતાની પ્રજા ઉપર આવું કષ્ટ પડે છે એમ જાણે તો કદાચ તેના નિવારણ માટે કાંઇક તજવીજ કરે ખરા. પણ આવા કારણને લઇને દોલતાબાદના નવાબ સાથે કલહ કરવાનું તેઓ વાજબી ધારે કે નહિ એ બાબત મને શંકા રહે છે." વિધવાએ કહ્યું.

"પ્રજાના દુઃખનું નિવારણ કરવું એ રાજા અથવા રાજ્યાધિકારીનું કર્ત્તવ્ય છે." લક્ષ્મીદેવી બોલી; "જો તે એના હાથથી ન બને તો પછી તે રાજા અથવા રાજ્યાધિકારી શાનો ?"

એ વખતે પેલી વિધવા બાઇની દિકરીઓ ખાટલા પાથરીને બધી તૈયારી કરીને તેમની પાસે આવી, એટલે તેમને જોઇને વિધવાએ પોતાની વાત બંધ કરી. કેમકે આ બે છોકરીઓની રૂબરૂ જો આ વાત કદી પણ નિકળે તો તેમને અનાવર શોક થતો હતો.

લક્ષ્મીદેવી તથા તેની દાસીઓ જ્યારે જાગૃત થઇ ત્યારે વિધવા સ્ત્રી અને તેની બન્ને દિકરીઓ પ્રાતર્વિધિ આટોપીને ઘરમાં ઝાડઝુડ કરતી હતી. લક્ષ્મીદેવીએ પુનઃ પ્રવાસ શરૂ કરવાની ઉતાવળ છે એમ જણાવીને ઘોડા ઉપર જીન ચડાવવાને સાથીને બૂમ મારી. વિધવાએ તેને એ દિવસ રોકાવાનો આગ્રહ કર્યો, પરંતુ લક્ષ્મીદેવીએ તેનું સાંભળ્યું નહિ. તેણે એટલું વચન આપ્યું કે 'એક વખત ફરીથી હું તમને અહીં મળવા આવીશ ખરી.' તે બાઇએ ઉતાવળે ઉતાવળે રોટલા ને શાક બનાવી નાખ્યું. ત્રણે જણીઓ તે બાઇના અત્યાગ્રહથી ભોજન કરીને અશ્વારૂઢ બની. લક્ષ્મીદેવીનો ઇરાદો બની શકે તો પોતાની સાથે એક-બે માણસો લઇ લેવાનો હતો. પરંતુ એમ કરવામાં સમય વ્યતિત થશે, એમ ધારીને તેણે એ વિચાર પડતો મૂકયો. જતી વખતે બન્ને છોકરીઓના હાથમાં લક્ષ્મીદેવીએ એકેક સોનામહોર મૂકી. વિધવા બાઇએ ઘણોએ આગ્રહ કર્યો પણ લક્ષ્મીદેવી તે આપ્યા સિવાય રહી નહિ. તેમની રજા લઇને લક્ષ્મીદેવી તથા તેની દાસીઓએ ત્યાંથી પ્રયાણ કર્યું.

* * * * * * *

આપણે આપણા કથાનકના પ્રવાહમાં આટલો સમય પર્યંત **લક્ષ્મીદેવી** અને આ વિધવા બાઇની સાથે રહ્યા. પરંતુ હવે આપણે **અજયસિંહ** તરફ આપણું લક્ષ આપીએ. જે વખતે **અજયસિંહ** અને **લક્ષ્મીદેવીની** પ્રથમ મુલાકાત થઇ ત્યારે તેમના મનમાં કાંઇક અપૂર્વ વિકારની ઉત્પત્તિ થઇ હતી, એમ અમે જણાવી ગયા છીએ. * પરંતુ જે વખતે લક્ષ્મીદેવી **અજયસિંહને ધીરોજી નાયક** સમજી તેજ વખતે તેના મનમાંથી એ વિકાર સર્વથા નષ્ટ થઇ ગયો હતો. માત્ર **અજયસિંહના** મનનો વિકાર નષ્ટ થવાનું કાંઇ કારણ નહોતું. તેથી તેની દ્રષ્ટિ સન્મુખ તો લક્ષ્મીદેવીની પ્રતિમા એક સરખી ખડી હતી. **અક્કલમલ** અને **જયમલને** પણ **નર્મદા** અને **જયાની** સાથે પ્રવાસ કરવામાં અપૂર્વ આનંદનો અનુભવ થયો હતો અને તેઓ પુનઃ એ સમાગમસુખની આશા કરતા હતા. **જયમલ** રંગીલા સ્વભાવનો હતો એ અગાઉ જણાવ્યું જ છે. તેણે પોતાના માલિકનું મન પણ લક્ષ્મીદેવીએ હરી લીધું છે, એ ક્યારનુંએ જાણી લીધું હતું.

તે સર્વ જણ ગામ બહાર એક શિવાલયમાં પડાળી હતી ત્યાં ઉતર્યા. **અજયસિંહના** સેવકોએ રસોઇ બનાવવાની તૈયારી કરવા માંડી. એટલામાં એ ચાર માણસોની સાથે બરાડા પાડતો અને ધામધૂમ કરતો મુખી પટેલ ત્યાં આવી પહોંચ્યો.

"ક્યાં છે એ હરામખોર !" પટેલ બોલ્યો: "તમે કોઇ ભામટા દેખાઓ છો ! તમે જો સજ્જન હો તો તમારી સાથે જે સ્ત્રીઓ હતી તે તમારાથી શા માટે ડરી ગઇ ?"

"અરે પટેલ સાહેબ! જરા શાંત થાઓ. આમ ધાંટા કાં પાડો ?" **અજયસિંહ** બોલ્યો.

"જા, જા, હરામખોર ! તમે બધા પક્કા લફંગા લાગો છો ! નહિ તો એ સ્ત્રીઓ ન્હાસી શા માટે જાય ?" પટેલ સાહેબ પુનઃ બોલ્યા.

"શું કહો છો ? ન્હાસી કેમ જાય ! એટલે ?" અજયસિંહે આશ્ચર્યચકિત થઇને ઉતાવળે ઉતાવળે પૂછ્યું.

"હા, હા. તે ત્રણે જણી ભાગી ગઇ છે ! હવે તો બરોબર સમજ્યોને ? કે હજી પણ તને સ્પષ્ટ કરીને સમજાવવું પડશે ? પટેલ બોલ્યો: "તમે બદમાશ છો એમ તેઓ જાણતી ન હોત તો કાંઇ તમારાથી છૂટી થવાને માટે આટલી ઉતાવળ કરત નહિ !"

"મને લાગે છે કે તમે જ તેમનું અપમાન કર્યું હશે અથવા તેમના આદરાતિથ્યમાં કસર કરી હશે એટલે તેઓ ચાલી ગઇ હશે !" અજયસિંહે શંકા કરી.

"હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે તેઓ મારી ભૂલને લીધે ગઇ નથી. તમે ત્રણ જણા મારા મકાન પાસેથી નિકળીને અદ્રશ્ય થયા કે તુરતજ તેમાંની જે મુખ્ય સ્ત્રી હતી તેણે પોતાની દાસીઓને કહ્યું કે 'બ્હેનો ! જો તમારે તમારો જીવ બચાવવો હોય તો મારી પાછળ પાછળ આવો !' આટલા શબ્દો તેના મ્હોંમાંથી નિકળ્યા ન નિકળ્યા એટલામાં તો તેણે વાયુવેગે પોતાનો ઘોડો દપટાવી મૂકયો ! એમાં મારો શું દોષ ? હરામખોરો ! તમે જ તે બિચારીનો પ્રાણ લેવાનો કે તેમનું શિયળ ભ્રષ્ટ કરવાનો ઇરાદો રાખ્યો હશે એવો મારો તર્ક જાય છે."

મુખી પટેલ જે બોલતો હતો તે અજયસિંહને ખરૂં લાગ્યું. આ બુઢ્ઢા પટેલને ખોટું બોલવામાં શો લાભ ? અજયસિંહે તે બુઢ્ઢાની દુરુક્તિ તરફ લક્ષ ન આપતાં તેને શાંતિથી બેસાર્યો અને એક

વાર ફરીથી તેની પાસેથી બધી હકીકત સાંભળી લીધી. અજયસિંહે ઘણો વિચાર કર્યો. પરંતુ લક્ષ્મીદેવીને આવુ પગલું ભરવાનું શું કારણુ મળ્યું હશે એ તે સમજી શકયો નહિ. પટેલ અને તેની સાથેના માણસો પણ છેવટે અજયસિંહ સાથેની વાતચીતથી શાંત થઇને ચાલ્યા ગયા.

બીજે દિવસે એ સુંદરી સાથે પ્રવાસ કરવાની અજયસિંહની ઇચ્છા મનની મનમાં જ રહી. એકાદી પ્રિય વસ્તુ ગૂમ થતાં જેવી ગ્લાનિ થાય છે તેવી અજયસિંહની સ્થિતિ થઇ હતી.

---

## પ્રકરણ ૧૦ મું.

---

### લૂટારાની પત્ની.

પ્રિય વાચક ! હવે આપણે ધીરાજી તરફ વળીએ. જો કે લક્ષ્મીદેવીએ એક અકસ્માતથી અજયસિંહને ધીરાજી માની લીધો હતો. પરંતુ અજયસિંહ અને ધીરાજી એવી બે સ્વતંત્ર જુદી વ્યક્તિઓ છે એ વાચકોથી અજ્ઞાત નથી.

ધર્મશાળામાં લક્ષ્મીદેવીની ઓરડીમાંથી તેની વીંટી લેઇ બારી વાટે બહાર નિકળી બારીના સળીઆ પાછા ઠીકઠાક કરી, નીચે કૂદકો મારી, ત્યાં જ આગળ તૈયાર ઊભેલા ઘોડા ઉપર સ્વાર થઇને તેણે તથા બેચરે ઘોડા મારી મૂકયા. બન્ને જણા જે સ્થળે ગજસિંહ બેઠો હતો ત્યાં આવી પહોંચ્યા. ગજસિંહ ત્યાં નહોતો તેમજ અજયસિંહને પકડવાને માટે પોતે મોકલેલા માણસોને પણ હજી સુધી પાછા અવેલા તેણે જોયા નહિ. તેને જરા આશ્ચર્ય થયું. તે એટલામાં

તેમ જોવા લાગ્યો તો ઝાડીની વચ્ચેથી દીપકનો પ્રકાશ જણાયો. તે ઝાડીમાં એક રાવટી ઉભી કરેલી હતી, એ રાવટીમાંના દીવાનો પ્રકાશ આવતો હતો. એ રાવટી ધીરોજી ત્યાંથી ગયા બાદ ઊભી કરવામાં આવી હતી. તે તથા એચર ક્ષણભર ઊભા હશે ત્યાં ગજસિંહ તેમની પાસે આવી પહોંચ્યો.

" કાં, શા સમાચાર છે ? " ધીરાજીએ ત્વરાથી પૂછ્યું.

" સરદાર સમાચાર કાંઇ હર્ષ ઉપજાવનારા તો નથી ! " ગજસિંહ સંકોચાતો બોલ્યો.

" જહાનમમાં જાઓ તે ! " ધીરાજી સંતપ્ત હૃદયે બોલ્યો: " છેવટ નિરાશા જ ! વારૂ, શું બન્યું તે કહે ! મારા માણસો ક્યાં છે ? તેઓ પાછા આવ્યા કે નહિ ? "

" ચંદ્રપ્રભા બાઇ કુશળ છે. " ગજસિંહ બોલ્યો: " તેઓ પેલી ઝાડીમાં રાવટી દેખાય તેમાં બેઠાં છે. પરંતુ ખરાબ માત્ર એટલું જ કે અજયસિંહ પુનઃ આપણા હાથમાંથી છટકી ગયો ! "

" એ પુનઃ છટકયો ? તમે એવાને એવા રહ્યા ! રોતો પ્હરોણો મૂઆની ખબર લાવે ! પણ હું તો મારા કામમાં ફતેહ કરી આવ્યો. " ધીરોજી બોલ્યો.

" શું કહો છો ! " ગજસિંહ શરમાતો બોલ્યો: " આપનું કામ ફતેહ થયું ? ચાલો, એટલા તો સારા સમાચાર મળ્યા. "

" પરંતુ મારા માણસો ક્યાં છે ? લક્ષ્મીદેવીને પકડી લાવવાને અત્યારે ને અત્યારે જ તેમને રવાના કરવા જોઇએ. "

એટલામાં હાથમાં ફાનસ લેઇને ચંદ્રપ્રભા રાવટીમાંથી બહાર આવી અને કિંચિત્ સ્મિત કરીને તે પોતાના પતિ પાસે આવીને

મર્યાદાથી ઊભી રહી. ધીરોજીએ તેની સામે જોયું એટલે તેણે પૂછ્યું: " ક્યારે પધાર્યા ? "

" હમણાં જ આવ્યો, પ્રિયે ! " ધીરોજી બોલ્યો: " પણ તું ખુશીમાં છોના ? "

ધીરોજી અને તેની લાડકી પત્ની ચંદ્રપ્રભા આજ કેટલાક દિવસના વિયોગ પછી મળ્યાં હોવાને લીધે પ્રથમ તો તેમના અંતરમાં આનંદના ઉછાળા આવ્યા. તેઓ પોતપોતાનાં નયનચકોરને પરસ્પરના મુખચંદ્રની સુધાનું કેટલીક વાર સુધી પાન કરાવીને તૃપ્ત કરવા લાગ્યાં. પછી હાથમાં લીધેલા કામ સંબંધી તેમની વાતચીત શરૂ થઇ.

ચંદ્રપ્રભાએ કહ્યું: " આપ ગજસિંહને દોષ ન દ્યો. તેણે પોતાનું બનતું કર્યું, તેમ મેં પણ મારાથી બનતું કર્યું પરંતુ એ સરદારના નોકરોને કાંઇક શંકા આવવાથી આપણો બેત ઉંધો વળી ગયો ! "

ધીરોજી અને ચંદ્રપ્રભા રાવટીમાં ગયાં. ત્યાં ચંદ્રપ્રભાની બે દાસીઓ બેઠી હતી તે ઉભી થઇને ચાલી ગઇ, એટલે તે પતિ પત્નીને એકાંત મળતાં તેમની વચ્ચે સંવાદ શરૂ થયો. તેમાંથી આપણા કથાનકને ઉપયોગી ભાગ માત્ર અત્ર આપીએ છીએ.

" પ્રિયે ! અજયસિંહ કેવી રીતે તારા હાથમાંથી છટકી ગયો તે મને તું સવિસ્તર કહે ! " ધીરોજીએ પૂછ્યું. એટલે ચંદ્રપ્રભાએ બનેલી હકીકત જણાવી. તેણે અજયસિંહની સાથે જે કાંઇ ઠઠ્ઠા મશ્કરી કરી હતી અથવા તેમ કરવાને પોતાની દાસીઓને ઉત્તેજન આપ્યું હતું એ વિષે એક શબ્દ સરખો પણ કાઢયો નહિ. તેમ જ જયમલે પોતાના હાથ પગ બાંધીને પોતાને ઓરડીમાં પૂરી દીધી

હતી એ વાત પણ તેણે જરા શરમાતાં શરમાતાં કહી. એ હકીકત સાંભળતાં જ ધીરોજી લાલચોળ બની ગયો અને પોતાના પ્રાણુની પણ પરવા નહિ કરતાં એ ત્રણેને તેમના કાર્યનો બરોબર બદલો આપવાના સમસોગંદ ખાવા લાગ્યો.

પછી ચંદ્રપ્રભાએ કહ્યું: “ એ ત્રણે જણા ચાલ્યા ગયા પછી આપણો ઘોડાવાળો અંદર આવ્યો તેણે મને એવી સ્થિતિમાંથી છૂટી કરી. એટલામાં તમે મોકલેલા માણસો પણ આવી પહોંચ્યા. અજયસિંહને પકડવાનું જરૂરનું હોઇને મેં તુરત જ એ માણસોને તેની પાછળ મોકલ્યા. મેં તેમને ચોકકસ કહ્યું હતું કે ગમે તેમ કરીને પણ તેને કેદ કર્યા સિવાય પાછા ફરશો નહિ. કદાચ જો તેનો પત્તો જ ન મળે તો તો લાચાર, નહિ તો તેઓ તેને પકડયા સિવાય રહેશે નહિ. પછી હું પણ તુરત મારી દાસીઓ સાથે આ બાજુએ આવી. આપણા માણસો કદાચ અજયસિંહને મળ્યા પણ હોય, અને એ કારણથી તેમને પાછા ફરવામાં ઢીલ થઇ હોય તો એ બનવા જોગ છે.

અજયસિંહના સંબંધમાં ધીરાજીની આશા નષ્ટ થઇ હતી. પરંતુ પોતાની પત્નીના સંભાષણપરથી આશાનો એક તંતૂ હજી સીલીક રહ્યો છે એમ એને લાગ્યું. તે બોલ્યો: “ પ્રિયા ! મેં જે પત્ર તારા ઉપર મોકલ્યો હતો, તે ઉપરથી સર્વ હકીકત તારા સમજવામાં આવી હશે જ. આ અતિ મહત્ત્વની કામગીરી હોવાને લીધે જ તે તને સુપ્રત કરવાનો મેં વિચાર રાખ્યો હતો. ”

“ મારા ઉપર આપની એટલી બધી મમતા છે એ જોઇને હું મને આનંદસાગરમાં તરતી જોઉં છું. ” ચંદ્રપ્રભા પોતાના પતિ ઉપર નેત્રકટાક્ષની વૃષ્ટિ કરતી બોલી: “ પરંતુ લક્ષ્મીદેવીનું— ”

"એ માટે તારે ચિંતા ન કરવી." ધીરોજી બોલ્યો: "જો આ તેની મુદ્રિકા. હું પોતે જે કામ હાથમાં લઉં તે તો કદી પણ પાર પડ્યા સિવાય રહે જ નહિ." એટલું કહીને તેણે પોતે જે વેશમાં હતો તે વેશથી ધર્મશાળામાં દાખલ થઇને લક્ષ્મીદેવીની વીંટી કેવી રીતે કાઢી લધી, એ બધી હકીકત જણાવી. એ સાંભળીને ચંદ્રપ્રભા બોલી: "પ્રિયકર ! આ આપે અતિ સાહસનું કામ કર્યું ! પુષ્કળ માણસોથી ખદબદી રહેલી એ ધર્મશાળામાં જતાં ત્યાં આપને કોઇએ ઓળખ્યા હોત તો શી દશા થાત ?"

"વ્હાલી ! તારો મારા ઉપર અતિ પ્રેમ હોવાને લીધે જ તારા મનમાં એવી શંકા આવે છે." ધીરોજી તેની પીઠ ઉપર હાથ ફેરવતો બોલ્યો: "મારો હેતુ સિદ્ધ કરવાને ઘણી વાર મને આ પ્રમાણે સાહસ ખેડવાની ફરજ પડે છે. પરંતુ પ્રિયે ! પ્રત્યેક સમયે હું બહુજ સાવધ રહું છું. હું જરૂર કરતાં એક ક્ષણ પણ વધારે વખત લક્ષ્મીદેવીની ઓરડીમાં રહ્યો નહોતો. મેં તેના અંગ ઉપરના અથવા તેની દાસીઓના શરીરપરના દાગીના લેવાની ઇચ્છા કરી નહોતી. વળી જ્યારે ખાસ જરૂર પડે છે ત્યારે જ હું આવું સાહસ ખેડું છું. નહિતો શત્રુની સાથે ખૂલ્લા મેદાનમાં બે હાથ કરીને, તે પોતાના બચાવ માટે સમર્થ હોય ત્યારે તેની સાથે ઝપાઝપી કરીને–અર્થાત્ તેને ચેતવી તેનો પરાજય કરીને જ હું તેની પાસેથી માલ લેઇ લઉં છું. અત્યાર સુધીમાં આ વીંટી સિવાય મેં કોઇની એક પાઇની પણ ચોરી કરી નથી !"

"આપનાં એવા પ્રકારનાં શૌર્યનાં કાર્યોથી હું અત્યંત આનંદિત થાઉં છું અને આપના પરાક્રમોથી હું મગરૂર છું." ચંદ્રપ્રભાએ પતિના પરાક્રમની સ્તુતિ કરી.

તે પછી નાયકે પોતાના પરાક્રમની કેટલીક વાતો પોતાની સ્ત્રીને જણાવી, જે સાંભળીને તેને અત્યાનંદ થયો. છેવટે ધીરાજી બોલ્યો: "આપણે આ કાર્ય હાથ ધર્યું છે તે અર્ધું તો પૂરું થઇ ગયું છે. કેમકે લક્ષ્મીદેવીની વીંટી આપણા હાથમાં આવી ગઇ છે. તારે કાલે સ્હવારે જ ઉજ્જયનીનો રસ્તો લેવો પડશે. ત્યાં સંગ્રામસિંહ તને મળશે. જો અજયસિંહ ઉજ્જયની પહોંચી ગયો હશે તો કદાચ આપણું કામ બગડવાનો સંભવ છે. તે ત્યાં આવ્યો છે કે નહિ એની ખબર તને સંગ્રામસિંહ દ્વારા મળશે. જો તે આપણા માણસોને હાથે કેદ પકડાશે તો હું તુરત તારી પાછળ ઉજ્જયની આવી પહોંચીશ."

"પણ લક્ષ્મીદેવીને માટે શું કરવું?" ચંદ્રપ્રભાએ પ્રશ્ન કર્યો.

"હવે અલ્પ સમયમાં જ મારા માણસો અજયસિંહને પકડીને આવવા જોઇએ." ધીરાજીએ કહ્યું: "જો તેઓ જલ્દીથી પાછા આવશે તો તેમને, નહિ તો ગજસિંહને હું લક્ષ્મીદેવીની પાછળ મોકલીશ. વીંટી ગૂમ થયેલી જોતાં જ તે ઘણું કરીને પોતાના રાજ્ય તરફ જવાનો રસ્તો લેશે. જો તેમ બને તો પછી તેની પાછળ જવાનું આપણને કારણ નથી."

"પ્રભુ કરે ને એમ બને." ચંદ્રપ્રભા બોલી: "તો પછી એ બિચારીને આપણા તરફથી ત્રાસ થાય નહિ. પરંતુ આ કામ એક વખત પાર પડી જાય—"

"એટલે પછી મારો આ ધંધો હું ઘણી ખુશીથી છોડી દઇશ." ધીરાજીએ વાક્ય પૂરું કર્યું અને તે બોલ્યો: "જે ધનસંપત્તિને માટે મેં આ જોખમ ભર્યો માર્ગ સ્વીકાર્યો છે,

તે વિપૂલ ધનસંપત્તિ એક વખત આપણા હાથમાં આવશે એટલે આપણે આપણાં નામ બદલીને કોઇ દૂર દેશમાં જઇને સુખચેનમાં દિવસો ગુજારીશું. "

" કિંવા આપણે સદોદિત તે ગુફામાં જ રહીશું." ચંદ્રપ્રભા બોલી: " મેં સાંભળ્યું છે કે તે ગુફામાં પુષ્કળ માણસો સારી રીતે રહી શકે એવાં સાધનો છે. ત્યાં ઉત્તમ ઉત્તમ ફળો સદૈવ ભરપૂર રહે છે અને ઝરણામાં સ્વચ્છ તથા સુસ્વાદ સલીલ ખરખર વહ્યા કરે છે. "

" પણ ત્યાંથી જે અગણિત સંપત્તિ આપણને પ્રાપ્ત થાય તેનો આપણે ત્યાં આગળ રહીને કેવી રીતે ઉપભોગ કરી શકીએ ? " શ્રીરાજીએ સવાલ કર્યો.

" પરંતુ મારૂં બધું કહેવું તો સાંભળી લ્યો ! " ચંદ્રપ્રભા બોલી: " કુદરતનો એવો નિયમ છે કે મનુષ્ય એક જ પ્રકારની સ્થિતિમાં લાંબો વખત કાઢે છે એટલે તેને એ સ્થિતિનો કંટાળો આવે છે. તે પ્રમાણે આપણે જ્યારે તે ગુફામાં રહેતાં કંટાળીશું ત્યારે ત્યાંથી દ્રવ્ય લેઇને કોઇ ઠેકાણે જઇને રહીશું. "

એ પ્રમાણે તેમના ભાવિ આયુષ્યક્રમ સંબંધી જે પ્રેમથી રસરસિત સંભાષણ તેમની વચ્ચે થતું હતું તે સર્વ અત્ર આપીને વાચકોને કંટાળો આપવાની જરૂર નથી. એટલું જ કહીશું કે પોતાના માણસો અજયસિંહને પકડયા સિવાય આવશે નહિ એમ શ્રીરાજીને લાગતું હતું અને અજયસિંહ પકડાયો એટલે ભાવિ આશા સફળ થવામાં વિશેષ મુશ્કેલી જણાતી નહોતી !

તેમણે પાંચ–છ ઘટિકા આરામ લીધો. મોટું પરોઢ થયું એ વખતે ધીરાજી જાગ્યો. તેણે પોતાની પત્નીને પણ જગાડી. ચંદ્રપ્રભા ઊઠી. બન્નેએ દંતધાવનાદિ પ્રાતર્વિધિ આટોપ્યા બાદ ચંદ્રપ્રભા પોતાના પતિની રજા લેઇને, તેણે રાત્રીએ કરેલી આજ્ઞા પ્રમાણે પોતાની એ દાસીઓને માત્ર સાથે લેઇને ઉજ્જયની જવાને નિકળી. જતી વખતે ધીરાજીએ પેલી વીંટી તેના હાથમાં આપી હતી. થોડી વારે ધીરાજી પણ અજયસિંહને પકડવાને ગએલા માણસો પાછા ન ફરવાથી ગજસિંહ અને બેચરને લેઇને આગલી રાત્રે જે ધર્મશાળામાં પોતે ગયો હતો તેની નજીક જઇને એક ઝાડીમાં છૂપાઇ રહ્યો. રાત્રીએ બનેલા પ્રસંગને લીધે લક્ષ્મીદેવી પોતાની સાથે હથિયારબંધ માણસો લીધા સિવાય આગળ પ્રવાસ કરશે નહિ એવી તેની ધારણા હતી, પરંતુ તે બહુ તો બે–ચાર માણસો સાથે રાખશે એવી તેની કલ્પના હતી; પણ જ્યારે પોતે જે સ્થળે છૂપાયો હતો ત્યાં થઇને નખથી શિખા પર્યંત શસ્ત્રોથી લાદેલા બાર ઘોડેસ્વારોની વચ્ચે રહીને લક્ષ્મીદેવી તથા તેની દાસીઓને પસાર થતી જોઇ એટલે તેણે તેના ઉપર હલ્લો કરીને તેને કેદ કરવાનો વિચાર છોડી દીધો. ગજસિંહ અને બેચર યુદ્ધમાં કુશળ હતા, તો પણ બાર જણાની પાંસે પોતે ત્રણ જણાનું કાંઇ ચાલનાર નથી અને ધર્મશાળા પણ બહુ દૂર નથી એમ જાણીને એ વિચાર તેણે પડતો મૂક્યો.

લક્ષ્મીદેવી કેદ પકડી શકાઇ નહિ; એટલું જ નહિ પણ તેને ઉજ્જયની તરફ જતી જોઇને ધીરાજીને ચટપટી થઇ. જો તે સુખ-રૂપ ઉજ્જયની પહોંચી જાય તો પોતાની તમામ ધારણા ધૂળ મળી

જાય એવી તેની ખાત્રી હતી. છેવટે તેણે પોતે જ ઉજ્જયની જઇને સંગ્રામસિંહને મળવાનો વિચાર કર્યો. કેમકે કદાચ ઉજ્જયનીમાં પણ પોતે અજયસિંહ અને લક્ષ્મીદેવીને કેદ કરી શકશે તેમ તેના મનમાં આવ્યું. એ નિશ્ચય થતાં જ તેણે ગજસિંહને હવે શું કરવું તેની બરોબર સમજણ આપી અને પોતે આડમાર્ગે ઉજ્જયની તરફ જવાને નિકળ્યો. તે આડમાર્ગે જતો હોવાને લીધે વચમાં અજયસિંહ કે લક્ષ્મીદેવીનો અને તેનો મેળાપ થયો નહિ.

ચંદ્રપ્રભા પોતાની બે દાસીઓને લેઇને ઉજ્જયની જવા નિકળી હતી તે પણ આડમાર્ગે જ જતી હતી. કેમકે કદાચ અજયસિંહ અને તેના નોકરોનો માર્ગમાં ભેટો થઇ જાય તો પોતાના ઉપર વિકટ પ્રસંગ આવી પડવાની તેને ભીતિ લાગતી હતી. જે રાત્રી લક્ષ્મીદેવીએ પેલી વિધવા સ્ત્રીના મકાનમાં ગુજારી હતી, તે જ રાત્રીએ ચંદ્રપ્રભા એક નાના ગામમાં જઇને રહી હતી. બહુધા પોતાના પતિએ અજયસિંહ અને લક્ષ્મીદેવીને પકડયાં હશે એવી તેની ખાત્રી હતી. બીજે દિવસે મધ્યાન્હ સમયે ચંદ્રપ્રભા પોતાની દાસીઓ સાથે એક ઘટ ઝાડીમાં આવી પહોંચી. ત્યાં એક નાનું પણ સુંદર તળાવ હતું. તેનું પાણી મધુર હતું. આ સ્થળે બપોરા કરવાનો તેણે વિચાર કર્યો.

તેમણે ત્યાં ભાતું ખાધું. પછી તે પોતાના ભાવિ આયુષ્યક્રમનો વિચાર કરતી એક પત્થર ઉપર જઇને બેઠી. તેણે પોતાની દાસીઓ સાથે બે ઘડી ગપ્પાં સપ્પાં માર્યાં. એટલામાં ઘોડાનાં પગલાંનો અવાજ તેના સાંભળવામાં આવ્યો. તે ઘોડા આ વનરાજી તરફ આવે છે એવું ચંદ્રપ્રભાના ધ્યાનમાં આવતાં, તેણે કોઇ સ્થળે

છૂપાઇ રહીને એ ઘોડા ઉપર સ્વાર થનાર કોણ છે તે જાણી લેવું, તથા તે પછી શું કરવું તે ઠરાવવું એવો વિચાર કર્યો. તે એક ઝાડની પાછળ છૂપાઇ રહીને ત્યાંથી જોવા લાગી તો એક અતિ સુંદર સ્ત્રીને એ તરફ પોતાની એ દાસીઓની સાથે આવતાં તેણે જોઇ. તે લક્ષ્મીદેવી તો નહિ હોય ? એ પોતાના પતિના હાથમાંથી કેવી રીતે છૂટી હશે ? એ ઉજ્જયની તરફ જતી હશે ? એણે પણ શું સીધો રસ્તો છોડીને આડો માર્ગ પકડયો હશે ? એવા અનેક પ્રશ્નો તેના મનમાં ઉદ્ભવ્યા.

હા ! તે લક્ષ્મીદેવી જ હતી. વિધવા બાઇની રજા લેઇને નિકળ્યા પછી તેણે ઉજ્જયની જવાને માટે આ રસ્તો લીધો હતો. ચંદ્રપ્રભા પણ આ જ રસ્તે જતી હોવાથી બન્નેનો ભેટો થઇ ગયો. પોતાના પતિના મુખથી લક્ષ્મીદેવીનું જે વર્ણન તેણે સાંભળ્યું હતું તે ઉપરથી તેમજ 'મોહિની' ના ઉપનામને યોગ્ય તેનું અદ્વિતિય સ્વરૂપ જોઇને તે લક્ષ્મીદેવી જ હોવી જોઇએ એમ ચંદ્રપ્રભાએ પોતાના મનમાં નક્કી કરી દીધું, અને તે સ્વગત બોલી: "એમના હાથમાંથી આ ભલે ગમે તેવી રીતે છૂટવા પામી હોય, પણ મારા કબજામાંથી કેવી રીતે છૂટે છે તે હું જોઉં છું ! "

જે સુંદર અને સુકુમાર સ્ત્રી એક ઝાડની પાછળથી એક વન-દેવીની પેઠે પોતાના તરફ આવે છે, તેના મનમાં આવો ક્રૂર વિચાર ઘોળાય છે એવું લક્ષ્મીદેવીના મનમાં કયાંથી આવે ? આ જ ઠેકાણે ઉતરીને ટીમણ કરવાનું તેને વિધવા સ્ત્રીએ જણાવ્યું હતું. ઉત્તમ જળ અને શિતળ છાયા એ બેની ત્યાં વિપૂલતા હોવાથી કોઇ પણ વટેમાર્ગુને ત્યાં પોતાનો થાક ઉતારવાની ઇચ્છા થાય એ સ્વાભાવિક

છે. તેથી લક્ષ્મીદેવી અને તેની બન્ને દાસીઓ પણ ઘોડા ઉપરથી ઉતરીને આ લોકો હતાં ત્યાંથી સ્હેજ દૂર જઇને તળાવને કિનારે બેઠી. ગમે તેવી અજાણી સ્ત્રીઓ એક બીજાને મળતાં તેમની વચ્ચે કેટલી ત્વરાથી સ્નેહ થઇ જાય છે તેનો વાચકોને અનુભવ હશે જ. તદનુસાર ચંદ્રપ્રભા લક્ષ્મીદેવી પાસે આવી અને થોડીક પળોમાં જ બન્ને વચ્ચે ગાઢ મૈત્રી હોય તે પ્રમાણે એ બન્ને જણીઓ વચ્ચે વાર્ત્તાલાપ થવા લાગ્યો.

ગરીબ બિચારી લક્ષ્મીદેવી ! તેને પોતે કોની સાથે વાતચીત કરે છે તે કયાંથી માલૂમ હોય ? પરંતુ પેલી મેર શાનો સળવળાટ થાય છે તે જૂઓ ! તેઓ જે સ્થળે બેઠાં હતાં ત્યાંથી થોડે દૂર ઘાસમાં એક કાળો ભોરિંગ ધીમે ધીમે ચાલતો જણાય છે ! આ બે સુંદરીઓમાંથી કોના અંગમાં પોતાના તીવ્ર વિષયુક્ત દાંત ઘોંચવા તેનો તે વિચાર કરે છે ! જેવી રીતે લક્ષ્મીદેવી તે કૃષ્ણ સર્પને જોઇ શકતી નહોતી, તે પ્રમાણે ચંદ્રપ્રભાના મનમાં ભરેલા તીવ્ર વિષયુક્ત વિચારો પણ તે જાણી શકતી નહોતી એમાં શું આશ્ચર્ય ?

---

## પ્રકરણ ૧૧ મું

### લક્ષ્મીદેવી અને ચંદ્રપ્રભા.

લક્ષ્મીદેવીની સાથે ચંદ્રપ્રભા બહારથી ખૂલ્લા હૃદયે બોલતી હતી; તોપણ તેના અંતરમાં તો તદ્દન જુદા જ પ્રકારના વિચાર ચાલતા હતા. તેને કઇ રીતે હસ્તગત કરવી, એ સંબંધી તે યુક્તિ યોજતી હતી. આ વખતે અંગબળનો ઉપયોગ થઇ શકે તેમ નહોતું. કેમકે તેમ કરવામાં લક્ષ્મીદેવી અને તેની બે દાસીઓની

સામે તે તથા તેની બે દાસીઓ જ માત્ર હતી. ચંદ્રપ્રભા પોતે બે જણીઓની ખબર લેઇ શકે તેવી મજબૂત હતી પરંતુ એવું પાણી તેની બે દાસીઓમાં નહોતું. તેમ કરતાંયે કદાચ આ ત્રણ જણીઓને જેર કરી શકાય તોયે તેમને ત્યાંથી લેઇ જવાનું કાર્ય મુશ્કેલ હતું. વળી એટલામાં કોઇ અચાનક આવી ચડવાની પણ ભીતિ હતી. એટલે તેણે એ વિચાર તો છોડી જ દીધો; અને લક્ષ્મીદેવીનો વિશ્વાસ સંપાદન કરીને તેને યુક્તિ પ્રયુક્તિથી સપડાવવાના સંબંધમાં તે વિચાર ચલાવવા લાગી.

લક્ષ્મીદેવીએ પોતાની પાસેનો ભાતાનો સામાન કાઢયો, અને ચંદ્રપ્રભાને પણ થોડુંક લેવાનો આગ્રહ કર્યો. ચંદ્રપ્રભાએ પણ વિશેષ હા–ના નહિ કરતાં લક્ષ્મીદેવીના આતિથ્યનો સ્વીકાર કર્યો. ભાતું ખાતાં ખાતાં તેમની વચ્ચે સદ્યઃસ્થિતિ સંબંધી સંભાષણ શરૂ થયું. પોતાનો કોઇ ગુપ્ત શત્રુ છે, અને તે કઇ વેળાએ કયા રૂપથી દગો કરશે એનું પ્રમાણ નહિ, આવા પ્રકારની લક્ષ્મીદેવીના મનમાં ભીતિ હોવાથી તેણે પોતે કોણ છે, શા ઉદ્દેશથી કયાં જાય છે એ બાબત પોતાની વાતચીતમાં જરા પણ ઉલ્લેખ કર્યો નહિ.

ચંદ્રપ્રભા પણ વિચારી વિચારીને બોલતી હતી. જો પોતાના મુખમાંથી એકાદો મુદ્દાનો શબ્દ નિકળશે તો પોતાના હાથમાં આવેલો શિકાર પસાર થઇ જશે એવી તેને ધાસ્તી હતી. તેણે પોતાના ભાષણમાં ધીરાજી સંબંધી સહેજ પણ ઉલ્લેખ થવા દીધો નહોતો. નહિ તો લક્ષ્મીદેવીના મનમાં એકદમ શંકા આવી ગઇ હોત. વળી તેને આવા લુચ્ચાઇના કામનો અનુભવ નહોતો તે કારણને લીધે પણ વિશેષ સાવધપણું રાખવું પડતું હતું. ચંદ્રપ્રભાનો

પોતાના પતિ ઉપર અતોનાત પ્રેમ હોવાથી, તે પોતાના પતિની કોઇ પણ યોજના–પછી તે ગમે તેવી ભયંકર હોય તોપણ–સફળ કરવામાં તેને સહાય કરતી હતી; પરંતુ પોતાનો પતિ આવો ભયંકર ધંધો છોડી દે એવી તેના મનની પૂર્ણ ઇચ્છા હતી, અસ્તુ.

લક્ષ્મીદેવીનું સ્વરૂપ એટલું મનોવેધક હતું અને તેનું વર્ત્તન એવું તો સરલતાયુક્ત હતું કે, આવી સ્ત્રીને ત્રાસ દેવાનો વિચાર કરવો એ ઠીક નહિ એમ ચંદ્રપ્રભાના મનમાં વારંવાર આવવા લાગ્યું. વળી તેને લક્ષ્મીદેવીનો દ્વેષ કરવાનું કાંઇ ખાસ કારણ પણ પ્રાપ્ત થયું નહોતું. તેથી ચંદ્રપ્રભાના મનમાં તેના પ્રત્યેની સહાનુભૂતિના ઉપજતા વિચારોમાં વિશેષ આશ્ચર્ય નહોતું.

પોતાના પતિના વિચારોને પ્રોત્સાહન આપીને આ પાપકાર્ય હાથ ધરવાને ઉત્તેજવા માટે ચંદ્રપ્રભાના મનમાં ગ્લાનિ થયા કરતી હતી અને અજયસિંહની સાથે પોતાના પાતિવ્રત્ય–ધર્મ વિરૂદ્ધ જે કાંઇ થોડું ઘણું વર્ત્તન પોતાથી થયું હતું તે માટે પણ તેને રહી રહીને પશ્ચાત્તાપ થવા લાગ્યો હતો.

આ રીતે ચંદ્રપ્રભાના મનની સ્થિતિ અતિ ચમત્કારી બની ગઇ હતી. એકદા એના મનમાં એમ થતું કે પોતાનો ઉદ્દિષ્ટ હેતુ છોડી દઇને લક્ષ્મીદેવીને ગાઢ આલિંગન આપવું તથા તેની મૈત્રી સંપાદન કરવી. પરંતુ બીજી જ પળે પતિપ્રીતિ તેને એમ ન કર, તારો એત ન છોડ, એમ કહેતી. જો આવી સ્થિતિમાં એકાદું ન્હાનું કારણ ઉપસ્થિત થયું હોત તો તેનું મન એક અથવા બીજી બાજુએ ઝુકીને ત્યાં સ્થિર થઇને બેઠું હોત.

ટીમણુ પૂરૂં થાય એટલે પુનઃ પ્રવાસ શરૂ કરવાની વાત કાઢવી અને વાત વાતમાં બન્નેએ પ્રવાસમાં એક બીજાની સોબત કરવાનું ઠરાવવું એવો ચંદ્રપ્રભાએ વિચાર કર્યો હતો. પાણી બાણી પીને એ બન્ને જણીઓ સ્વસ્થ થઇ અને હવે વાતચીતની શરૂઆત થનાર હતી એટલામાં સુમધુર રવે આલાપસહ ગવાતા પદનો ધ્વની તેમના કર્ણ ઉપર આ૦ગો.

પદ.

મત બાંધો ગઠ...ડીયાં અપ...જશ કી, (૨)
અપ...જશ કી, તોરે પાપ...રસ કી–મત.
યે...રે જુવાની...તોરી કલ ચલી જા...વેંગી,
વો હે...જુવાની...તોરી બિન...જશ કી–મત.
આવેગા જમ કા...દૂત...પકડ લે જા...વેંગા,
લેવેંગા ખબરીયાં...તેરી નસ...નસ કી–મત.
કહત મંદો...દરી સૂનો પ્રિય રા...વન !
હર લાયો કયોં નારી...રઘુ...વર કી ?–મત.
કહ...ત કુબી...રા સમજ કે ગા...ઓ,
યે હૈ જુવાની તોરી બિન...જશકી.–મત.

પદ પૂરૂં થયું અને પદ ગાનાર વ્યક્તિ પણ તેમની નજીક આવી પહોંચી. ગાનારનો સુકોમળ કંઠ, મીઠો સરોદ, ગાતાં ગાતાં આલાપ કરવાની છટા તથા પદમાં સમાયેલો ગંભિર ભાવ, એ સર્વની આ બન્ને જણીઓનાં મન ઉપર અદ્દભુત અસર થઇ. તેમાંથી ચંદ્રપ્રભાને તો જાણે પોતાને ઉદ્દેશીને જ આ પદ ગવાયું હોય એમ લાગ્યું ! આ પદ લક્ષ્મીદેવીને એટલું બધું પ્રિય લાગ્યું કે તે એક વાર ફરીથી ગવરાવવાની તેની ઇચ્છા થઇ.

ગાનાર વ્યક્તિને પોતાની સામે આવીને ઉભી રહેલી જોઇને તે બોલી: " તમે બહુ સારૂં ગાઓ છો. આ પદ સાંભળીને મને ઘણો જ આનંદ થયો છે. હજી પણ એક વાર તે પદ ફરીથી સાંભળવાની ઇચ્છા થાય છે. "

" ભલે, પણ મને કાંઇ સંગીતનો અનુભવ નથી. હું તો મારા મનને મનાવવાને કબીર સાહેબ, મીરાંબાઇ કે તુલસીદાસનાં પદ ક્વચિત્ ક્વચિત્ ગાઉં છું. જો તમને એ પદ સાંભળવાની ઇચ્છા થતી હોય તો તમારી ઇચ્છા પૂર્ણ કરવાને હું તૈયાર છું." એટલું કહીને લક્ષ્મીદેવી અને ચંદ્રપ્રભાની સામે બેસીને તેણે ઉપર્યુક્ત પદ ફરીથી લલકારવા માંડયું.

આ ભજન ગાનારી વ્યકિત એક સ્ત્રી હતી. તેના પહેરવેશ અને દેખાવ ઉપરથી તે એક સાધુડી જેવી લાગતી હતી. કપાળમાં તેણે સફેદ ઉર્ધ્વપુંડ કરીને વચ્ચે ઊભી લાલ રેષા કાઢી હતી. શરીર ઉપર એક સફેદ વસ્ત્ર ઓઢયું હતું. ગળામાં તુળશીની તથા ધોળા મણકાની માળાઓ હતી. તેના ખભા ઊપર એક લાકડી હતી અને એ લાકડીને છેડે ભગવા રંગનો એક વાટવો લટકાવ્યો હતો, જે લાકડી તથા વાટવો તે નીચે બેઠી ત્યારે પોતાની પાસે જમીન ઉપર મૂકયાં હતાં. તેની ઉમર પાંત્રીશ વર્ષની હશે. તેના શરીરનો બાંધો મજબૂત હતો. તેનો ચ્હેરો ખુબસુરત નહોતો તેમ તે બદસુરત પણ નહોતી.

તેણે ભજન પૂરૂં કર્યા પછી બીજી ત્રીજી વાત નહિ કરતાં પેલો ભગવા રંગનો વાટવો લેઇને તે છોડતાં છોડતાં કહ્યું: " બાઇઓ ! મને બીજા જેવી સાધારણ સાધુડી ન ધારતાં. અમારા લોકો ભિખ

માગીને ગુજરાન કરે છે. પરંતુ હું તેમ નહિ કરતાં દવાઓ વેચીને મારો નિર્વાહ ચલાવું છું. તમે કાંઇ દવા લેશો ? કાંઇ વાયુની દવા, દમની દવા, ખાંસીની દવા, તાપની દવા, સાપની દવા, વિંછીના દવા, સોમલના ઝેરની દવા, કાંઇ લેશો ? મારી પાસે ચંદ્રોદય ભસ્મ, સૂતશેખર ભસ્મ, રસસિંદુર ભસ્મ, હિરણ્યગર્ભની માત્રા, ત્રૈલોક્ય-ચિંતામણીની માત્રા, સુવર્ણ માત્રા, શુદ્ધ શિલાજીત, સુવર્ણમાક્ષિકા ઇત્યાદિ અનેક જાતની ઓષધીઓ છે.''

તેણે એ ઉંચાં અને ચમત્કારિક ઓષધોનાં નામ લીધાં તે સાંભળીને લક્ષ્મીદેવીને હસવું આવ્યું. ચંદ્રપ્રભાએ પણ તેનું અનુકરણ કર્યું, પરંતુ પોતાનો હેતુ પાર પાડવામાં વચ્ચે આ ઉપાધિરૂપ થઇ પડી એ જોઇને તે મનમાં કચવાવા લાગી. આ સાધુડીએ તેમના હાસ્યથી પ્રોત્સાહિત થઇને પોતાનો વાટવો છોડયો.

તેમાંથી એક ગોળી કાઢીને તે બોલી: ''જૂઓ આ ગોળી, જો કોઇને પેટમાં શૂળ આવતી હોય તો આ એક જ ગોળી આપવી એટલે શૂળ એકદમ બંધ થઇ જશે.'' ચૂર્ણની શીશી કાઢીને કહેવા લાગી: ''વળી આ ચૂર્ણ જૂઓ. રાયગઢના દિવાનને તેમના રસોયાએ ઝેર આપ્યું હતું તે વખતે આ જ ચૂર્ણે તેમનો પ્રાણ બચાવ્યો હતો. જૂઓ આ તેલ, અકબર બાદશાહે જ્યારે ચિતોડ ઉપર સ્વારી કરી હતી ત્યારે તેમને અર્ધાંગવાયુ થયો હતો. તે વખતે મોટા મોટા રાજવૈદ્યો અને યુનાની હકીમો તેમને દવા આપી આપીને થાકયા પણ જરાયે ફાયદો થયો નહિ. આ તેલ તેમણે માત્ર ત્રણ દિવસ જ ચોળ્યું અને અર્ધાંગવાયુ મૂળમાંથી ગયો !''

" પણ બાઈ ! તારા ઔષધથી જ્યારે અકબરશાહ જેવાને આરામ થયો છે ત્યારે તારે આમ ભટકવું શા માટે પડે છે ?" લક્ષ્મીદેવીએ મંદ મંદ હસતાં પ્રશ્ન કર્યો.

તે બોલી: " બાઈ સાહેબ ! જો માંચીમાંના માકડની પેઠે ઘરમાં ભરાઈ રહીને જ આયુષ્ય વ્યતિત કરવાનું મને ઠીક લાગતું હોય તો હું ગમે તે એક સ્થળે રહીને આનંદમાં મારૂં જીવન વિતાવી શકું એમ છું. પરંતુ બહાર ફરવાથી અનેક પ્રકારના ચમત્કાર નજરે પડે છે. મને પ્રવાસ કરીને પરોપકાર કરવાનું પસંદ છે. જો તમે મને સાધારણ ભિખારિણી સમજતાં હો તો તેમાં તમારી ભૂલ છે. " તે એ બન્ને જણીઓ સામે થોડીક પળ સૂક્ષ્મ દ્રષ્ટિથી જોઈ રહી અને પાછી બોલી: " બાઈ સાહેબ ! તમે કોઈ ખાનદાન કુટુંબમાં જન્મ ધારણ કર્યો હોય એમ મને લાગે છે. તમારો મારી દવાઓ પર વિશ્વાસ બેસાડવાને હું માત્ર એટલું જ કરીશ કે જેને એક વખત મારો અનુભવ થાય છે, તે પછી હું ગમે ત્યાં હોઉં તે સ્થળે આવીને પણ મારી આજીજીવતા કરે છે ! મારાં આ ઔષધો રામબાણ હોવાને લીધે મને કોઈ કોઈ વાર અતિ વિલક્ષણ ચમત્કારો જોવાનો પ્રસંગ પણ પ્રાપ્ત થાય છે. જો આપની મરજી હોય તો હું વૈતાળગઢની પાસે પેલી નંદનવનની ગુફા છે તેમાં ગઈ હતી તેની હકીકત જણાવું ! "

" આ તું ખરૂં બોલે છે ? " આ પ્રશ્ન ચંદ્રપ્રભાએ એવી કાંઈ ઉત્કંઠાપૂર્વક કર્યો કે તે સાંભળીને આ બન્ને જણીઓને આશ્ચર્ય થયું ! હાલમાં કેટલાક દિવસોથી એ ગુફા સંબંધી વિચારો ચંદ્રપ્રભાના મનમાં ઘોળાતા હોવાથી, અકલ્પિત રીતે એ

જ ગુફાની વાત સાધુડીના મુખથી સાંભળવાને લીધે ચંદ્રપ્રભાની ઉત્કંઠા એટલી બધી જાગૃત થાય એમાં શી નવાઇ ?

લક્ષ્મીદેવીએ પણ, પોતાના વૈતાળગઢની નજીક ગગનચુમ્બી વિંધ્યાચળના ડુંગરમાં એક ગુફા છે અને ત્યાં અગણિત સંપત્તિ તથા સ્વર્ગના નંદનવનના જેવું રમણીય સૃષ્ટિસૌંદર્ય છે, એવું કર્ણોપકર્ણ શ્રવણ કર્યું હતું; પણ ત્યાં કોઇ પણ જઇ શકયું હોય એવું તેના જાણવામાં નહોતું. અર્થાત્ એ વાત ખરી હો વા ખોટી, પરંતુ એક વાર પોતે સાંભળવી તો ખરી એવું સહજ રીતે તેના મનમાં આવ્યું. આ ચાણાક્ષ સાધુડીએ એ બન્ને જણીઓનાં મન પોતાની વાત સાંભળવાને ઉત્સુક બની રહ્યાં છે એમ જાણી લીધું અને પોતાની કથાનો પ્રારંભ કર્યો.

તે બોલી: “લગભગ દોઢેક વર્ષ થયું હશે. તે વખતે હું ઉજ્જયનીમાં આવી હતી અને ત્યાં મેં પુષ્કળ રોગીને સારા કર્યા હતા. એથી ત્યાં ઘણાખરા માણસો મને ઓળખતા હતા. હું મારી દવાના બદલામાં પૈસા પણ લઉં છું. પરંતુ તેમાંથી માત્ર મારા ખર્ચ જોગ રાખીને બાકીનું ગરીબ–ગુરબાને ધર્મદાન કરવામાં વાપરી નાંખું છું. એક દિવસ સંધ્યાકાળે એક સભ્ય ગૃહસ્થ મારી પાસે આવ્યો. તેણે પોતાનું નામ જાહેર ન કરવાને માટે મારી પાસેથી વચન લીધેલું હોવાને લીધે હું તેનું નામ તમને જણાવી શકતી નથી. તે અદ્યાપિ હયાત છે. તેણે, પોતાનો એક સ્નેહી એંશી વર્ષનો વૃદ્ધ છે .તે એક ગુપ્ત જગ્યામાં રોગગ્રસ્ત સ્થિતિમાં પડેલો છે એમ જણાવીને તેને માટે ઓષધની માગણી કરી. એ પછી તેની તથા મારી વચ્ચે જે વાતચાત થઇ તે બધી હું અહીં

જણાવવાની જરૂર જોતી નથી. માત્ર અમારી વાતચીતની છેવટે એમ ઠર્યું કે મારે તે ગૃહસ્થની સાથે એ ગુફામાં જવું. પણ તેણે એવી શરત કરી કે ત્યાં જતાં માર્ગમાં તે અમુક સ્થળેથી મારી આંખે પાટા બાંધી દેશે અને પછી મને દોરીને લઇ જશે. મેં તેનું કહેવું કબૂલ કર્યું. કેમકે આવા પ્રકારના સાહસમાં ઉતરવાનું મને પસંદ હતું, નંદનવનની ગુફા જોવાનો લાભ મળે તેમ હતું, અને આ ગૃહસ્થની મુખચર્યા ઉપરથી તેને માટે શંકા લેઇ જવાનું કાંઇ કારણ નહોતું. આશરે રાત્રીનો પહેલો પ્રહર વિતી ગયો એટલે તે ગૃહસ્થ એ ઉંચા પ્રકારના ખડતલ ઘોડા લેઇને મારા મકાને આવ્યો અને અમે ઘોડેસ્વાર થઇને પ્રવાસે નિકળ્યાં.

જરાક વિશ્રાન્તિ લેઇને તે પાછી બોલવા લાગી: "કેટલાક કોસ સુધી તો અમે રાજમાર્ગ ઉપર પ્રવાસ કરતા હતા, પરંતુ પછી આડે માર્ગે ફંટાઇને ડુંગરાનો રસ્તો લીધો. આખી રાત્રી પ્રવાસમાં ગાળ્યા બાદ સ્હવારે સૂર્યોદય થઇ ગયા પછી અમે એક ગુફા પાસે આવી પહોંચ્યા. તે દિવસે ઠંડી વિશેષ હોવાને લીધે મારી સાથેના ગૃહસ્થે તાપણું કર્યું. તે પોતાની સાથે ખાવાના પુષ્કળ પદાર્થ લાવ્યો હતો. અમે સ્નાન ધ્યાન કરી નાસ્તો કરી લેઇને પ્રહરભર સ્વસ્થ વિશ્રાંતિ લીધી. તે પછી પુનઃ અમારો પ્રવાસ શરૂ થયો. અમે કેટલાક કોસ વટાવ્યા પછી તે ગૃહસ્થે મને કહ્યું કે 'હવે તારી આંખે પાટો બાંધવો પડશે.' પછી તેણે મારી આંખે કસકસાવીને એક કાળા વસ્ત્રનો પાટો બાંધ્યો અને અમે પ્રવાસમાં આગળ વધ્યાં. હું એક આંધળાની માફક ઘોડા ઉપર બેઠેલી હતી તોપણ એ રસ્તો અતિશય વિકટ હતો એટલું તો હું સમજી શકી

હતી. કારણ કે કોઇ કોઇ વાર ઘોડો એટલો તો ધીમો ચાલતો અને પોતાના આગલા પગ સંભાળી સંભાળીને આગળ મૂકતો કે એ ઉપરથી તે ઉંચે ચડતો હોવો જોઇએ તથા રસ્તો ઘણો સાંકડો હોવા સાથે તેની એક બાજુ ઊંડી ખીણ હોવી જોઇએ એવું હું અનુમાન કરતી. પણ, બાઇ સાહેબો ! મારી આ વાતથી તમને કંટાળો તો નથી આવતો ને ?"

"ના, ના. કંટાળો શું કામ આવે ?" ચંદ્રપ્રભા બોલી. "તારી આ હકીકતથી અમને તો અત્યંત સાનંદાશ્ચર્ય થાય છે." લક્ષ્મીદેવીએ પણ પોતાની સંમતિ દર્શાવી; એટલે સાધુડીએ પુનઃ આગળ કહેવા માંડયું:

"સંધ્યાકાળના સુમારે અમે એક જગ્યાએ આવી પહોંચ્યાં. ત્યાં તે ગૃહસ્થે મારી આંખેથી પાટો છોડ્યો. હું આંખો ઉઘાડીને આમ તેમ જોઉં છું તો જયાં ત્યાં ઉંચા ડુંગરા અને ઊંડી ખીણો એ સિવાય કાંઇ પણ મારી નજરે પડતું નહોતું. ઝાડી પણ જયાં ત્યાં પુષ્કળ ઘટ્ટ હતી. છેવટે અમે એક બીજી ગુફા પાસે આવ્યાં. તેમાં દાખલ થઇને એ ગૃહસ્થે આગ પેટાવી અને અમે રાત્રીભોજન કર્યું. પાછી બે એક પ્રહર વિશ્રાંતિ લીધા બાદ અમારી મુસાફરી શરૂ થઇ. તેણે મારી આંખો બંધ કરી લીધી. હવે અમે અશ્વ ઉપર નહિ પણ પગે ચાલીને જતાં હતાં. તેણે પોતાના હાથમાં પકડેલી લાકડીનો પાછલો છેડો મને આપ્યો. એ આગળ અને હું આંધળાની માફક તેની પાછળ એમ ચાલવા લાગ્યાં.

"એ પ્રમાણે કેટલોક સમય ચાલ્યા બાદ છેવટે એક જીના જેવું હોય એમ લાગ્યું. હું તેના પર થઇને નીચે ઉતરવા લાગી. ઘણો

વખત સુધી હું નીચે ઉતરતી હતી. પરંતુ સીડીનાં પગથીઆંનો અંત આવતો નહોતો. નીચે ને નીચે જાણે પાતાળમાં જતી હોઉં એમ મને લાગ્યું. મને અહીં લાવનાર આ મનુષ્ય મારો ઘાત તો નહિ કરે, એવી મારા મનમાં શંકા સુદ્ધાંત આવી. મારા પગ પણ હવે તો થાકીને લોથ થઇ ગયા. છેવટે એક દરવાજો આવ્યો. જીનામાં ઉતરતાં પહેલાં એકે દરવાજો આવ્યો હતો કે નહિ તેની મને ચોક્કસ ખબર નથી. પણ આ દરવાજો ઉઘડતાં થએલા અવાજ ઉપરથી હું ચોક્કસ સમજી શકી કે અહીં એક દરવાજો છે. ગૃહસ્થે મને અંદર લીધી અને દરવાજો પાછો બંધ કરી દીધા પછી મારી આંખો ખોલી. હું અંદર ગઇ તો–શું કહું ?–એવા પ્રકારનો ઉત્કૃષ્ટ વાયુ મારા અંગને સ્પર્ષ કરવા લાગ્યો કે તેના સ્પર્ષ માત્રથી અલ્પાવધિમાં મારા શરીરને લાગેલો થાક બિલકુલ નાશ પામી ગયો અને મગજ તર બની ગયું. ગુલાબ, જાઇ, જુઇ, કેવડો આદિ અનેક પ્રકારનાં પુષ્પોની સુવાસથી મિશ્રિત શિતળ સમિર મારા અંગ ઉપર આવતાં હું હુશિયાર બની ગઇ. જાણે તે ઠેકાણે ઋતુરાજ વસંતદેવનું સામ્રાજ્ય હોયની એમ મને લાગ્યું ! ”

“ મેં ઘણી વખત આ ગુફા સંબંધી હકીકત સાંભળી છે, પરંતુ આજ પર્યંત મને તે ગપ્પાં સરખી જ લાગતી હતી. હું કહેતી કે એવી જગ્યા તે કેવી રીતે હોઇ શકે ? ” લક્ષ્મીદેવી બોલી.

“ પણ ત્યાં તેં શું શું જોયું ? ” ચંદ્રપ્રભાએ પ્રશ્ન કર્યો.

“ બાઇ સાહેબ ! આમાં એક અક્ષર પણ મેં ખોટો કહ્યો નથી. ” સાધુડી લક્ષ્મીદેવીને ઉદ્દેશીને બોલી: “ તમારી પાસે ખોટું કહેવાથી મને શો લાભ થવાનો હતો ? ” પછી તે ચંદ્રપ્રભાના

પ્રશ્નનો જવાબ આપવા લાગી: " ત્યાં જે જે મારા જોવામાં આવ્યું એ તમામ હું તમને કહેવા લાગું તો તેના વર્ણનથી એકાદો મોટો ગ્રંથ ભરાઇ જાય. પરંતુ તે જગ્યા કેવી છે તેની કલ્પના તમને આવી શકે તે માટે હું ટુંકામાં જણાવીશ: એક માટીનો મોટો કુલડો હોય અને તે તેના કાંઠા ઉપરથી થોડો થોડો તૂટી ગએલો હોય એવી કલ્પના કરો. તે કુલડામાં એકાદી કીડી જેવા ક્ષુદ્ર જંતુને મૂકીએ તો તેને એ કુલડો જેવો દેખાય તેવી મને તે ગુફા દેખાતી હતી ! તે ગુફામાં જ્યાં ત્યાં જાત જાતનાં વૃક્ષો ઉપર ઉત્તમ પકવ ફળો લટકતાં હતાં. દ્રાક્ષના વેલા પ્રસરેલા હતા અને તેના ઉપર મધુર દ્રાક્ષનાં ઝુમખાં દ્રષ્ટિગોચર થતાં હતાં. જમીન ઉપર સર્વત્ર ગુલાબ પુષ્પો પથરાયેલાં હતાં. "

ચંદ્રપ્રભાનું મન તો એ સાંભળીને આનંદથી ડોલાયમાન થવા લાગ્યું. તથાપિ તેના મનમાં સ્હેજ શંકા આવવાથી તે બોલી: " શું કહે છે ? આ શું ખરૂં છે ? "

" અહાં, બાઇ ! તમારી પાસે હું જૂઠું શા માટે બોલું ? હું સોગનપૂર્વક કહું છું કે જે મેં કહ્યું છે તેમાંનો એક શબ્દ માત્ર પણ ખોટો નથી; તેમજ તેમાં અતિશયોક્તિ પણ બિલકુલ નથી. જો કે તે વખતે જ મને પેલા ગૃહસ્થે કહ્યું હતું કે ' તું અહીંથી બહાર નિકળ્યા બાદ આ વાત ગુપ્ત રાખજે એવી તને સુચના કરવાનું જરા પણ પ્રયોજન નથી. કેમકે કદાચ તું કોઇને આ વાત કહીશ, તોપણ તેને તારા કથન ઉપર વિશ્વાસ બેસનાર નથી ' ! "

ચંદ્રપ્રભા મનમાં બોલી: " ગમે તેમ હોય, તદપિ હું તો તારી આ વાત ઉપર વિશ્વાસ રાખું છું. "

" અમે ત્યાં પહોંચ્યા બાદ મારી સાથેના વૃદ્ધ ગૃહસ્થે તે ફળો-માંથી મરજી પડે તેટલાં ખાવાની મને રજા આપી. હું તમને જણાવીશ કે મેં ત્યાં જે ફળો પ્રાશન કર્યાં તેવાં મિષ્ટ ફળ મેં મારા આખા જન્મારામાં બીજે કોઇ પણ ઠેકાણે જોયાં નહોતાં ! ત્યાંથી આગળ ચાલતાં એક ઘુમટી જોવામાં આવી. એ ઘુમટીનો મનોહર દેખાવ તો અવર્ણનીય જ હતો તે કુદરતે પહાડમાંથી કોતરી કાઢેલી એક નાની બંગલી જેવી દેખાતી હતી. એ ઘુમટીમાં પેલો આજારી માણસ પલંગપર પડેલો હતો. તેને મેં ઔષધ શરૂં કર્યું અને તે ઓષધના પ્રતાપે રોગમુક્ત પણ થયો. હું ત્યાં આઠ દિવસ રહી હતી. તે સમય દરમિયાન કોઇ પણ ચોથો મનુષ્ય મારા જોવામાં આવ્યો નહિ, તેમ ત્યાં બીજું કોઇ મનુષ્ય હોય એવું ચિન્હ પણ જણાયું નહિ. "

" પણ બીજું તેં એ ગૂહામાં શું શું જોયું એ કહે. ફુલ, ફળ, ઘુમટી—એ તો જાણ્યું ખરૂં—પણ તે સિવાય બીજું કાંઇ હતું કે નહિ ? " ચંદ્રપ્રભાએ મોટી ઉત્કંઠાથી પૂછ્યું.

" તે સિવાય ત્યાં અનેક પ્રકારનાં પક્ષી મંજુલ રવે ગાન કરી રહ્યાં હતાં. " સાધ્વુડી બોલી: " તે સ્થળે બીજી ઘણી ન્હાની ન્હાની ઓરડી જેવી ગુફાઓ હતી. પરંતુ હું કદી તેની અંદર ગઇ નહોતી. બાકી એટલું ખરૂં કે તે આઠ દિવસમાં મને કોઇ પણ ભયંકર પ્રાણી કે જેનાથી દુઃખ થાય એવો કોઇ પણ પ્રકાર નજરે પડયાં નહિ. શિયાળ નહિ, કૂતરાં નહિ, સાપ નહિ. હિંસક પ્રાણી નહિ, કાંઇ પણ નહિ ! બાઇ સાહેબો ! આ મારી વાત હું તમારી પાસે દિવસોના દિવસ સુધી કહેતી બેસી રહું તો પણ તેનો પાર આવે નહિ ! ફક્ત આઠ જ દિવસ હું ત્યાં રહી; પરંતુ એ આઠ

દિવસમાં મને એટલો બધો સંતોષ થયો કે હું મારો આખો જન્મારો તે ગુફામાં વ્યતિત કરવાને તૈયાર હતી. પણ તે રોગીને બરોબર આરામ આવી ગયો એટલે પછી ત્યાં મારૂં કાંઇ કામ રહ્યું નહોતું. નવમા દિવસે સ્હવારે પેલા ગૃહસ્થે પુનઃ મને પાછું ઉજ્જયની જવાનું છે, એમ જણાવ્યું. હું નિકળવાને તૈયાર થઇ અને અમે. પુનઃ દરવાજા પાસે આવ્યાં. તેણે મારી આંખો બંધ કરી. થયું ! એ રમ્ય દેખાવ મારી દ્રષ્ટિથી અદ્રશ્ય થયો તે થયો જ ! હાય ! તે રમ્ય સ્થળ પુનઃ ક્યારે મારી નજરે પડશે ?"

તે જ વખતે ચંદ્રપ્રભા ચમકી અને તેના મુખમાંથી ભયંકર ચીસ નિકળી પડી !

---

# પ્રકરણ ૧૨ મું.

---

## સર્પડંસ.

ચંદ્રપ્રભાએ એકાએક ચીસ પાડવાથી લક્ષ્મીદેવી અને રાધા સાધુડી બન્ને જણાં ગભરાઇને ઊભાં થઇ ગયાં. દાસીઓ તો બ્હિકની મારી મૂંગી જ બની ગઇ ! કારણ કે ચંદ્રપ્રભાના પગના ઘુટણ ફરતો એક મોટા કાળા નાગે વિંટો લીધો હતો ! તે ધીમે ધીમે ઘાસમાં લપાતો છૂપાતો, કોને ડંસ દેવો તેનો વિચાર કરતો આ લોકોની તરફ આવતો હતો. તેણે છેવટે ચંદ્રપ્રભાના પગ ફરતો ભરડો લીધો. જે વખતે નંદનવનની ગુફામાંનાં ફળ, ફુલ અને સૌંદર્યનું વર્ણન સાંભળવામાં તે તલ્લીન બની ગઇ હતી; જે સુખની પોતાને

એક વખત પૂર્વે કલ્પના થએલી તે સુખ સત્ય છે એવી તેની ખાત્રી થતી જતી હતી તે વખતે આ દુષ્ટ સર્પે પોતાના ઝેરી દાંત એ સુકુમાર અબળાના કોમળ માંસમાં ઘોંચ્યા—તેને ડંસ કર્યો !

આ બનાવ જોતાં માત્ર રાધા સાધ્વી સિવાય અન્ય સર્વને જે ગભરાટ અને ભય ઉપજ્યો તથા તેમણે જે કાગારોળ મચાવી મૂક્યો તેનું વર્ણન થઇ શકે તેમ નથી. તે સાધ્વીએ પ્રસંગાવધાન રાખીને નજીકના ઝાડની એક લાંબી ડાળી કાપી તેનાં પાંદડાં કાઢી નાખી સાપના પૂંછડાનો ભાગ જમીન તરફ લટકતો હતો તેના ઉપર તે ડાળી વડે ચાર—પાંચ ઝપાટા માર્યા. એટલે તેણે ચંદ્રપ્રભાના પગમાંથી ભરડો કાઢી નાંખ્યો અને તે ફૂંફાટા મારતો બધાના અંગ ઉપર ધસવા લાગ્યો. પરંતુ રાધાના હાથમાંની ડાળીના ઝપાટા તેના ઉપર ચાલુ હોવાથી તે સાપ પણ ગભરાઇ ગયો અને કેવી રીતે ન્હાસી છૂટવું તેની તેને સમજણ પડી નહિ. છેવટે રાધાએ એક—બે ફટકા જોરથી લગાવ્યા એટલે તે સર્પ અર્ધમૂઆ જેવો નિશ્ચેષ્ટ બનીને જમીન ઉપર પડ્યો. રાધાએ તેને ડાળી ઉપર ઉંચકીને દૂર તલાવમાં ફેંકી દીધો અને પછી બીજું કાંઇ ન કરતાં પોતાના વાટવામાંથી કાંઇક ઔષધ કાઢીને વિષારી જખમ ઉપર ચોળ્યું તથા ગમે તેવા તીવ્ર વિષના ઉતાર માટે તે જે ચૂર્ણની તારીફ કરતી હતી તે ચૂર્ણની એક ચપટી પાણીમાં કાલવીને ચંદ્રપ્રભાના મુખમાં તે મિશ્રણ રેડી દીધું.

ચંદ્રપ્રભાની એક દાસી મોટી ત્વરાથી એક વૃક્ષ પાસે ગઇ અને તેનાં થોડાંક પાન લેઇ આવી. એ પાનનો રસ કરીને પાવાથી

તથા પાન વાટીને તેની લુગદી બનાવીને જ્યાં ડંસ થયો હોય ત્યાં બાંધવાથી કોઇ પણ જનાવરનું ઝેર ઉતરી જાય છે એમ તેના જાણવામાં હતું.

તે વેળાએ ત્યાં બની રહેલી ઘટના હૃદયદ્રાવક હતી. જયાએ ચંદ્રપ્રભાને પોતાના ખોળામાં લીધી હતી. તેના શરીરમાંથી પ્રસ્વેદ બહુજ છૂટતો હતો જે નર્મદા લૂછી નાખતી હતી. સાધ્વી પોતાના દરદીના ચ્હેરા તરફ એક દ્રષ્ટિએ જોઇ રહી હતી. લક્ષ્મીદેવીનાં નેત્રોમાંથી શોકાશ્રુ ઝરતાં હતાં અને ચંદ્રપ્રભાની એક દાસી લમણે હાથ દઇને રડતી હતી.

ચંદ્રપ્રભા બિલકુલ મૂર્ચ્છિત બની ગઇ હતી. આ કાંઇ સાધારણ મૂર્ચ્છા નથી પરંતુ મૃત્યુનો દૂતજ આવ્યો છે એમ લક્ષ્મીદેવીને લાગ્યું. તેનું હૃદય અતિ કોમળ હતું. ટુંક સમયમાં ચંદ્રપ્રભા અને તેની વચ્ચે ઉદ્દ્ભવેલા સ્નેહને લેઇને તેના હૃદયમાં આ બનાવથી શોકનો મોટો આઘાત થયો હતો. તે શોકાન્વિત હૃદયે ઓશીયાળી દ્રષ્ટિએ રાધા સામે જોઇને બોલી: "બાઇ ! કહે–કહે ! તું કોઇ પણ રીતે આ મારી પ્રિય સખીને બચાવી શકીશ ? જે ઔષધોનું તું હમણાંજ અતિશય પ્રશંસાત્મક વર્ણન કરતી હતી, તેના ઉપર તને વિશ્વાસ છે ? બ્હેન ! વિશેષ શું કહું ? તારાથી બને તેટલો પ્રયત્ન કરીને પણ તું કોઇ પણ રીતે આ બાઇને બચાવ. હું તારા શ્રમનો તને વાજબી કરતાં પણ વિશેષ બદલો આપીશ. એ સંબંધી તું જરાએ ચિંતા ન કરીશ !"

"બાઇ ! પુરુષપ્રયત્ન–ફળદાતા ઇશ્વર ! ઉપચાર કરવો એ મનુષ્યના હાથમાં છે પરંતુ તેનો ગુણ આપવાનું તો પરમેશ્વરે

પોતાના સ્વાધીનમાં જ રાખ્યું છે. તેની કૃપા ઉપર આધાર રાખીને મારાથી બનશે એટલું તો હું જરૂર કરીશ.'' સાધ્વીએ થોડાક વખત પહેલાં પોતાનાં ઔષધોની જે તારીફ કરી હતી તે ખોટી ઠરવાના ભયથી પરમેશ્વરના ઉપર બધું નાખીને પોતે નિકળી જવાના ઇરાદાથી આ દ્વિઅર્થી ભાષણ કર્યું હોવું જોઇએ એમ લક્ષ્મીદેવીને લાગ્યું.

"હે પ્રભુ ! તારી ગહન ગતિ છે ! '' તેના મુખમાંથી ઉદ્દગાર નિકળ્યા. તે રાધા તરફ જોઇને બોલી: " બાઇ ! તારા આ કથન ઉપરથી મને તો કાંઇ આશા રહેતી નથી !''

" ના, હવે આશા–હવે શાની આશા ?'' ચંદ્રપ્રભા જે પુનઃ શુદ્ધિમાં આવી હતી અને તેણે લક્ષ્મીદેવીનું ભાષણ સાંભળ્યું હતું, તે બોલી ઉઠી: " બાઇ સાહેબ ! મારા આખા શરીરમાં તે પ્રાણ-ઘાતક વિષ સંચાર કરી રહ્યું છે. મારૂં મોત નજીક આવ્યું છે. પણ તમે મારે માટે બહુ જ લાગણી દર્શાવો છો અને તમને મારા ખાતર બહુ શોક થાય છે, ખરૂં કે નહિ, લક્ષ્મીદેવી બા ?''

તેના મુખમાંથી પોતાનું નામ શ્રવણ કરીને લક્ષ્મીદેવીને ઘણુંજ આશ્ચર્ય થયું. તેણે કાંઇ પોતે કોણ છે એ ચંદ્રપ્રભાને કહ્યું નહોતું. લક્ષ્મીદેવીને આશ્ચર્યચકિત બનેલી જોઇને ચંદ્રપ્રભા બોલી: " બાઇ સાહેબ ! આપનું નામ લક્ષ્મીદેવી છે એ મારા જાણવામાં છે. એટલું જ નહિ પરંતુ મારે બીજી પણ ઘણી વાત આપને કહેવાની છે. પરમેશ્વર જો શકિત આપે તો તે મારા મ્હોંમાંથી નિકળે ! પણ લ્યો આ–''

એટલું કહીને ચંદ્રપ્રભાએ મહા પ્રયાસે પોતાનો હાથ ચોળીના ખીસ્સામાં નાખીને તેમાંથી એક વીંટી કાઢી લક્ષ્મીદેવીના હાથમાં મૂકી ! આ તે જ માણિક્ય-મુદ્રિકા જે ધર્મશાળામાં ધીરજી પોતાના હાથમાંથી ચોરી ગયો હતો. તે જ મુદ્રિકાને આવી અકલ્પિત રીતે પોતાના હાથમાં આવેલી જોઇને લક્ષ્મીદેવીને ઘણું જ આશ્ચર્ય થયેલું જણાયું.

“ બા સાહેબ ! આ તમારી જ વીંટી છે. ” ચંદ્રપ્રભા બોલી: “ અને એ તમારી વીંટી પાછી તમારા હાથમાં આવી એથી મારા મન ઉપરનો એક મોટો બોજો ઓછો થયો છે. ”

“ હા, આ મારી જ વીંટી છે. ” લક્ષ્મીદેવી તે વીંટીના નંગ તરફ જોતી બોલી. પણ પોતાની વીંટી આ બાઇના હાથમાં કેવી રીતે આવી એ તે સમજી શકી નહિ.

“ બાઇઓ ! લક્ષ્મીબા સિવાય તમે બધાં જરા દૂર જાઓ. ” ચંદ્રપ્રભા બોલી: “ મારે આ બાઇ સાહેબને કાંઇક કહેવાનું છે. ” લક્ષ્મીદેવીને ઉદ્દેશીને કહ્યું: “ કૃપા કરીને જરા મારી નજીક આવો અને મારૂં આટલું કહેવું સાંભળો. ”

એ સાંભળીને રાધા, ચંદ્રપ્રભાની બન્ને દાસીઓ તથા લક્ષ્મી-દેવીની દાસીઓ લક્ષ્મીદેવી કે ચંદ્રપ્રભા હાકલ મારે તો સાંભળી શકાય એટલે દૂર જઇને બેઠી.

“ રાણી સાહેબ ! ” ચંદ્રપ્રભા ધીમા પડતા અવાજે બોલવા લાગી: “ તમને મેં જોયાં ત્યારથી જ તમારા માટે મારા મનમાં આદર ઉત્પન્ન થયો છે. વળી તમે મારા પ્રત્યે જે લાગણી દર્શાવી તે ઉપરથી એ દ્વિગુણીત થયો છે. પણ બાઇ સાહેબ ! હું હમણાં

જે વાત તમને કહેનાર છું તે સાંભળીને તમે મારો તિરસ્કાર કરશો નહિ. મને અંતકાળની વેદના કેટલી બધી થતી હશે તે ધ્યાનમા લાવો અને મારી તરફ દયાની દ્રષ્ટિથી જૂઓ. હું તે સુપ્રસિદ્ધ લૂટારાની સ્ત્રી છું ! એમ ચમકો નહિ !"

ચંદ્રપ્રભાના આ છેલ્લા શબ્દો સાંભળતા લક્ષ્મીદેવીને કેટલું બધું આશ્ચર્ય થયું હશે તેનું વર્ણન કોણ કરી શકે ? પણ ઉદાર અંતઃકરણવાળી લક્ષ્મીદેવીએ એ આસન્નમરણ બનેલી ચંદ્રપ્રભા પ્રત્યે અપમાન કિંવા તુચ્છતાદર્શક દ્રષ્ટિ કરી નહિ.

" બાઇ ! તમારા પતિએ મારો ગમે તેટલો અપરાધ કર્યો હોય, તોપણ તે તમે તમારા આ ઉદાર આચરણથી સાફ ધોઇ નાખ્યો છે !" લક્ષ્મીદેવી બોલી: " તેણે મારી જે વીંટી ચોરી લીધી હતી તે તમે મને પાછી આપીને મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે. ધીરાજીએ તે મારા હાથમાંથી કાઢી લીધી હતી એ વાતની મને ખબર છે."

" શું ? એ તમારા જાણવામાં છે ?" ચંદ્રપ્રભાએ આશ્ચર્યપૂર્વક પૂછ્યું.

" હા, જ્યારે તે ધર્મશાળામાં મારી ઓરડીમાં દાખલ થયો ત્યારે હું જાગતી જ હતી. માત્ર તેના હાથમાંની કટારીથી ડરીને હું ઉંઘતી હોઉં એવો મેં ઢોંગ કર્યો હતો. પણ તે મારી પાછળ શા માટે લાગ્યો હતો ? મને નુકસાન કરવાથી તેને શો લાભ હતો ?"

" આ વીંટીમાં શો જાદુ છે તે આપને માલૂમ નથી. હાય, પણ આ મને શું થાય છે ? મારી આંખે અંધારા આવે છે ! હે પ્રભુ ! મારૂં મૃત્યુ નજીક આવતું જણાય છે !"

આ વખતે ચંદ્રપ્રભાનાં પાણીદાર નેત્રો નિસ્તેજ બન્યાં હતાં. તેના સુંદર મુખકમળ ઉપર પ્રેતકળા આવવા લાગી હતી. લક્ષ્મીદેવીએ આ વેળાએ તેનું માથું પોતાના ખોળામાં લીધું અને કહ્યું: “ બાઇ ! હું શું કરૂં ? તારે શું જોઇએ છે ? તારી શી ઇચ્છા છે? ”

“ કાંઇ નહિ ! કાંઇ નહિ–રાણી–સાહેબ ! કાંઇ–પણ–નહિ. ” ચંદ્રપ્રભા પોતાની સર્વ શક્તિ એકત્ર કરતી બોલી: “ મારી એમના ઉપર પ્રાણથી પણ અધિક પ્રીતિ છે–પણ હું હવે–આ લોકનો ત્યાગ કરી જાઉં છું–તે માટે–મારા હાથે થએલાં પાપની–મને ક્ષમા આપો–એમને—”

“ બાઇ ! જરા પણ દુઃખિત ન થઇશ. ” લક્ષ્મીદેવી બોલી: “ તારા પતિએ મને જે કાંઇ અન્યાય કર્યો હશે અથવા જે કાંઇ યોજના રચી હશે તે સર્વની હું અંતઃકરણપૂર્વક ક્ષમા આપું છું ! તેણે આજ સુધીમાં મારો જે કાંઇ અપરાધ કર્યો છે તે માટે મારા મનમાં વૈર્યની લેશ પણ લાગણી નથી, એ હું તને ખરા દિલથી જણાવું છું ”

“ તેમજ ભવિષ્યમાં આપનો અને એમનો કદી મેળાપ થાય તો અત્યારે આપણા વચ્ચે થએલી વાતચીતમાંનો એક અક્ષર પણ તેમને જણાવશો નહિ. ” ચંદ્રપ્રભાએ છેલ્લી વિનતિ કરી અને તે બોલી: “ હવે હું સુખપૂર્વક મરીશ, પણ બાઇ સાહેબ ! બીજી એક વ્યકિતથી સાવચેત રહેજો ! ”

“ એટલે ? તારા ધણી સિવાય બીજો પણ મારો કોઇ શત્રુ છે ? ” લક્ષ્મીદેવીએ આતુરતાથી પૂછ્યું: “ જો કોઇ હોય તો કૃપા કરીને તેનું નામ જણાવ. ”

"આહ ! કેવું મોત ?" ચંદ્રપ્રભા બોલી: તેની આંખો બંધ થતી જતી હતી અને અવાજ પણ મંદ પડતો હતો: "કેવું મોત ? આવી જુવાનીમાં–આ સૂર્યના પ્રકાશમાં–વૃક્ષોની ડાળીઓ ઉપર કલરવ કરી રહેલાં પક્ષીઓની વચ્ચે–સુગંધી પુષ્પોની સુવાસ લેતાં લેતાં ! પણ આ તે મૃત્યુ નજીક આવે છે કે માત્ર નિદ્રાજ છે ? રાણી સાહેબ ! આપ ક્યાં છો ?"

"હું અહીં જ છું તારી પાસે–તારૂં મસ્તક મારા ખોળામાં લેઇને બેઠી છું."

"અહાહા ! તમારા શબ્દો કેવા મધુર લાગે છે ?" ચંદ્રપ્રભા બોલી: "બાઇ સાહેબ હું મરૂં છું–હું જાઉં છું–પણ કૃપા કરીને હવે તમે અહીં વધુ વખત નહિ રોકાતાં એકદમ ચાલ્યાં જજો–મારો આત્મા દેહનો ત્યાગ કરી જાય કે તમે વિના વિલંબે ઉજ્જયનીનો રસ્તો લેજો. પણ સાવચેત–સાવચેત રહેજો–પેલા નીચ—" ચંદ્રપ્રભાનો અવાજ એટલો બધો ક્ષીણ બની ગયો હતો કે તેણે ઉચ્ચારેલો છેલ્લો શબ્દ લક્ષ્મીદેવી સાંભળી શકી નહિ. માત્ર તેના ઓષ્ટ ફરકતા જોઇ શકી. તેણે બારીકાઇથી તેના ચ્હેરા તરફ જોયું. તેનું અવસાન થયું હોવું જોઇએ એમ તેણે ધાર્યું. ચંદ્રપ્રભાએ કોઇના નામનો ઉચ્ચાર કર્યો હતો એ ચોક્કસ; પણ તે નામ લક્ષ્મીદેવી સ્પષ્ટપણે સાંભળી શકી નહોતી. તેને એવો ભાસ થતો હતો કે તેણે સંગ્રામસિંહનું નામ લીધેલું હોવું જોઇએ. પણ ખાત્રી થતી નહોતી ! ચંદ્રપ્રભા સ્તબ્ધ પડેલી હતી ! તેના દેહની હીલચાલ બંધ પડી ગઇ હતી ! તથાપિ તેના મુખમાંથી કાંઇ શબ્દ નિકળે તો સાંભળવો એવી લક્ષ્મીદેવીની ઇચ્છા હતી. તે તેના

મુખ તરફ એક સરખી દ્રષ્ટિ રાખીને જોઇ રહી, પણ વ્યર્થ ! છેવટે તે પોતાના મન સાથે જ બબડીઃ " ખલાસ–બિચારીનું જીવનચક્ર પૂર્ણ થયું ! "

લક્ષ્મીદેવી તેનું માથું નીચે જમીન ઉપર મૂકતી તેના બિડાયેલા મુખ સામે જોતી બોલીઃ " હાય હાય ! બિચારીનું આખું જીવન દુઃખમાં જ ગયું હશે ! એ એક લૂટારાની સ્ત્રી હોવાને લીધે તેનો જીવ હમેશાં સંકટમાં જ હોવો જોઇએ ! બિચારીનો અંત પણ આમ અકસ્માત અને અકલ્પિત રીતે એકાએક જ આવી ગયો ! જેવી ઇશ્વરની મરજી ! "

છેવટે પોતાની આંખો લૂછતી લૂછતી તે જ્યાં ચારે દાસીઓ તથા રાધા બેઠી હતી ત્યાં આવી. ચંદ્રપ્રભા મરણ પામી એ સાંભળતાં તેની દાસીઓ તો હીબકા ભરતી ધ્રુસકેને ધ્રુસકે રોવા લાગી.

રાધા બોલીઃ " છેવટે મારી દવાની કાંઇ પણ અસર ન થઇ ! ખેર, ઇશ્વરની કૃતિ અગાધ છે ! તેની મરજીની સામે કોણ થઇ શકે વારૂ ? "

લક્ષ્મીદેવીને રાધાના આ શબ્દો પસંદ પડયા નહિ. રાધાએ પોતાની દવાની અતિ પ્રશંસા કરી હતી, તે અહીં કામ લાગી નહિ. તેથી પોતાનું કથન ખોટું હતું એમ ન જણાવા દેવાને તે હવે બધો ભાર ઇશ્વર ઉપર મૂકે છે એમ લક્ષ્મીદેવીએ ધાર્યું. તે ચંદ્રપ્રભાની બે દાસીઓ તરફ ફરીને તેમને સાંત્વન આપવા લાગી; અને ચંદ્રપ્રભાના શબની વ્યવસ્થા કરવાની તેણે એ બન્ને જણીઓને સૂચના કરી. તેણે ધીરાજીનું નામ પણ લીધું નહોતું.

હવે પોતાનું શું કર્ત્તવ્ય છે, એ ધ્યાનમાં આવતાંજ **ચંદ્રપ્રભાની** એ દાસીઓ શોક ઓછો કરીને આંખો લૂછતી **ચંદ્રપ્રભાનું** શબ પડ્યુ હતું ત્યાં ગઇ. **રાધા** પણ તેમની પાછળ પાછળ ગઇ. " આપણે હવે જલ્દી ઉજ્જયની પહોંચવું જોઇએ. " એમ **લક્ષ્મીદેવીએ** પોતાની દાસીઓને કહ્યું. કારણ કે પોતાનું મૃત્યુ થયા પછી એક ક્ષણ પણ નહિ રોકાતાં તુરત જ ઉજ્જયનીનો રસ્તો લેવાની **ચંદ્રપ્રભાએ** તેને **સૂચના** કરી હતી, એ વાતનું તેને સ્મરણ હતું. **રાધા** એક સાધ્વી હતી. તેણે ભજન સંભળાવીને પોતાને પ્રસન્ન કરી હતી. તેમજ **ચંદ્રપ્રભાનું** જીવન બચાવવાને પણ તેનાથી બન્યો તેટલો પ્રયત્ન તેણે કર્યો હતો, એ વિચારથી **લક્ષ્મીદેવીએ** પોતાના બાટવામાંથી રૂપાના થોડાક સીક્કા કાઢીને **નર્મદાને** આપ્યા અને તે સીક્કા **રાધાને** આપવા સુચવ્યું. તે જઇને **રાધાને** આપી આવી.

ઘોડા નજીકમાં જ ચરતા હતા. હાકલ મારતાં તેઓ આવી પહોંચ્યા. ત્રણે જણીઓએ સ્વાર થઇને ઉજ્જયનીનો માર્ગ લીધો. માર્ગમાં પોતાની સ્વામિનીએ ધર્મશાળામાં ગૂમાવેલી વીંટી તેને પાછી મળી આવી એ બન્ને દાસીઓને માલૂમ પડયું; અને એ સંબંધી વિશેષ વાતચીત થતાં જેને સર્પડંસ થયો હતો એ લૂટારાના સરદારની સ્ત્રી હતી એ જાણીને એ બન્નેને અતિ આશ્ચર્ય થયું. **લક્ષ્મીદેવીએ** આ વાત કરતાં તેમને ખાસ સૂચના કરી હતી કે " આ વાત તમે કયાંય પણ બહાર કાઢશો નહિ. **ચંદ્રપ્રભાને** મરતી વખતે મેં જે વચન આપ્યું છે તે મારે પાળવું જ જોઇએ, એ તમારા ધ્યાનમાં રાખજો. "

ચંદ્રપ્રભાનો આવી રીતે અંત આવેલો જોઇને લક્ષ્મીદેવીને ઘણું માઠું લાગ્યું, પણ પોતાની વીંટી પાછી મળવાથી તેને આનંદ થયો. અહીંઆ વાચકોએ એટલું ધ્યાનમાં રાખવું કે ચંદ્રપ્રભા સાથેની છેતરટની વાતચીત પરથી અજયસિંહ એજ શ્રીરોજી એવી જે લક્ષ્મીદેવીની સમજ થઇ હતી તે દૂર થઇ શકી નહોતી. તેથી તે તો અજયસિંહને જ લુટારાનો સરદાર માનતી હતી !



## પ્રકરણ ૧૩ મુ.

---

### ઉજ્જયની.

ચોથો પ્રહર ખલાસ થતામાં લક્ષ્મીદેવી પોતાની દાસીઓ સહવર્તમાન ઉજ્જયનીમાં આવી પહોંચી. રસ્તો સારો હતો અને માર્ગમાં કોઇ જાતની અડચણ આવી નહિ. તેથી એ વૃક્ષરાજીમાંથી નિકળ્યા બાદ એક પ્રહરની અંદર લક્ષ્મીદેવી ઉજ્જયની આવી પહોંચી હતી. તે શહેરની અંદર દાખલ થઇ કે એ સમયના રીવાજ મુજબ તેણે પોતાના મ્હોં ઉપર બુરખો નાખ્યો. એક ચાવડી પાસે આવતાં શેઠ બળભદ્રદાસના મકાનની તપાસ કરી. એ શેઠ ગામમાં પ્રખ્યાત હોવાથી તેમના મકાનનો પત્તો એકદમ લાગી ગયો. ઉજ્જયની શહેરના વિશાળ રસ્તા, હિંદુઓનાં મોટાં દેવસ્થાનો તથા મુસલમાનોની મસ્જીદો, ભરગચ્ચ બજાર, મોટાં મોટાં ભવ્ય મકાનો વગેરે જોતી જોતી તે માળવા પ્રાંતની રાજધાનીના શહેરમાં આગળ વધતી હતી. તેઓ બળભદ્રદાસના મકાન સુધી પહોંચી જાય તે દરમિયાન આપણે પણ

આ અસલી શહેરની પ્રાચીન-અર્વાચીન અવસ્થાનું તથા તેની સાથે જોડાયેલી જાણવા જોગ હકીકતનું અવલોકન કરી લેઇએ.

અત્યારે ઉજ્જયની અતિ જીર્ણ બની ગએલું હોવા છતાં પણ તેની વિશાળતા, વસતિસંખ્યાની અધિકતા અને વ્યાપારી સ્થિતિ સંતોષપ્રદ છે. પ્રાચીન કાળમાં માળવા પ્રાંતના આ વિશાળ અને સુવિખ્યાત રાજનગરની આર્યાવર્ત્તનાં સાત પવિત્ર શહેરોમાં ગણના થતી હતી. એમ જણાવવામાં આવે છે કે જ્યારે મહાન્ અશોકનો પિતા પાટલીપુત્રમાં રાજ્ય કરતો હતો તે વખતે અશોક માળવાનો સુબો નિમાઇને આવ્યો હતો અને તેણે આ નગરને પોતાનું નિવાસસ્થાન બનાવ્યું હતું. પરંતુ આ નગર ઇતિહાસમાં "તો વીર વિક્રમાદિત્યની રાજધાની તરીકે જ સુપ્રસિદ્ધ બનેલું છે. આ શહેરની પડોશમાં ઇ. સ. ૧૬૫૮ માં ઔરંગઝેબ અને તેના ભાઇ દારા વચ્ચે તુમુલ યુદ્ધ થયું હતું જેમાં દારાનો પરાજય થયો હતો. ઇ. સ. ૧૭૯૨ માં મોગલોના હાથમાંથી હોલ્કરે આ શહેર કબજે કરીને તેને સળગાવી મેલ્યું હતું. ત્યાર પછી સીંધીઆએ તે પોતાના કબજે કરીને ઇ. સ. ૧૮૧૦ ની સાલ સુધી તેનો પોતાની રાજધાની તરીકે ઉપયોગ કર્યો હતો; જ્યાંથી દોલતરાવ સીંધીઆએ રાજધાની ખસેડીને ગ્વાલીયરમાં આણી હતી. ઉજ્જયનીના અર્વાચીન સ્થળનો ઘેરાવો લગભગ ૭ માઇલનો છે. તેની ફરતી પત્થરની દીવાલ છે જેમાં વચ્ચે વચ્ચે ગોળ બુરજ મૂકેલા છે. તેની મુખ્ય બજારનો રસ્તો વિશાળ છે અને બન્ને બાજુએ બબે માળનાં મકાનો આવી રહેલાં છે. ત્યાં ચાર મસ્જીદો અને પુષ્કળ હિંદુઓનાં મંદિરો છે. વળી સીંધીઆ સરકારનો જૂનો મહેલ પણ છે. તે મહેલ પાસે એક પ્રાચીન

દરવાજો છે, જે દરવાજો મહારાજા વિક્રમાદિત્યના સમયના કિલ્લાનો બાકી રહેલો ભાગ હોવો જોઈએ એમ માનવામાં આવે છે. શહેરની દક્ષિણ દિશામાં દિલ્હીના મહમદશાહ બાદશાહના વખતમાં જયપુર વાળા જ્યોતિષવિદ્યાના અભ્યાસી મહારાજા જયસિંહે બંધાવેલી વેધશાળા છે. અર્વાચીન ઉજ્જયનીની આસપાસ મનોહર વાટિકાઓ અને બગીચા છે. ધરતીકંપને લીધે નાશ પામેલા પ્રાચીન શહેરનાં ખંડેરો ઇશાન કોણમાં શહેરથી એક માઇલ દૂર જોવામાં આવે છે. જે સમયની આપણે વાત કરીએ છીએ તે સમયે આ શહેર એટલું વિશાળ હતું કે આખા ગામમાં રોજ રાત્રે સવાલાખ દીવા થતા હતા એમ કહેવામાં આવે છે.

પોતાને મળેલા પત્તા પ્રમાણે લક્ષ્મીદેવી એક હવેલી પાસે આવી પહોંચી અને બરોબર તે હવેલીના દ્વાર પાસે લેઇ જઇને તેણે પોતાના અશ્વને ઊભો રાખ્યો. ઘોડાના પગલાનો અવાજ સાંભળીને મકાનની અંદરથી એક યુવાન બહાર આવ્યો. તેના મુખ સામે જોતાં જે "સંગ્રામસિંહ!" એ શબ્દ લક્ષ્મીદેવીના મુખમાંથી બહાર પડ્યો.

હા! એ સંગ્રામસિંહ જ હતો. તેનું વર્ણન અમે અમારી કથાની શરૂઆતમાં કરી ગયા છીએ. તેનું વય અઢાર–વીશ વર્ષનું હતું. પ્રથમ વાચકોએ તેને જોયેલો ત્યારે તેનો પોષાક રસ્તાની ધૂળ વગેરેને લીધે મેલા જેવો લાગતો હતો. પરંતુ અત્યારે તેના શરીર ઉપરનાં વસ્ત્રો સ્વચ્છ અને બહુમૂલ્ય હતાં. તે અત્યારે કોઇ મોટા સરદારના કુમાર જેવો દેખાતો હતો. તેણે શબ્દના અવાજ ઉપરથી લક્ષ્મીદેવીને ઓળખી કાઢી, અને તે લક્ષ્મીદેવી છે એમ

તેની ખાત્રી થતાં તેને ક્ષોભ થયો હોય એમ જણાયું. કારણ કે લક્ષ્મીદેવીને ફસાવવાને માટે તેણે તૈયાર કરેલા પાશમાંથી તે આમ છૂટીને આવવા પામશે એવી સંગ્રામસિંહની કલ્પના નહોતી. લક્ષ્મીદેવીને બદલે બીજું કોઇ આવનાર હતું—તેની તે ઉત્કંઠાથી રાહ જોતો હતો. તેથી લક્ષ્મીદેવીને ઓળખતાં તેના મન ઉપર જે પરિણામ થયું તથા તેના મનની જે સ્થિતિ બની ગઇ તેનું વર્ણન થઇ શકે એમ નથી. જો કે તેણે પ્રયત્ન કરીને પોતાનું મન કબજે તો કર્યું, તથાપિ તેના મનની ડામાડોળ સ્થિતિ લક્ષ્મીદેવીના ધ્યાનમાં આવી અને ચંદ્રપ્રભાના અસ્પષ્ટ શબ્દોથી તેને માટે જે સંશય ઉત્પન્ન થયો હતો તેને આ વાતથી જરા ટેકો મળ્યો. તેને લાગવા માંડયું કે મરતી વખતે ચંદ્રપ્રભાએ આ માણસના નામનો જ ઉચ્ચાર કરેલો હોવો જોઇએ. અર્થાત્ આ સંગ્રામસિંહથી પોતે સાવચેત રહેવું એમ તેને થયું.

પ્રવાસમાં મળેલા જુદા જુદા પ્રકારના અનુભવથી લક્ષ્મીદેવી વિશેષ ઘડાઇ હતી. પોતાના મનની વાત ગુપ્ત રાખવાથી કેવો ફાયદો થાય છે તે તેના ધ્યાનમાં આવ્યું હતું, અને એ પ્રમાણે સાવચેતીથી સ્વસ્થ રહીને જે કાંઇ બને તે જોવાનો નિશ્ચય તેણે કર્યો. 'હું સંગ્રામસિંહની લુચ્ચાઇ સમજી ગઇ છું એમ જો તે જાણી જશે તો તે વિશેષ સંભાળપૂર્વક ભવિષ્યની યોજના તૈયાર કરશે, અને એવી રીતે તૈયાર કરેલી યોજનાને ફતેહ મળવાનો વિશેષ સંભવ છે.' એમ તેણે વિચાર્યું. વળી પોતે સ્વભાવતઃ ઉદાર દિલની હોવાને લીધે માત્ર સંશય ઉપરથી એક મનુષ્યને માટે ખરાબ અભિપ્રાય બાંધી દેવાનું તે પસંદ કરતી નહિ. તેમજ આ

હવેલીના માલિક બળભદ્રદાસ શેઠ સજ્જન મનુષ્ય છે એમ તેણે સાંભળ્યું હતું. તેથી જો કદાચ સંગ્રામસિંહની હરામખોરી જણાઇ આવશે તો બળભદ્રદાસ શેઠને કહીને તેનો તાબડતોબ બંદોબસ્ત થઇ શકશે એમ લક્ષ્મીદેવી ધારતી હતી.

આ બધા વિચારો માત્ર એક ક્ષણમાં જ એક પછી એક તેના મનમાં આવી ગયા. સંગ્રામસિંહની અને પોતાની યોગ્યતા વચ્ચે જો કે જમીન આસમાનનો ફરક હતો, તો પણ તે ધ્યાનમાં ન લેતાં લક્ષ્મીદેવી બોલી: " સંગ્રામસિંહજી ! ઇશ્વરની કૃપાથી હું સર્વ સંકટોમાંથી સુખરૂપ પસાર થઇને અહીં આવી પહોંચી છું. "

" શું ? એવું કાંઇ વિશેષ સંકટ માર્ગમાં આપના પર આવ્યું હતું ? " સંગ્રામસિંહે શાંત મુદ્રાથી આશ્ચર્ય વ્યક્ત કર્યું. હવે તે પૂર્ણ શાંત બની ગયો હતો. તેણે આગળ વધીને લક્ષ્મીદેવીના અશ્વની લગામ પકડી.

" હા, રસ્તામાં જરા ત્રાસ થયો ખરો. પણ જવા દો—હવે એ વાતની ચિંતા કરવાની જરૂર નથી. " એમ કહેતી તે આ હવેલીના મુખ્ય દરવાજામાં થઇને અંદર દાખલ થઇ. તેણે અંદર આવતાં જ ત્યાંના ચાકર માણસોની પરવા નહિ કરતાં પોતાના મુખ ઉપરનો બુરખો કાઢી નાખ્યો અને એક વાર તિક્ષ્ણ દ્રષ્ટિથી સંગ્રામસિંહ તરફ જોયું. પણ તેની મુદ્રા ઉપર તેને કાંઇ ફરક જણાયો નહિ. એટલામાં નવીન મ્હેમાન કોઇ ખાનદાન કુળની બાઇ આવેલ છે તે જાણીને બધાં ચાકર માણસો દોડતાં તેને જોવાને આવ્યાં. કોઇએ લક્ષ્મીદેવીના ઘોડા ઉપરનો સામાન ઉતારવા માંડયો તો કોઇ તેની દાસીઓના ઘોડાની વ્યવસ્થા કરવા લાગ્યું. એકંદરે

ખાનદાન શ્રીમંતના ઘરને શોભે એવા પ્રકારની વ્યવસ્થા તથા નોકર-ચાકરનો સ્વભાવ જોઇને લક્ષ્મીદેવી આનંદિત બની. એક પુખ્ત વયની બાઇ તેનું સ્વાગત કરવાને અંદરથી બહાર આવી. તેણે આ આગંતુક બાઇના હાથ મ્હોં ધોવાને પાણી આપ્યું. લક્ષ્મીદેવીએ હાથ મ્હોં ધોયા પછી તે તેને ઘરમાં લેઇ ગઇ. મેડી ઉપરની બે સુંદર ઓરડીઓમાં તેને તથા તેની દાસીઓને રહેવાની ગોઠવણ કરવામાં આવી હતી. ત્યાં તે તેને લેઇ ગઇ અને બોલી: "બાઇ સાહેબ ! આ બે ઓરડી ખાસ આપને માટે જ રાખી છે. આપની પરવાનગી સિવાય કોઇ પણ અહીં આવશે નહિ. આ મકાન આપનું પોતાનું જ છે એમ સમજજો: જરા પણ ઓશકાશો નહિ. અહીં જે કાંઇ છે તે આપની સેવામાં હાજર છે."

"બાઇ ! આટલા સન્માન પૂર્વક તમે મારૂં સ્વાગત કરો છો તે જોઇને મને અત્યંત આનંદ થાય છે. પણ બળભદ્રદાસ શેઠ સાહેબ અહીં હોય એમ નથી લાગતું. મને એમ થયું છે કે હું તેમને ક્યારે મળું !" લક્ષ્મીદેવીએ આતુરતા દર્શાવી.

"બાઇ સાહેબ ! મારા પિતાજી અહીં નથી. ગઇ કાલેજ તેઓ જરૂરી કામ પ્રસંગે ફતેહાબાદ ગયા છે. બે દિવસમાં પાછા આવી પહોંચવાનું કહી ગયા છે. તોપણ આપની સેવામાં અમે તમામ માણસો હાજર છીએ. આપની આજ્ઞા અમે શિરસાવંદ્ય સમજીશું ! બાઇ સાહેબ ! આપ કોણ છો એ સ્પષ્ટ રીતે પિતાજીએ જણાવ્યું નથી, તોપણ આપ આજે સ્હાંજે અથવા કાલે સ્હવારે પધારનાર છો એમ અમને કહી ગયા છે; અને આપને કોઇ વાતે હરકત ન આવે એવી સૂચના કરતા ગયા છે. વળી

તેમની વાત ઉપરથી હું એટલું પણ સમજી શકી હતી કે આપ કોઇ ઉંચ કુટુંબની રાજપૂત રમણી છો. આપને નજરે જોવાથી મારૂં એ અનુમાન ખરૂં હતું એવી મારી ખાત્રી થાય છે. મારી આપને એટલી વિનતિ છે કે આપ જ્યાં સુધી અહીં રહો ત્યાં સુધી આ-પની આ દાસીઓ પાસે કાંઇ પણ કામ કરાવશો નહિ. આપની સેવામાં કહેશો તેટલા માણસો હાજર રહેશે. આ બિચારીઓ પ્ર-વાસના ત્રાસથી કંટાળી ગઇ હશે. તેમને પણ પૂરતી વિશ્રાંતિ લેવા દ્યો અને અમારા પરોણાચારનો સ્વીકાર કરવા દ્યો."

આ બાઇ બળભદ્રદાસની પુત્રી હોવી જોઇએ એમ તેની વાતચીત ઉપરથી લક્ષ્મીદેવી સમજી શકી. તેણે દાખવેલી વિનયશિળતા અને મમતા માટે લક્ષ્મીદેવીએ તેનો આભાર માન્યો, અને કહ્યું: "મારી દાસીઓને મારી સેવા બજાવવામાં જરા પણ વિશેષ શ્રમ પડનાર નથી કે કંટાળો આવનાર નથી. માટે એ બાબત તમે ચિંતા ન કરશો. બાકી તમારા વિનયી અને સભ્ય સ્વભાવની મારા મન ઉપર ઘણી જ અસર થઇ છે."

બળભદ્રદાસની પુત્રી બોલી: "વારૂ, બાઇ સાહેબ! જેવી આપની મરજી. પણ આપ આ મકાનમાં પહેલવહેલાં જ આવેલાં હોવાથી આ મકાનની થોડીક માહિતી હું આપને આપું છું. જે જીના ઉપરથી ચડીને આપણે અહીં આવ્યાં, તેના જેવો જ જૂઓ આ બીજો જીનો છે. એ જીના પરથી નીચે ઉતરીએ તો ઘરની અંદરના ભાગનો ચોક આવે છે. પેલો જે ત્રીજો જીનો દેખાય છે તેનો દાદર બંધ છે. તેની આ કુંચી આપની પાસે રાખો. એ જીના ઉપ-રથી નીચે ઉતરતાં આ ઘરની પાછળ બાગ છે તેમાં જવાય છે. ખૂલ્લી

હવાને માટે બહાર જવાની ઇચ્છા થાય તો આ બાગમાં સારી સોઇ છે. તેના પાછલા ભાગમાં એક બારણું પડે છે. તે બારણે થઇને પણ બહાર જઇ શકાય છે. પરંતુ એ દ્વાર અમે હમેશાં અંદરથી બંધ રાખીએ છીએ. નહિ તો ફૂલને નિમિત્તે ગામના લોકો આવીને બાગને ખેદાન મેદાન કરી મૂકે છેનાનું અને તેનું તાળું એકજ જાતનાં હોવાથી આપને આપેલી કુંચીથી ઉઘડે છે. પિતાજી બહારગામથી આવે ત્યાં સુધીમાં આપને કોઇ પણ વાતે ઓછું ન પડે એવી મારી ઇચ્છા છે. " એટલું કહીને તે બાઇ બીજી કાંઇ ગોઠવણ કરવાને ચાલી ગઇ.

લક્ષ્મીદેવીએ બન્ને ઓરડીઓ તપાસી અને તેનો ઉપયોગ કેવી રીતે કરવો તે પોતાના મનમાં નક્કી કરી નાખ્યું. સંધ્યાકાળ થઇ ગઇ હતી એટલે ચાકર લોકોએ દીવાબત્તી કરી. જે કાંઇ પરચુરણ સામાન લક્ષ્મીદેવી પોતાની સાથે લાવી હતી તે તેની દાસીઓએ વ્યવસ્થા પુરઃસર ગોઠવી દીધો. એ તેઓ ગોઠવતી હતી તે વખતે એક રસોયાએ ઉપર આવીને જંમવાનું તૈયાર થઇ ગયાનું જણાવ્યું, અને તેઓ નીચે ભોજનગૃહમાં આવશે કે તેમને માટે થાળ મેડા ઉપર લાવે એમ વિનય પૂર્વક પૂછ્યું. બાળભદ્રદાસ ઘરમાં નહિ હોવાથી ભોજનગૃહમાં બધાની સાથે બેસીને ભોજન કરવાનું લક્ષ્મીદેવીને ઠીક નહિ લાગવાથી, તેણે પોતાના તથા પોતાની દાસીઓના થાળ ઉપર મંગાવ્યા. તે લેવાને માટે તેની બન્ને દાસીઓ નીચે ગઇ. થાળ ઉપર આવ્યા અને તેમણે સુગ્રાસ અન્નનું સેવન કર્યું.

એક ઓરડીમાં તેઓ જમતાં હતાં તે વખતે બીજી ઓરડીમાં ચાકરોએ તેમને માટે બિછાનાં તૈયાર કર્યાં. એ દાસીઓ માટે

જમીન ઉપર બિછાનાં પાથર્યાં હતાં જ્યારે લક્ષ્મીદેવીને માટે સીસમના પલંગ ઉપર એક મશરૂનું ગાદલું પાથર્યું હતું. તેના ઉપર મલમલની બારીક ચાદર બિછાવી બે સુંવાળાં ગાલ મશુરીઆં મૂકયાં હતાં. ભોજન કરીને જરા મુખવાસ લેઇ લક્ષ્મીદેવી પલંગ ઉપર આડી થઇ. પણ બે પ્રહર પહેલા બનેલા તે હૃદયદ્રાવક પ્રસંગનું–સર્પ ડંસ થવાથી મૃત્યુમુખમાં પડેલી ચંદ્રપ્રભાનું–તેને સ્મરણ થતાં ઉંઘ ન આવી. પોતાના પ્રવાસમાં આવેલાં સંકટો એક પછી એક તેની દ્રષ્ટિ સમક્ષ ખડાં થયાં. કેટલોક સમય તેણે પલંગ ઉપર આમથી તેમ આળોટયા કર્યું. છેવટે તેણે થોડો સમય બાગમાં જઇને ખુલ્લી શિતળ હવાથી મગજને શાંત કરવાનો વિચાર કર્યો. તે ત્રીજા જીનાનું બારણું ખોલીને પોતાની દાસી સહ બાગમાં ગઇ.

બાગની શોભા પ્રેક્ષણીય હતી. જુદી જુદી જાતનાં દુર્મિળ વૃક્ષો કયારામાં વ્યવસ્થિત રીતે ઊગેલાં હતાં. બગીચાની મધ્યમાં એક ફુવારો ઊડતો હતો. તેના જળથી શિતળ બનેલો સુગંધિત વાયુ ફુવારાની આસપાસ આરસપહાણની બનાવેલી પાટો ઉપર બેસનારના અંત૦ રાત્માને શાંત કરતો હતો. લક્ષ્મીદેવી તથા તેની દાસીઓ એક પાટ ઉપર જઇને બેઠી, અને ત્યાંથી ચોતરફ દ્રષ્ટિ ફેરવીને બાગની તથા હવેલીની શોભા નિરખવા લાગી. બહારના રાજમાર્ગપરથી બાળભદ્રદાસ શેઠનું મકાન ન્હાનું દેખાતું હતું તો પણ તેના અંદરના ભાગનો વિસ્તાર મોટો લાગતો હતો. બાગ જોઇને, તે બનાવનારની કલ્પક- તાને માટે લક્ષ્મીદેવીને અતિ આશ્ચર્ય ઉપન્યું.

બેએક ઘટિકા પોતાની દાસીસહ વિશ્રાંતિ લેઇને તે પાછી મેડી ઉપર આવીને બેઠી ન બેઠી એટલામાં બાળભદ્રદાસ શેઠની

પુત્રી તેની પાસે આવી અને શેઠ આવતી કાલે આવવાના સમાચાર આવ્યા છે એમ તેણે લક્ષ્મીદેવીને જણાવ્યું. તે સાંભળીને પોતે વૈતાળગઢથી જે કામ માટે આવેલી છે તે કામ જલ્દીથી પાર પડશે એમ જાણીને લક્ષ્મીદેવીને વિશેષ આનંદ થયો. એટલામાં એક ચાકર ત્યાં આવ્યો. તેણે નમીને પ્રણામ કરીને કહ્યું: "કોઇ બાઇ આપને મળવાને આવી છે."

લક્ષ્મીદેવી બોલી: "આ શહેરમાં મારૂં ઓળખીતું તો કોઇ નથી. ત્યારે એ બાઇ કોણ હશે ?"

ચાકરે કહ્યું: "તે બાંઇનું નામ રાધા છે એમ તે કહેતી હતી."

"હં હં !" બપોરનો પ્રસંગ યાદ આવતાં લક્ષ્મીદેવી બોલી: "રાધા સાધ્વી જ હોવી જોઇએ. તેને આવવા દ્યો અહીંઆ."

બળભદ્રદાસ શેઠની પુત્રી અને ચાકર ચાલ્યાં ગયાં અને થોડી વારે રાધા ત્યાં આવી. તેણે બપોરના જેવો જ પોષાક ધારણ કર્યો હતો. માત્ર અત્યારે તેનો દવાનો વાટવો તેની કને નહોતો. તેનો ચ્હેરો ગંભિર અને ઉદાસ દેખાતો હતો. તે ચંદ્રપ્રભાના સંબંધમાં કાંઇ પણ કહેવાને આવેલી હોવી જોઇએ, એમ લક્ષ્મીદેવીએ સહજ અનુમાન કર્યું. સાધ્વીએ સભ્યતાપૂર્વક પ્રણામ કરીને લક્ષ્મીદેવીને કહ્યું: "બાઇ સાહેબ ! પુનઃ આટલી વહેલી આપની અને મારી મુલાકાત થશે એમ આપે ધાર્યું નહિ હોય !"

"એ બધું પછી. પણ તું અહીં કેમ આવી તે પહેલાં કહે," લક્ષ્મીદેવીએ સત્તાદર્શક સ્વરે આજ્ઞા કરી: "પણ હું અહીં છું એ તેં કેવી રીતે જાણ્યું ?"

" હું એક મહત્ત્વના કામ માટે અહીં આવી છું. મારે આપને મૃત મનુષ્યનો સંદેશો કહેવાનો છે." રાધા બોલી.

" મૃત મનુષ્યનો સંદેશો ?" લક્ષ્મીદેવીએ આશ્ચર્યથી પૂછ્યું: " રાધા ! આ તું શું બોલે છે ? મને આમ ગોટાળામાં ન નાખ. જે હોય તે સ્પષ્ટ કહી દે."

" બાઇ સાહેબ ! આજે બપોરે સાપ કરડવાથી મરણ પામેલી ધીરાજી નાયકની સ્ત્રીના સંબંધમાં મારે આપને કાંઇક કહેવાનું છે. એ ચંદ્રપ્રભા જીવતી હતી ત્યારે તેણે આપનો મોટો અપરાધ કર્યો હતો. આપને કેદ કરવાનું કેટલાકોએ કાવતરૂં રચ્યું હતું. એ કાવતરામાં ચંદ્રપ્રભા સામેલ હતી. પણ ઇશ્વરની ઇચ્છાનો કોણ પાર પામી શક્યું છે ? એ બિચારી ચંદ્રપ્રભાએ જેનો નાશ કરવાને પોતે તૈયાર થઇ હતી તેના ખોળામાં જ પોતાનું મસ્તક રાખીને પ્રાણ ત્યાગ કર્યો !"

" હા, પણ" લક્ષ્મીદેવી બોલી: " મેં તેને તેના એ અપરાધની ક્યારનીએ અંત:કરણ પૂર્વક ક્ષમા આપી છે."

" તે હું જાણું છું, બાઇ સાહેબ !" રાધાએ કહ્યું: " તમે બન્ને જ્યારે તે સ્થળે બેઠેલાં હતાં ત્યારે મારૂં લક્ષ તમારા તરફ હતું. જો કે તમારા શબ્દો હું સાંભળી શકતી નહોતી તથાપિ તમારા ચહેરા ઉપરનો વિકાર હું જોઇ શકતી હતી. તે ઉપરથી ચંદ્રપ્રભાની આર્જવતા અને તે બોલતી હતી તે વખતની તમારી ગંભિર મુદ્રા જોઇને મેં એજ વખતે તર્ક કર્યો હતો કે તે કોઇ બાબતને માટે તમારી પાસે ક્ષમા માગતી હોવી જોઇએ અને તેને તમે ક્ષમા આપેલી હોવી જોઇએ."

" તો પછી હવે એનું શું છે ? તું અત્યારે જે કામ માટે આવી છું એ કેમ કહેતી નથી ?" લક્ષ્મીદેવીએ પ્રશ્ન કર્યો.

"બાઇસાહેબ ! આપ કોણ છો એ મને ચોક્કસપણે માહિત નથી. તો પણ આપ કોઇ ખાનદાન કુટુંબનાં હોવાં જોઇએ એમ મારૂં મન મને કહે છે; અને તેથી આપના મુખમાંથી જે શબ્દ નિકળે તે સત્ય જ હોવું જોઇએ, એવી મારી ખાત્રી છે. ચંદ્રપ્રભાએ આપનો શો અપરાધ કર્યો છે તેપણ મને ચોક્કસ રીતે માલૂમ નથી, તદપિ તે અપરાધ મોટો હોવો જોઇએ એવો મારો તર્ક છે. તેથી મારી માન્યતા મુજબ આપ ચંદ્રપ્રભાના શબ પાસે આવીને તેના અપરાધની ક્ષમા આપશો એટલે તેના શબની આસપાસ ફરતા તેના આત્માને સંપૂર્ણ શાંતિ થશે."

"હં ! હં !" લક્ષ્મીદેવી બોલી: "સમજી, તેના શબ પાસે ઊભી રહીને 'તેં મારો જે કાંઇ અપરાધ કર્યો હોય તેની હું તને ક્ષમા આપું છું' એમ મારે કહેવું એવો તારો વિચાર છે. એમ કરવાથી જો તેના જીવને શાંતિ મળશે એવી તારી કલ્પના હોય તો હું તારી સાથે આવવાને તૈયાર છું."

લક્ષ્મીદેવીનું આ ભાષણ સાંભળતાં તેની બન્ને દાસીઓને ધ્રાસકો પડયો. જયા ગયાવયા કરતી બોલી: "બાઇસાહેબ ! દયા કરો—હું આપને હાથ જોડું છું. આપ દેખીપેખીને આ ઉપાધિમાં ન પડો—હું આપને પગે પડું છું !"

નર્મદા બોલી: "બાઇસાહેબ ! આ લબાડ સાધુડીના નાદે ન લાગો. આપણે અત્યારે પરદેશમાં છીએ. થોડો વિચાર કરો !"

"ચૂપ રહો !" લક્ષ્મીદેવી સત્તાત્મક સ્વરે તેમને દબડાવતાં બોલી: "હું પૂર્ણ વિચાર કર્યા સિવાય કોઇ પણ કાર્ય કરતી નથી." રાધા તરફ દ્રષ્ટિ કરીને બોલી: "વારૂ, તેનું શબ કયાં આગળ છે ?"

" તે કાંઇ અહીંથી બહુ દૂર નથી. " રાધાએ કહ્યું: " જ્યાં આપણે જવું છે તે જગ્યા અહીંથી લગભગ પાંચસોક કદમ દૂર હશે."

અલ્પ સમય વિચાર કરીને લક્ષ્મીદેવી બોલી: " તારી સાથે હું આવું તો ખરી, પણ તેં આ બધું તરકટ મને નવા સંકટમાં નાખવાને નહિ કર્યું હોય એની ખાત્રી શી ? કદાચ એમ પણ હોય કે જેઓ મારા બૂરામાં રાજી છે તેમણે કાંઇક યુક્તિ રચી હોય, જેની તને પણ માહિતી ન હોય. "

એ સાંભળીને રાધાએ ગાંભિર્ય પૂર્વક કહ્યું: " બાઇસાહેબ ! હું સોગન પૂર્વક કહું છું કે એમાં લેશ માત્ર પણ બ્હિવાનું કારણ નથી. એટલી આપ ખાત્રી રાખજો કે જ્યાં સુધી આ રાધાના દેહમાં પ્રાણ છે ત્યાં સુધી તે આપના એક વાળને પણ ઉની આંચ આવવા નહિ દે. બાઇસાહેબ ! આપના ઔદાર્ય અને સુસ્વભાવે લોહચુંબકની માફક મારૂં આપના તરફ આકર્ષણ કર્યું છે. આપના સુસ્વભાવનું હું શું વર્ણન કરૂં ! "

લક્ષ્મીદેવી બોલી: " બસ-બસ, રાધા ! હું તારા ઉપર વિશ્વાસ મૂકું છું-હું તારી સાથે આવું છું. "

લક્ષ્મીદેવીનો આ છેવટનો ઠરાવ સાંભળીને તેની દાસીઓ પુનઃ તેને અત્યારે અંધારી રાત્રીએ બહાર નહિ જવા માટે વિનવવા લાગી પરંતુ કાંઇક મમતા અને કાંઇક દાબથી તેણે તેમને શાંત કરી. તે પછી તે બન્ને જણીએ પણ તેની સાથે જવાનો આગ્રહ કર્યો, પણ લક્ષ્મીદેવીએ તેમનું સાંભળ્યું નહિ. છેવટે તે વિચાર કરીને બોલી: " જયા ! તું એકલી જ મારી સાથે ચાલ, અને, નર્મદા ! તું મારી રાહ જોતી અહીં જ બેસી રહે. જો મારી ગેરહાજરી દરમિ-

વાન કોઇ અહીં આવીને મારે માટે પૂછે તો તેને હું સૂઇ ગએલી છું, એ પ્રમાણે અથવા જેમ તને યોગ્ય લાગે તેમ કહીને સમજાવજે. ”

પોતાની દાસીને સાથે લેવામાં રાધાએ વાંધો લીધો નહિ, એ ઉપરથી તેના મનમાં દગો કરવાનો કાંઇ પણ ઇરાદો નથી, એમ લક્ષ્મીદેવીએ ધાર્યું. પછી તેણે પોતાના શરીરપર ધારણ કરેલાં સર્વ અલંકારો ઉતારીને એક પેટીમાં મૂકી દીધાં. કેમકે જો પોતાને લૂટવાનો રાધાનો ઇરાદો હોય તો તે સિદ્ધ થવા દેવો નહિ એવો તેનો હેતુ હતો. પછી બગીચાના પાછલા દ્વારની કુંચી લેઇને તે રાધા સાથે જવાને તૈયાર થઇ.

એ ત્રણે જણીઓ પાછલે છીને થઇને બગીચામાં આવી અને તેનું પાછલું બારણું ઉઘાડી બહાર પડી. બહારથી સાંકળ વાસી તેના ઉપર તાળું વાસી દીધું. રાધા આગળ અને તેની પાછળ લક્ષ્મીદેવી તથા તેની દાસી, એમ ત્રણે જણીઓ રસ્તાપર ઉતાવળે પગલે ચાલવા લાગી.

---

## પ્રકરણ ૧૪ મું.

---

### ચંદ્રપ્રભાનું શબ.

એ સમયની સ્ત્રીઓના પ્રમાણમાં લક્ષ્મીદેવી ઘણી હૂશિયાર હતી. ઉંચ કુળની રાજપૂત સ્ત્રીઓને જેટલું શિક્ષણ આપવાનો તે સમયે રિવાજ હતો તેટલું શિક્ષણ તેને મળેલું હતું. તદુપરાંત ન્હાનપણથી

જ રાજ્યકારભાર ચલાવવાનું તેના શિરપર આવવાથી તેને અનુભવ પણ સારો મળ્યો હતો. તેના મનમાં ધર્મનિષ્ટા જાગૃત હતી અને ઇશ્વર ઉપર તેની દ્રઢ શ્રદ્ધા હતી. ચંદ્રપ્રભાનો આકસ્મિક રીતે અંત આવેલો જોઇને તેને ઘણો ખેદ થયો હતો, અને એ કારણથી જ તે તેના શબ પાસે જવાને તૈયાર થઇ હતી.

લક્ષ્મીદેવી મૌનપણે રાધાની પાછળ ચાલતી હતી. જે રસ્તાપર તેઓ ચાલતાં હતાં ત્યાં માણસોનો ઝાઝો અવરજવર નહોતો. રસ્તાની બન્ને બાજુએ મોટાં મોટાં મકાનો હતાં. કૃષ્ણ પક્ષની રાત્રી હોવાને લીધે રસ્તામાં તદ્દન અંધકાર હતો. માત્ર કોઇ કોઇ મકાનની બારીમાંથી દીવાનો પ્રકાશ આવતો હતો. આ ત્રણે ચાલતાં હતાં તેવામાં એકાએક લક્ષ્મીદેવી અચકાઇને ઊભી રહી ગઇ !

એ ત્રણે જણીઓ એક મોટા મકાનની નજીક આવી પહોંચી તે જ વખતે સામેથી અજયસિંહને આવતો તેણે જોયો. તે મકાનમાં કરેલી બત્તીનો પ્રકાશ અજયસિંહના ચ્હેરા ઉપર પડવાથી લક્ષ્મીદેવી તેને ઓળખી શકી. તે અજયસિંહને ધીરોજી નાયક સમજતી હતી એ તો વાચકોના ધ્યાનમાં જ છે.

રાધાને આમાંની કશી વાતની ખબર પડી નહિ. કેમકે તે તો પાછળ જોયા સિવાય આગળ ચાલી જતી હતી. પણ પોતાની પાછળ કોઇના આવવાનો સણસારો નહિ થતો હોવાથી તેણે પાછળ જોયું તો લક્ષ્મીદેવીને સ્થંભિત થયેલી જોઇ. તે ઉતાવળે પાછી લક્ષ્મીદેવી પાસે આવીને બોલી: "કેમ ઊભાં રહ્યાં, બાઇ સાહેબ ?"

લક્ષ્મીદેવી બોલી: " હમણાં પેલી બાજુએ કોઇ ગયું એને તેં જોયું કે નહિ ?"

"બાઇ સાહેબ ! એવી નકામી શંકા શા માટે કરો છો ? જો હજી પણ આપના મનમાં કાંઇ શંકા રહેતી હોય તો આપ ખુશીથી પાછાં જાઓ ! જો એથી પણ આપની ખાત્રી થતી ન હોય તો લ્યો આ ખંજર ! જો હું આપની સાથે દગો કરૂં છું એવી આપની ખાત્રી થાય તો આપ ખુશીથી આ ખંજર મારી છાતીમાં ઘોંચી દેજો ! આ હથિયારનો કેમ ઉપયોગ કરવો એ તો આપ જાણતાં જ હશો. જો કોઇ પણ આપને ત્રાસ આપવાનો યત્ન કરે તો આ શસ્ત્ર વડે આપ તેનો પ્રાણ લેવાને શક્તિમાન્ છો. હવે તો બસ ને !"

"લાવ એ ખંજર !" એટલું કહીને રાધાના હાથમાંથી ખંજર લેઇને લક્ષ્મીદેવી બોલી: "આપણે જે સ્થળે જઇએ છીએ ત્યાં બીજું કોણ કોણ આવનાર છે તે મને કહે."

"હા, ત્યાં આપના સિવાય એક અન્ય મનુષ્ય આવનાર છે." રાધાએ કહ્યું: "પણ હું ભગવાન્ મહાકાળેશ્વરના સોગન ખાઇને કહું છું કે તે આપની સાથે એક શબ્દ સરખો પણ બોલનાર નથી કે આપને લેશ માત્ર પણ ઇજા કરનાર નથી ! હજી પણ બીજું કાંઇ પૂછવું હોય તો ખુશીથી પૂછો."

"થયું, ચાલ, થા, આગળ." લક્ષ્મીદેવીએ હુકમ કર્યો.

તે ત્રણે જણીઓ પાછી આગળ ચાલી. પોતાની સ્વામિની અહીંથી જ પાછી ફરશે એમ જયાને લાગ્યું હતું, પરંતુ તેમ થયેલું ન જોઇને તે નિરાશ થયા સરખી દેખાઇ. લક્ષ્મીદેવીનું મન પણ હવે દ્વિધા બન્યું હતું. પરંતુ રાધા ઉપરનો પોતાનો વિશ્વાસ દૂર કરવાને તેને મજબૂત કારણ મળ્યું નહિ એટલે તે આગળ ચાલી.

હાથમાં હથિયાર હોવાથી તેને વિશેષ ધૈર્ય આવ્યું હતું. આ પ્રસંગે તો ધીરાજી તરફથી તેને જરી પણ ત્રાસ થનાર નથી એવી તેની ખાત્રી થઇ હતી.

થોડી વારમાં જ એ ત્રણે એક મકાન પાસે આવી. રાધાએ બારણું ઉઘાડયું અને ત્રણે જણી અંદર પેઠી. તે મકાન બહુ જૂના સમયનું અને ભવ્ય હતું. પહેલો ચોક ઓળંગીને ચાલીમાં થઇને લક્ષ્મીદેવી બીજા ચોકમાં આવી. ત્યાં ચંદ્રપ્રભાની બન્ને દાસીઓ તેમની વાટ જોતી ઊભી હતી. તે મકાન એક તો ઘણું મોટું હતું અને તેમાં સર્વત્ર અંધકાર હોવાને લીધે વિશેષ ભયંકર લાગતું હતું. છેવટે તેઓ એક ઓરડીમાં દાખલ થઇ. આ ઓરડીમાં મંદ પ્રકાશ આપતો એક દીવો બળતો હતો.

આ ઓરડી ન્હાની પણ દેખાવે સુંદર હતી. તેમાં દરેક વસ્તુ વ્યવસ્થિતપણે ગોઠવેલી દેખાતી હતી. તેમાં એક પલંગ હતો. તે પલંગ ઉપર એક મશરૂની તળાઇ પાથરેલી હતી, જેનાપર ચંદ્રપ્રભાના શબને સૂવારેલું હતું. ઓરડીમાંના દીવાના મંદ પ્રકાશથી ચંદ્રપ્રભાના ચ્હેરા ઉપર આવેલી પ્રેતકળા સ્પષ્ટ દેખાતી હતી.

તે ઓરડીમાં એક પુરુષ ઊભો હતો. તેનો બાંધો ઉંચો અને શરીરે તે સ્હેજ પાતળો હતો. તે બન્ને હાથનો સ્વસ્તિક કરીને ચંદ્રપ્રભાના ચ્હેરા સામે જોઇને શાંતપણે એક પુતળાની માફક ઊભો હતો. તેના ચ્હેરા ઉપર પૂર્ણ ગાંભિર્યની છટા વિલસતી હતી. આ પુરુષ અજયસિંહ જ હતો એ વાચકોના લક્ષમાં કદાચ આવ્યું હશે.

તેના તરફ જોતાં લક્ષ્મીદેવી સ્હેજ ખમચાણી. તોપણ પ્રસંગાવધાન રાખીને બહુ જ ધીમા શબ્દોમાં તેણે પોતાની દાસીને કહ્યું: " છોકરી ! સંભાળ–ગભરાઇશ નહિ. તેની સ્ત્રીનું શબ પ્રત્યક્ષ અહીં પડેલું હોવાને લીધે તે આપણને અત્યારે કાંઇ પણ કરી શકનાર નથી. "

લક્ષ્મીદેવીએ જયાને વખતસર જ સૂચવી દીધું એ ઠીક થયું; નહિ તો તેણે ગભરાટને મારે બૂમ પાડી દીધી હોત. તેણે અજયસિંહને જોયો હતો અને તે પણ તેને પોતાની સ્વામિની માફક લૂટારાનો નાયક જ સમજતી હતી. તે મહા પ્રયત્ને સર્વ ધૈર્ય એકત્ર કરીને શાંત રહી. તો પણ તે લક્ષ્મીદેવીના પડખામાં જ ભરાઇ રહી હતી.

આ બાજુ અજયસિંહની પણ લક્ષ્મીદેવીને જોતાં વિચિત્ર અવસ્થા થઇ હતી. લક્ષ્મીદેવીને જોઇને તેને હર્ષ થયો હતો તેમ આશ્ચર્ય પણ ઉત્પન્ન થયું હતું. તે કાંઇક બોલવા જતો હતો, પરંતુ તેનો હેતુ કળી જઇને રાધાએ તેને ' આપ અત્યારે એક મૃત મનુષ્યના શબ પાસે છો ' એવી સૂચના કરી દીધી; એટલે તે મૌન રહ્યો.

તદપિ પોતાને જોઇને લક્ષ્મીદેવીના ચ્હેરા ઉપર કિંચિત્ ભીતિનું ચિન્હ ઉત્પન્ન થયું છે, એ વાત ચાણાક્ષબુદ્ધિના અજયસિંહના ધ્યાનમાં આવ્યા સિવાય રહી નહિ.

એ બન્નેને વિચાર કરવાનો સમય ન આપવાના ઇરાદાથી રાધા બોલી: " આ ચંદ્રપ્રભાનો સુંદર ચ્હેરો જોયો ? તે કેવો કુમળાઇ ગયો છે ! એતો બિચારી ગઇ જ ! પરંતુ હજી સુધી તેનો આત્મા તેની આસપાસ ફર્યા કરે છે. માટે બાઇસાહેબ ! આપ જે કાર્ય માટે આવ્યાં છો તે પૂર્ણ કરો એટલે તેનો આત્મા મુક્ત થાય ! "

ચંદ્રપ્રભાના કુમળાઇ ગએલા ચ્હેરાએ લક્ષ્મીદેવીના મન ઉપર અદ્‌ભુત અસર કરી હતી. તે જાણે ગાંભિર્યની મૂર્તિમંત પુતળી હોય એવી લાગતી હતી. તે જ્યારે પોતાની પ્રેમાળ મૃદુ વાણીથી ક્ષમાના શબ્દો ઉચ્ચારવા લાગી, તે વખતે જાણે આકાશમાંથી કોઇ દેવી નીચે ઉતરી આવીને પોતાની અમૃતમય વાણીથી તે શબ ઉપર સંજીવની મંત્રનો પ્રયોગ કરતી હોયની એવો ભાસ થતો હતો ! તે જો કે ધીમે ધીમે બોલતી હતી તોપણ શાંતપણે અને હૃદયના ઊંડા ભાવ પૂર્વક બોલતી હોવાને લીધે તેનો પ્રત્યેક શબ્દ ત્યાં ઊભેલાં સર્વના કર્ણમાં રૂપાની ઘંટડીના રણકારા જેવો લાગતો હતો.

તે બોલી " બાઇ ચંદ્રપ્રભા ! તું જીવતી હતી તેજ સમયે મેં તારા સર્વ અપરાધોની તને ક્ષમા આપી હતી. તેં મારો શો અપરાધ કર્યો હતો અને શા કારણથી કર્યો હતો એની મને બિલકુલ માહિતી નથી; તો પણ હું કહું છું કે તેં મન, વાચા અને કાર્યથી જે કાંઇ મારો અપરાધ કર્યો હોય તેની હું તને માફી આપું છું. પરમકૃપાળુ પરમાત્મા પ્રત્યે પણ દ્વિકર જોડીને હું પ્રાર્થના કરૂં છું કે તે મહાન્ દયાળુ ભગવાન્ તને તારાં સર્વ પાપોથી મુક્ત કરીને તારો ઉદ્ધાર કરો ! " લક્ષ્મીદેવી વિશેષ બોલવા જતી હતી પણ તેનું હૃદય ભરાઇ આવવાથી તેના મુખમાંથી સ્પષ્ટ શબ્દોચ્ચાર થઇ શકે તેમ નહોતું.

ચંદ્રપ્રભાની દાસીઓ અને જયાનાં નેત્રોમાંથી ખળખળ આંસુ વ્હેતાં હતાં. અજયસિંહની આંખોમાં પણ પાણી ભરાઇ આવ્યું હતું. રાધાની પણ એવીજ સ્થિતિ થઇ હતી. એ સમયનો શાંત

અને ગંભિર દેખાવ પત્થરને પણ પીગળાવી નાખે તેવો હતો. લક્ષ્મી દેવી ગળગળા અવાજે છેવટના શબ્દો કાંઇક આવેશ પૂર્વક બોલી: “ હે પ્રભુ ! હે દયાધન ! આ જગતનાં પાપી મનુષ્યોપર દયાનો વર્ષાદ વર્ષાવો ! ભવભીડભંજન ભગવાન્ ! આ જગત્માં હું કોઇને મારા મનથી મારૂં દુસ્મન માનતી નથી. પરંતુ જે કોઇ પોતાના મનથી મને પોતાને પોતાની દુશ્મન તરીને માનતું હોય તેમને પણ આ બાઇના જેવું દુઃખ ન હોજો ! ”

બસ, આટલા શબ્દો બોલીને લક્ષ્મીદેવી પલંગ પાસેથી દૂર થઇ. તે વખતે પણ અજયસિંહે લક્ષ્મીદેવી સાથે બોલવાની ઇચ્છા કરી, પરંતુ ચતુર રાધાએ તત્કાળ તેની ઇચ્છા જાણી લેઇને તેને મૌન રહેવા સૂચવ્યું. વળી ચાલુ પ્રસંગ તરફ લક્ષ આપીને અજયસિંહે પણ આત્મસંયમન કર્યું.

રાધાએ લક્ષ્મીદેવીને કહ્યું: “ હવે આપને જવું હોય તો હરકત નથી. ” એમ કહીને તે આગળ થઇ એટલે લક્ષ્મીદેવી પણ પોતાની દાસી સાથે તેની પાછળ ત્વરિત પગલે ચાલવા લાગી. તેણે એક વખત પણ પાછી ફરીને તે ઓરડી તરફ પુનઃ નજર નાખી નહિ.

“ બાઇ સાહેબ ! ” રાધા બોલી: “ ચાલો, હું આપની સાથે આપને પેલા બગીચાના દરવાજા સુધી પહોંચાડવા આવું છું. આપ એક વખત આપના મકાનમાં સુખરૂપ પહોંચ્યા એટલે હું છૂટી ! બાઇ સાહેબ ! મારી ખાત્રી છે કે જ્યારે આપ ઘેર પહોંચશો ત્યારે મારા માટે આપને ક્ષણભર પણ જે સંશય આવ્યો હતો તે વ્યર્થ હતો એમ લાગ્યા સિવાય રહેશે નહિ. ”

રાધા એમ બોલતી હતી તે દરમિયાન તેઓ તે મકાનના દરવાજા પાસે આવી પહોંચી. ચંદ્રપ્રભાની એક દાસી દરવાજા સુધી દીવો લેઇને તેમને પહોંચાડવા આવી હતી. તેણે દરવાજાની બારી ઉઘાડી. ત્રણે જણીઓ તેમાંથી બ્હાર પડી અને એક વખત ફરીથી રાજમાર્ગ ઉપર આવી.

કોઇ પણ પ્રકારની હરકત આવ્યા સિવાય એ ત્રણે જણીઓ બગીચાના પાછલા દ્વાર આગળ સુખરૂપ આવી પહોંચી. લક્ષ્મીદેવીએ બારણું ઉઘાડયું અને જયાને અંદર દાખલ કરી. જયાને પોતાના ઉપરથી એક મોટું પ્રાણસંકટ ટળ્યું હોય એટલો આનંદ થયો. લક્ષ્મીદેવીએ બગીચામાં દાખલ થઇને રાધાને તેનું ખંજર પાછું આપ્યું અને કહ્યું: " રાધા ! પ્રથમ મારા મનમાં તારા માટે સંદેહજ અવિશ્વાસ ઉત્પન્ન થયો હતો ખરો. પરંતુ હવે તે અવિશ્વાસ પૂર્ણપણે દૂર થયો છે અને આજના બનાવથી તેં મારૂં અંતઃકરણ ખરેખર જીતી લીધું છે. તારે જ્યારે કાંઇ પણ જરૂર હોય ત્યારે ખુશીથી મારી પાસે આવવું. મને તું તારી મૈત્રિણી જ સમજજે."

" મને આપ જે માન આપો છો તે માટે હું આપનો આભાર માનું છું." રાધા બોલી: " મારી આપને એટલી વિનતિ છે કે કદાચ મારો અને આપનો ફરીથી મેળાપ થાય તો આપ આ રાધા ઉપર બિનશક વિશ્વાસ રાખજો. હું ઇચ્છું છું કે હું આપને કોઇ વખત ઉપયોગી થઇ પડું. વારૂ, ત્યારે હું જાઉં છું."

" પણ રહે. માત્ર મારા એક જ પ્રશ્નનો ઉત્તર મને આપતી જા." લક્ષ્મીદેવીએ કહ્યું: " તારા વર્ત્તન ઉપરથી તું ઘણું જા-

ણુતી હોવાં જોઇએ એમ મને લાગે છે. તો કહે, ચંદ્રપ્રભાએ એવો મને શો મોટો અન્યાય કર્યો હતો ?"

રાધાએ જતાં જતાં ઉતાવળે જણાવ્યું: "બાઇ સાહેબ ! એ કાંઇ હું જાણતી નથી–જાણતી હોઉં તો પણ કહેવાનો મને અ-ધિકાર નથી !" એટલું કહીને એક ક્ષણ માત્રમાં તે રસ્તા ઉપરના અંધકારમાં અદ્રશ્ય થઇ ગઇ.

"બાઇ સાહેબ ! આપ સુરક્ષિત પાછાં આવ્યાં એ ઇશ્વરની મોટી કૃપા જ સમજવી !" ચાલતાં ચાલતાં જયા શાંત ચિતે બોલી.

તે બન્ને જણી બગીચામાં થઇને મકાનના પાછલે દરવાજે આવી, અને ત્યાંથી પાછલા જીના ઉપર ચઢી ઉપર પોતાની ઓ-રડીમાં જઇ પહોંચી. નર્મદા તો ત્યાં એકેક પળ ગણતી બેઠી હતી. એ બન્નેને સુરક્ષિત પાછી આવેલી જોઇને તેના મનને પણ શાંતિ થઇ.

રાત્રીએ દિર્ઘ સમય પર્યંત લક્ષ્મીદેવીના મનમાં ચંદ્રપ્રભા અને શ્રીરાજી વિષે વિચાર ચાલ્યા કરતા હતા. બાળભદ્રદાસ ગામડેથી ક્યારે પાછા આવે એમ તેને થતું હતું. તેમણે જે મહત્ત્વના કામ માટે તેને બોલાવી હતી, તે કામ શું હશે એ તેના ધ્યાનમાં આવી શકતું નહોતું. વચ્ચે વચ્ચે ચંદ્રપ્રભાની સુંદર મૂર્તિ તેની સન્મુખ ખડી થતી હતી, અને તરૂણ અવસ્થામાં આવી રીતે અકસ્માત તેનું મૃત્યુ થયેલું જોઇને આ મૃત્યુલોકની ક્ષણભંગુરતા વિષે પણ તેના મનમાં અનેક વિચારો આવતા હતા. એમ કરતાં મોડી રાત્રે તેને નિદ્રા આવી ગઇ.

બીજે દિવસે સ્હવારે તે પ્રાતર્વિધિ આટોપીને બાગમાં ફરવાને ગઇ. ફરતાં ફરતાં લતામંડપ નીચે એક પાટ ઉપર આવીને બેઠી. તે થોડી વાર બેઠી હશે એટલામાં તેની નજર મકાનની મેડી તરફ ગઇ. તે મકાનમાં બીજે મજલે એક બારીમાં કોઇ પુરુષનો ચ્હેરો તેણે જોયો. એ જોતાં જ તે સ્થંભી ગઇ. તે જેનાથી બ્હિતી હતી એ જ ભયંકર ધીરોજી બળભદ્રદાસના મકાનમાં ! આ મનુષ્ય અહીં કેવી રીતે અને શા માટે આવ્યો હશે એનો વિચાર કરતી તે સ્તબ્ધ ઊભી રહી. વિચારગ્રસ્તતાને લીધે તેણે બૂમ પણ પાડી નહિ. વાસ્તવિક રીતે તે અજયસિંહ જ હતો એમ અત્ર કહેવાની જરૂર નથી. તેણે પણ બારીમાંથી લક્ષ્મીદેવીને જોઇ હતી અને તેના મુખમાંથી પણ આશ્ચર્યનો ઉદ્દગાર બહાર પડયો હતો. પણ લક્ષ્મીદેવી અને તેના વચ્ચે અંતર વિશેષ હોવાથી તે સ્પષ્ટપણે લક્ષ્મીદેવી સાંભળી શકી નહિ. એટલામાં બળભદ્રદાસની પુત્રી ત્યાં આવી અને તેણે પૂરતી સભ્યતા પૂર્વક લક્ષ્મીદેવીને બળભદ્રદાસ ગામડેથી પાછા આવ્યાના સમાચાર જણાવ્યા.

એ સાંભળીને લક્ષ્મીદેવીના મનમાં અનિર્વાચ્ય આનંદ થયો. તે સ્વગત બોલી: " અહા ! પ્રભુ ! તારો આ કેટલો મોટો ઉપકાર !" કેમકે પોતાનો રક્ષણકર્ત્તા નજીક હોવાથી ધીરાજીનો ભય રાખવાનું કારણ નથી એમ તેને લાગ્યું, અને એ કારણથી તેના મનને અત્યંત શાંતિ થઇ.

બપોરે લક્ષ્મીદેવીએ પોતાની ઓરડીમાં જ ભોજન મંગાવીને જમી લીધું. તે પછી તેણે થોડાક સાધારણ અલંકારો પોતાના શરીર ઉપર ધારણ કર્યા અને પોતાની યોગ્યતાને છાજે તેવાં વસ્ત્રો

પ્હેર્યાં. પેલી જાદુઇ માણિક્ય–મુદ્રિકા પોતાની આંગળીમાં ઘાલવાનું તે ભૂલી નહોતી. તે બળભદ્રદાસને મળવાને તૈયાર થઇને બેઠી, કેમકે જ્યારે સ્હવારે બળભદ્રદાસની દીકરી તેને શેઠ આવ્યાના સમાચાર ક્હેવા આવી હતી ત્યારે તેણે જણાવ્યું હતું કે બપોરે જમ્યા પછી શેઠ તેને મળવાને બોલાવશે. થોડી વારે બળભદ્રદાસની દીકરી આવી અને બોલીઃ " ચાલો, પિતાજી આપની રાહ જોતા બેઠા છે. "

લક્ષ્મીદેવી તેની પાછળ પાછળ એક મોટા દિવાનખાનામાં ગઇ. તે દિવાનખાનું ઉત્તમ પ્રકારે શણગાર્યું હતું. ત્યાં ચાર સોફા વ્યવસ્થિત રીતે ગોઠવેલા હતા. ગાદીવાળી ચાર–પાંચ ખુરશીઓ પણ હતી. એક ઉંચી ગાદી અને તેના ઉપર મોટો તકીઓ પણ પૂર્વ તરફની ભિંત પાસે બિછાવવામાં આવ્યાં હતાં. એક સોફા ઉપર એક પૂજ્ય વૃદ્ધ ગૃહસ્થ બેઠા હતા. તેની નજીક એક ખુરશી ઉપર કોઇ પુરુષ બેઠેલો છે એ લક્ષમાં આવતાં જ લક્ષ્મીદેવીએ તેના તરફ જોયું તો જેને તે ' **ધીરોજી નાયક** ' સમજતી હતી તેજ મનુષ્ય ત્યાં તેની દ્રષ્ટિએ પડ્યો !

---

## પ્રકરણ ૧૫ મું.

---

### બળભદ્રદાસ શેઠ.

બળભદ્રદાસ શેઠના દિવાનખાનામાં આ રીતે અજયસિંહ અને લક્ષ્મીદેવીની દ્રષ્ટાદ્રષ્ટ મળતાં જ, તે ઉભયના મનમાં પરસ્પરના સંબંધમાં ચમત્કારિક વિચાર ઉત્પન્ન થયા. અજયસિંહે પહેલી વાર

લક્ષ્મીદેવીને જોઇ ત્યારથી જ તેના મન ઉપર લક્ષ્મીદેવીના સૌંદર્યની સજ્જડ છાપ પડી રહી હતી. તે પછી પુષ્કળ વાર તેની સુંદર મૂર્તિ તેનાં નેત્રો સામે આવી હતી; અને તે પોતાને શા કારણથી એકા એક છોડીને ચાલી ગઇ એ તેના ધ્યાનમાં આવી ન શકવાથી તેના મનમાં ઘણો ખેદ થતો હતો. આ તરફ લક્ષ્મીદેવી આ લૂટારાનો સરદાર ધીરોજી અહીં શા માટે આવ્યો હશે એ બાબતનો વિચાર કરતી હતી. ચંદ્રપ્રભાને લગતો જે બનાવ બન્યો હતો તે હજી તેનાં નેત્રો સામે તાજો જ હતો; અને તેથી જ આ પ્રસંગે તેને ચંદ્રપ્રભાનું સ્મરણ થવાથી તેણે પોતાના મનથી માનેલા ચંદ્રપ્રભાના પતિને, તેનું નામ જાહેર કરીને, મુશ્કેલીમાં ઉતારવો નહિ એમ વિચાર કર્યો અજયસિંહ પોતાનાં નેત્રો વડે તેના રૂપનું પ્રાશન કરતો હતો; પરંતુ લક્ષ્મીદેવી તો નીચી નજર રાખીને બાળભદ્રદાસ શું કહે છે તે જાણવાને ઉત્સુક બની રહી હતી.

બાળભદ્રદાસ શેઠની ઉમર લગભગ શીતેર વર્ષની હતી. તેના સર્વાંગ ઉપર જરાએ પોતાનું સામ્રાજ્ય જમાવ્યું હતું, તોપણ જરાની સત્તાનું ઉલ્લંઘન કરવા જેટલી શક્તિ તેના અંગમાં હજી સુધી હતી તેમ તેના બાંધા ઉપરથી જણાઇ આવતું હતું. તેણે શુભ્ર વસ્ત્રો ધારણ કર્યાં હતાં. તેના કેશ રૂપેરી રંગના બની ગયા હતા. તેની મુદ્રા અતિ શાંત, સૌમ્ય અને ગંભિર દેખાતી હતી. એથી અપરિચિત મનુષ્યના મનમાં પણ પ્રથમ દ્રષ્ટિએ જ તેના માટે પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થતી. તેના ચ્હેરા ઉપરથી તેના અપ્રતિમ ઐાદાર્યનો પણ ભાસ થતો હતો. તેનામાં વફાદારી અને ઔદાર્યનો કેટલે અંશે વાસ હતો એનો પરિચય અલ્પ સમયમાં જ વાચકોને

થનાર હોવાથી તદ્વિષયે અત્ર વિસ્તારથી વિવેચન કરવાની આવશ્યકતા નથી.

અજયસિંહે આ સમયે ઉમદા પોષાક ધારણ કર્યો હતો. પરંતુ લક્ષ્મીદેવીના પોષાક સાથે સરખાવતાં તેનો પોષાક ફીક્કો પડી જતો હતો. બળભદ્રદાસે લક્ષ્મીદેવી તરફ પોતાની દ્રષ્ટિ ફેરવી કે તેજ વખતે તેનું અપ્રતિમ સૌંદર્ય જોઇને તે આશ્ચર્યચકિત બની ગયો અને કેટલોક સમય સ્થિર દ્રષ્ટિએ લક્ષ્મીદેવીના મુખ સામે જોઇ રહ્યો.

બળભદ્રદાસે વિનિત શબ્દોથી તેનું સ્વાગત કર્યું અને તેને પોતાની સામે પડેલા સોફા ઉપર બેસવાનું કહ્યું. તે સોફા ઉપર બેઠા પછી પણ કેટલોક સમય સુધી બળભદ્રદાસ તેની સામે મીટ માંડીને જોઇ રહ્યો હતો. અત્યારે તેનું તેના સૌંદર્ય તરફ લક્ષ નહોતું, પરંતુ તે લક્ષ્મીદેવીની મુખચર્યા ઉપરથી તેના સ્વભાવની પરીક્ષા કરતો હતો. બળભદ્રદાસે પોતાના જીવનકાળમાં અનેક પ્રકારના પ્રસંગો અનુભવેલા હોવાથી પોતાના પરિચયમાં આવનાર મનુષ્યના ચ્હેરા ઉપરથી તેના સ્વભાવની પરીક્ષા કરવાની કળા તેને સારી રીતે અવગત થઇ હતી. તે આડી નજરે આ બન્ને તરફ જોતો હતો. આ બન્નેનો સ્વભાવ ઉમદા છે એ ધ્યાનમાં આવતાં તેને ઘણો આનંદ થયો. થોડી વારે તે એ ઉભયને સંબોધીને બોલવા લાગ્યો: “ મારાં મિત્રો !—હા જો કે આ મારી અને આપની પહેલી જ મુલાકાત છે છતાં પણ હું આપને મારાં મિત્ર જ માનું છું—આપ મારી ઉમર તરફ લક્ષ આપશો નહિ ! હું જો કે વયોવૃદ્ધ છું તોપણ રાણી સાહેબ ! આપના કરતાં મારી

યોગ્યતા ઘણી જ ઓછી છે; અને કુમાર સાહેબ ! આપનું કુળ પણ બહુ ઉંચું અને ખાનદાન છે. ”

જે સ્રીના સૌંદર્યથી પોતે ચકિત થયો હતો તે કોઇ ગામની રાણી છે એમ જાણતાં અજયસિંહને તો અતીવ આશ્ચર્ય ઉત્પન્ન થયું. તેમ જ પોતે જેને લૂટારો સમજે છે તે કોઇ મોટી પદવીનો માણસ છે એવું ધ્યાનમાં આવતાં લક્ષ્મીદેવી પણ અચંબામાં પડી ગઇ. પણ તુરત તેને લાગ્યું કે એમ કાં ન હોય કે ધીરોજી અત્યારે રાજાના જેવો પોશાક ધારણ કરીને અહીં આવ્યો હોય ! કેમકે જુદી જુદી જાતનો વેશ ધારણ કરવામાં એ કુશળ છે એ વાત તેને ધર્મશાળાના રખેવાળે કહી હતી.

અજયસિંહ બળભદ્રદાસની ડાબી તરફ અને લક્ષ્મીદેવી જમણી બાજુએ બેઠાં હતાં. તે બન્નેની સામે જોઇને બળભદ્રદાસે પાછું બોલવાનું શરૂ કર્યું: “ આપ બન્નેના ચ્હેરા તરફ જોઇને મારા જેવા વયોવૃદ્ધને પણ અતિ આનંદ થાય છે. મને લાગે છે કે આપ બન્નેની મુલાકાતનો આ પહેલો જ પ્રસંગ હોઇને મારે જ આપ બન્નેની અરસપરસ ઓળખાણ કરાવવી જોઇશે. પરંતુ તેમ કરતાં પહેલાં, રાણી સાહેબ ! આપ વૈતાળગઢનાં રાણી લક્ષ્મીદેવી છો તે બાબતની મારી ખાત્રી થવાને, મેં આપના તરફ મારા વિશ્વાસુ સંગ્રામસિંહની સાથે જે મુદ્રિકા મોકલી હતી તે મને બતાવો જોઇ ! ”

લક્ષ્મીદેવીએ પોતાના જમણા હસ્તની આંગળીમાંથી વીંટી કાઢીને તે વૃદ્ધ શેઠના હાથમાં આપી; અને અજયસિંહ પણ પોતાના કમરબંધના ખીસામાંથી પોતાની પાસેની વીંટી કાઢીને

બોલ્યો: “ અને જૂઓ આ મારી વીંટી. માર્ગમાં એક ભિખારીને કાંઇક પૈસા આપવાને કોથળી છોડતાં આ વીંટી તે કોથળીમાંથી પડી ગઇ હતી ત્યારપછીથી હું તેને બહુ સાચવીને રાખું છું ! ”

લક્ષ્મીદેવી તથા અજયસિંહે આપેલી વીંટીઓ દરેક રીતે એક-સરખા જ હતી. તેની કારીગીરી પણ એકસરખી અને તેમાં જ-ડેલાં માણેક તથા માણેક ઉપર સર્પની ફેણનો આકાર એ બધું એક જ સરખું હતું. આ એક જ જાતની બન્ને વીંટીઓને એકી સાથે જોતાં લક્ષ્મીદેવીને કેટલું બધું આશ્ચર્ય થયું હશે તેની વાચ-કોએ જ કલ્પના કરી લેવી. આ શો પ્રકાર બની ગયો ! પ્રવાસમાં એક પછી એક જે વિલક્ષણ હકીકત બની હતી તેથી પોતાની ગેરસમજ થવાને લીધે પોતે આ મનુષ્યને બીજો જ મનુષ્ય ધારીને તેની સાથે જે ચમત્કારિક વર્ત્તન ચલાવ્યું હતું તેમાં મોટી ભૂલ કરી છે એમ લક્ષ્મીદેવીના મનમાં આવતાં વાર લાગી નહિ. તે ઘોંટાળામાં પડી ગઇ.

જે પ્રમાણે વ્યાપારી રત્નની પરીક્ષા કરે છે, તે પ્રમાણે શાંત-પણે આ બન્ને વીંટીઓ સામે જોતો બળભદ્રદાસ બોલ્યો: “ મેં આપ ઉભયને બોલાવવાને સંગ્રામસિંહને મોકલ્યો હતો તે વખતે જે મુદ્રિકાઓ તેને આપી હતી તેજ મુદ્રિકાઓ આ છે એમાં જરા પણ શંકા નથી. આ બાઇ સાહેબ વૈતાળગઢનાં રાણી સાહેબ છે અને એમને એમનાં અપ્રતિમ સૌંદર્યને લીધે ‘ ઉર્વશી ’ નું ઉપનામ પ્રાપ્ત થયું છે તે તદ્દન યુક્ત છે. તે જ પ્રમાણે આ ગૃહસ્થનું નામ અજયસિંહ છે. તેમને સુવર્ણગઢના રાજાસાહેબે પોતાના દત્તક પુત્ર કરી લીધા છે. તેઓ અત્યારે પોતાના પિતાને રાજ્યકાર્યભારમાં

ઉત્તમ પ્રકારે સહાય કરે છે!" આ પ્રમાણે તેણે એક બીજાને એક બીજાની ઓળખાણુ આપી.

"શેઠ સાહેબ!" લક્ષ્મીદેવી બોલી: "મારી અને આમની આ કાંઇ પહેલી જ મુલાકાત નથી એ મારે આપને જણાવવું જોઇએ. તેમજ એમની સાથે પહેલાં મારી ગેરસમજને લીધે જે અયોગ્ય વર્ત્તન મેં ચલાવ્યું હતું તે માટે અત્યારે મને ઘણોજ ખેદ થાય છે એ પણ હું પ્રાંજલપણે કબૂલ કરૂં છું."

"શું કહો છો?" બળભદ્રદાસ આશ્ચર્યસહ બોલ્યો: "મારૂં તો એવું જ માનવું હતું કે તમે બન્ને આ પૂર્વે કદી પણ મળ્યાં નહિ હો—એક બીજાને એક બીજાના નામની પણ ખબર નહિ હોય!"

"હા, અમારી પ્રથમ મુલાકાત થઇ હતી." લક્ષ્મીદેવી બોલી: "એ વાત કાંઇ બહુ લાંબી નથી. હું અહીં આવતી હતી ત્યારે માર્ગમાં એક ધર્મશાળામાં રાત્રી રહી હતી. તે વખતે મારી આ વીંટી કોઇ ચોરી ગયું હતું. બીજે દિવસે માર્ગમાં આમની મુલાકાત થઇ. કેટલોક વખત પરસ્પરના સહવાસમાં પ્રવાસ કર્યા પછી રસ્તામાં ભિખારીઓ મળ્યાં. તેમને કાંઇક આપવાને માટે આમણે પોતાની કોથળી છોડતાં તેમાંથી આ વીંટી નીકળી જમીન ઉપર પડી. તે મારા જોવામાં આવતાં એ વીંટી પણ મારી વીંટીના જેવીજ હોવાથી તે વીંટી મારી છે એમ જ મેં માની લીધું. એ કારણથી આમને માટે મારી ગેરસમજ થઇ અને લાગ મળતાં જ હું તેમનાથી છૂટી પડીને ચાલી નીકળી! તે પછી કાંઇક ચમત્કારિક રીતે મારી વીંટી મને અનાયાસે પાછી પ્રાપ્ત થઇ. જો કે તે વખતે પણ આ ગૃહસ્થ માટેની મારી ગેરસમજ દૂર થઇ શકી નહોતી. પરંતુ અત્યારે જ્યારે

આ બન્ને એકજ સરખી વીંટીઓ મારી નજરે પડી ત્યારે મારૂં અત્યાર સુધીનું માનવું ભૂલ ભરેલું હતું એમ મને જણાઇ આવ્યું છે. ”

“ હવે બરોબર ! ” અજયસિંહ વચ્ચે બોલી ઊઠયો: “ આપ એકાએક શા કારણથી ચાલ્યાં ગયાં એ વાતનો હવે બરોબર ખુલાસો થયો. સંયોગો જોતાં મારા પાસેની વીંટી આપની દ્રષ્ટિએ પડતાં આપની વીંટીનો ચોર હું છું એવું કદાચ આપને લાગી આવે તો તેમાં કાંઇ નવાઇ નથી.”

એનો લક્ષ્મીદેવીએ કાંઇ પણ જવાબ આપ્યો નહિ. તે નીચું માથું કરીને બેઠી હતી, અજયસિંહ અને ધીરોજી જુદી જુદી વ્યક્તિઓ છે એ બાબતમાં તો તેને જરી પણ શંકા રહી નહોતી. તથાપિ તે ચંદ્રપ્રભાના શબ પાસે શા માટે આવ્યો હતો એ બાબત તે પોતાના મનનું સમાધાન કરી શકી નહિ. વળી અજયસિંહે એ પ્રસંગે થએલી મુલાકાતના સંબંધમાં પોતાના ભાષણમાં કિંચિત્ પણ ઉલ્લેખ કર્યો નહોતો એ ઉપરથી એ વાત ગુપ્ત રાખવાનું અજયસિંહને કાંઇ મહત્ત્વનું કારણ હશે, એવી તેણે પોતાના મનમાં કલ્પના કરી.

બાળભદ્રદાસ બોલ્યો: “અસ્તુ! ત્યારે તમારી બન્નેની પૂર્વે એક વખત મુલાકાત તો થઇ હતી ખરી ! પણ બાઇ સાહેબ ! આપના મનમાં હવે કોઇ પ્રકારની શંકા રહી નથી એ જાણીને મને અત્યંત આનંદ થાય છે. ”

પરંતુ અહીંઆ અજયસિંહ અને લક્ષ્મીદેવીના મનની કેવી અવસ્થા હતી ? પોતાને માટે લક્ષ્મીદેવીના મનમાં પુનઃ વિશ્વાસ ઉત્પન્ન થયેલો જાણીને અજયસિંહને ઘણો આનંદ થયો હતો. પણ અ-

જયસિંહ કોણ છે એ જાણ્યા પછી લક્ષ્મીદેવીના મનમાં કાંઇક અપૂર્વ ભાવના ઉત્પન્ન થવા લાગી. લજ્જાને લીધે તેના ગાલ ઉપર લાલી આવી ગઇ. તેનાં નેત્રો ચંચળ બની ગયાં. તે અજયસિંહ સામે નજર માંડીને જોઇ શકતી નહિ. તેનું અંગ કિંચિત્ કમ્પતું હતું અને તેના સુંદર મુખકમળ ઉપર પ્રસ્વેદબિન્દુ ઝળકવા લાગ્યાં હતાં. તથાપિ પોતાની આવી સ્થિતિ શાથી થઇ એ તે સમજી શકી નહિ.

જો કે વૃદ્ધ બળભદ્રદાસ તો તેની આ સ્થિતિ થવાનું કારણ તુરત જ સમજી ગયો અને બોલ્યો: "રાણી સાહેબ! સૌંદર્યના વિષયમાં જેવી આપની પ્રસિદ્ધિ છે, તેવી જ સદ્‌ગુણ અને શહાણપણાના સંબંધમાં પણ ખ્યાતિ છે. જો કે આપ ઉભયને પરસ્પરના સંબંધમાં વિશેષ માહિતી નથી, તો પણ આપ બન્ને વચ્ચે નજીકનું સગપણ છે–મારે સ્પષ્ટ રીતે જણાવી દેવું જોઇએ કે અજયસિંહ આપનાં ફોઇના દીકરા થાય છે!"

આ વૃદ્ધ જનના એ શબ્દો સાંભળતાં તે બન્ને શ્રોતાજનોને પરમાવધિપૂર્વક આશ્ચર્ય ઉપજ્યું. પોતાની વચ્ચે આટલું નજીકનું સગપણ હોવા છતાં આજ સુધી એક બીજાની જરા પણ માહિતી નહોતી એ જાણીને તેમને બન્નેને મોટું નવલ લાગ્યું!

"પ્રિય બાળકો!" બળભદ્રદાસ બોલવા લાગ્યો: "હું તમને આ કાંઇ ખોટું કહેતો નથી. વૈતાળગઢના મહા પ્રતાપી પ્રાતઃસ્મરણીય મહારાજા સૂર્યસિંહજીનાં લક્ષ્મીદેવી પૌત્રી અને અજયસિંહજી આપ દૌહિત્ર છો. ઇશ્વરની કૃપાથી આજે તમો બન્નેનો મેળાપ થયો એ તેનો મોટો ઉપકાર જ સમજવો–તેની લીલા અગાધ છે!"

આ વખતે એ બન્ને તરૂણોનાં મનમાં તે વૃદ્ધ ગૃહસ્થને માટે એટલી બધી પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થઇ કે એ બન્નેએ એકી સાથે ઊભાં થઇ આગળ આવીને બળભદ્રદાસના ચરણ પાસે જમીન ઉપર બેસી જઇ તેને પ્રણામ કર્યા. બળભદ્રદાસે તેમને એ પ્રમાણે કરતાં અટકાવવાનો પ્રયત્ન કર્યો, પરંતુ તેમણે તેનું સાંભળ્યું નહિ. તે બોલ્યો; "ઊઠો, ઊઠો, પ્રિય બાળકો! તમે બન્ને તમારી જગ્યાએ બેસો. હજી મારે તમને ઘણી અગત્યની વાત કહેવાની છે કે જે સાંભળીને તમે આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયા સિવાય રહેશો નહિ."

બળભદ્રદાસનું હૃદય આર્દ્ર બની ગયું હતું. તેનાં ફેફસાં ઉંચાં નીચાં થતાં હતાં અને તેનો શ્વાસ ધમણની પેઠે ચાલતો હતો. બન્ને યુવક યુવતિ પોતાનાં આસને બેઠાં પછી તેણે જરા વિશ્રાંતિ લેઇને પોતાને કહેવાની હકીકતનો પ્રારંભ કર્યો.

તે બોલ્યો: "બાઇ સાહેબ! જો આ હકીકત મારે આપને એકલાંને જ કહેવાની હોત તો એ હું ટુંકામાં જ કહી શકત. કેમકે આપ તો આપના પોતાના રાજ્યનો ઉપભોગ કરો જ છો, પરંતુ અજયસિંહજીની સ્થિતિ એવી નથી. તેઓ તો તેમનાં માતાપિતા કોણ છે એ સુદ્ધાંત જાણુતા નથી. તે માટે મારે આપનો આગલો ઇતિહાસ જરા વિસ્તારપૂર્વક જણાવવો પડશે. આપના બન્નેના વડીલ સૂર્યસિંહજી વૈતાળગઢના રાણા હતા. તેઓ દક્ષ અને શૂરવીર હતા. તેમણે પોતાના રાજ્યમાં અનેક પ્રકારની સુવ્યવસ્થા કરી પોતાની પ્રજાનું પુત્ર પ્રમાણે પાલન કર્યું હતું. આશરે પચ્ચીશ વર્ષ ઉપર કે જે વખતે આપનામાંથી એકેનો જન્મ નહોતો, તે વખતે એક દિવસ એક સાધુ તેમની પાસે આવ્યો સૂર્યસિંહજીને સાધુ સંતોની સેવા કરવાનું બહુ પસંદ હતું.

કોઇ પણ સાધુ કે સન્યાસી તેમની પાસેથી સત્કાર પામ્યા સિવાય પાછો ગયો નહિ હોય. એ સાધુએ સૂર્યસિંહજી સાથે એકાન્તમાં વાતચીત કરવાની ઇચ્છા દર્શાવી. તે બન્ને સૂર્યસિંહજીના ગુપ્તગૃહમાં ગયા એટલે સાધુ બોલ્યો: 'મહારાજ ! મારે કાંઇક ગુપ્ત વાર્તા આપને નિવેદન કરવાની છે. આ પૂર્વે ફક્ત ત્રણ મનુષ્યો જ એ વાર્તાથી માહિતગાર હતા. પણ હાલમાં તેમાંનો એક જણ મૃત્યુ પામ્યો છે, અને તેથી હવે એ વાત હું તથા એક બીજો એમ બે જણા જાણીએ છીએ. જે વાત હું આપને જણાવનાર છું એ ત્રણ જણાને માલૂમ હોવી જોઇએ એવો નિયમ છે. તેથી હું તે આપને જણાવવાને અત્ર આવ્યો છું. જે કોઇ સદાચરણી હોય, દેવધર્મ ઉપર જેની પૂર્ણ નિષ્ટા હોય અને ભવિષ્યમાં પણ જેનું મન કુમાર્ગ તરફ વળે નહિ તેમ હોય તેને જ આ વાત જણાવવી એવી અમારી પરંપરા છે. આપ આ ગુહ્ય જાણવાને માટે સર્વ રીતે અધિકારી છો એમ જાણીને જ હું આપની પાસે આવ્યો છું. વળી તે પવિત્ર સ્થળે દુરાચારી, કપટી અને ઘાતકી મનુષ્યનો પ્રવેશ પણ થઇ શકે તેમ નથી. આ ગુપ્ત વાર્તા જાણવાની પાત્રતાને માટે સ્ત્રી પુરુષ કિંવા ઉંચ નીચ જાતિ આદિનો ભેદભાવ નથી. માત્ર તે વ્યક્તિ ધર્માચરણી હોવી જોઇએ. મહારાજ ! એ માટે આપના કરતાં બીજો કોણ વિશેષ યોગ્ય પુરુષ મને પ્રાપ્ત થાત ?' એ પ્રમાણે તે સાધુ તમારા વડીલને કહેવા લાગ્યો."

લક્ષ્મીદેવી અને અજયસિંહ બન્ને બળભદ્રદાસની એ વાત ધ્યાનપૂર્વક શ્રવણ કરતાં હતાં. એ વાર્તા જાણવાને તેઓ કેટલાં બધાં ઉત્સુક હતાં એ તેમના ચ્હેરા ઉપરથી સ્પષ્ટ થતું હતું.

" પછી તે સાધુએ સૂર્યસિંહજીને એ વાત જણાવી. તેણે કહ્યું: 'મહારાજ ! આજ કેટલાક યુગોથી આ વાર્ત્તા પરંપરા એક પછી બીજાના જાણવામાં આવતી રહી છે. આ ગુપ્ત વાર્ત્તા એટલી બધી ચમત્કારિક છે કે સંસારી મનુષ્ય હો કે પરમાર્થી હો–તે બન્નેને તે એક સરખી ઉપયોગી થઇ પડે તેવી છે.' રાણી સાહેબ ! આ વાત હવે થોડીક પળમાં જ આપ બન્ને જાણી શકશો." એટલું કહી થોડી વાર વિશ્રાન્તિ લેઇને બળભદ્રદાસ કહેવા લાગ્યો: " તે જ દિવસે સૂર્યસિંહજી તે સાધુ સાથે વૈતાળગઢથી બહાર ગામ ગયા. એ વાત તેમના કેટલાક વિશ્વાસુ સેવકો જાણતા હતા. પરંતુ તે ક્યાં તથા શા માટે ગયા છે એ તેમને માલૂમ નહોતું. એ પછી બે વર્ષે તે સાધુએ પોતાના મૃત્યુનો સમય નજીક આવેલો જોઇને સૂર્યસિંહજીને પોતાને મળવાને માટે બોલાવ્યા. તેઓ સાધુની પાસે ગયા. સાધુ મરણ પામ્યા પછી આ વાર્ત્તા ત્રીજા કયા મનુષ્યને જણાવવી તેનો સૂર્યસિંહજી વિચાર કરવા લાગ્યા. છેવટે તે વાત તેમણે મને જણાવી; અને એ રીતે એ ગુપ્ત વાર્તા જે ત્રણ જણાને માલૂમ હોવી જોઇએ તેમનામાંનો હું પણ એક થયો."

બળભદ્રદાસને વૃદ્ધાવસ્થાને લીધે વાત કરતાં કરતાં શ્રમ ચડી જતો હતો. એટલે થોડીક વાર થોભીને તે બોલ્યો: " સૂર્યસિંહજીને એક પુત્રી અને એક પુત્ર એમ બેજ સંતાન હતાં, અને તે બન્નેનાં લગ્ન થયેલાં હતાં. અજયસિંહજી ! લગભગ વીશ વર્ષ પહેલાં આપનો જન્મ થયો હશે. આપની માતા ઉપર સૂર્યસિંહજીની અતિશય મમતા હોવાને લીધે તેમનાં લગ્ન વૈતાળગઢમાં જ પોતાના એક કુલિન સરદારની સાથે કર્યાં હતાં. આપની માતા પુત્રસુખનો

ઉપભોગ કરવાને વધુ દિવસ જીવી નહિ. આપના જન્મ પછી પાંચ–છ માસમાં જ તેણે સ્વર્ગગમન કર્યું. તે પછી ઉજ્જયનીના સુબાએ વૈતાળગઢ ઉપર આક્રમણ કર્યું. પોતાના રાજ્યની સરહદ ઉપર આ લશ્કરને આવી પહોંચેલું જાણીને સૂર્યસિંહજી પોતાના કુમાર અને જમાઇની સાથે સામે પગલે શત્રુની સાથે લડવાને ગયા. સુબાનું લશ્કર મોટું હતું તોપણ મહારાણાએ એક સાહસિક વીર પુરુષને શોભે તેવી રીતે શત્રુના સૈન્યને છિન્નભિન્ન કરી તેના ઘણા સૈનિકોનો નાશ કરી નાખ્યો, અને તે વિજયધ્વજ ફરકાવતા પોતાના પુત્ર અને જમાઇની સાથે પોતાની રાજધાનીમાં પાછા આવ્યા. જો કે તેમને પણ કાંઇ ઓછા મનુષ્યો ગુમાવવા પડ્યા નહોતા. ઉજ્જયનીના સુબાને પોતાનો પરાજય થવાથી વિશેષ ક્રોધ ચઢયો. તે નવું મોટું લશ્કર તૈયાર કરીને ફરીથી વૈતાળગઢ ઉપર ચઢી આવ્યો. આ વખતે મહારાણાથી ખૂલ્લા મેદાનમાં શત્રુની સામે લડી શકાય તેમ નહોતું. તેથી પોતાના સરદારોની સલાહથી રાજધાનીના દરવાજા બંધ કરીને અંદર ભરાઇ રહેવાનું તેમણે પસંદ કર્યું. એટલે સુબાના લશ્કરે વૈતાળગઢના ફરતો ઘેરો ઘાલ્યો. લગભગ ત્રણ મહિના સૂર્યસિંહજી કીલ્લાનો બચાવ કરી શક્યા. તે દરમિયાન તેમણે ગુપ્તચર મારફત ચિતોડના મહારાણા ઉપર મદદનું કહેણ મોકલ્યું હતું. છેવટે સુબાના સેનાપતિએ એવો સંદેશો મોકલ્યો કે જો ત્રણ દિવસમાં કીલ્લો તેને સ્વાધીન કરી દેવામાં નહિ આવે તો સૂર્યસિંહજી, તેના કુમાર અને જમાઇને પકડીને ફાંસીએ લટકાવવામાં આવશે અને કીલ્લાને તોડી પાડીને આખા ગામને ખેદાન મેદાન કરી દેવામાં આવશે ! આજે નહિ તો કાલે પણ કીલ્લો પડયા સિવાય રહેશે નહિ, એમ

ધારીને સૂર્યસિંહજીએ પોતાના મંત્રીમંડળની સલાહ પૂછતાં તેમનો વિચાર કીલ્લો સોંપી દેવાનો જણાયો. પણ શહેરના લોકોનો, સૈનિકોનો અને કુમાર સાહેબ તથા, અજયસિંહજી ! આપના પિતાનો ઇરાદો કોઇ પણ રીતે કીલ્લો સહીસલામત રીતે શત્રુને સોંપી દેઇને તેને શરણે જવાનો નહોતો. એ પ્રમાણે મતભેદ પડેલો જોઇને જો પોતે કીલ્લો શત્રુને હવાલે કરી દેશે, તો પોતે મરવાથી ડર્યો એવી લોકો કલ્પના કરશે અને પોતે નિંદાને પાત્ર થશે એમ ધારીને સૂર્યસિંહજીએ છેવટસુધી લડવાનો નિશ્ચય કર્યો. વળી ચિતોડનું સૈન્ય પણ મદદે આવી પહોંચવાની આશા હતી. પણ તે આશા વ્યર્થ ગઇ ! સુબાના સેનાપતિએ કહેલા ત્રણ દિવસ ખલાસ થયા પરંતુ મદદ આવી નહિ. સુબાનો સેનાપતિ બહુ જ ચીડાઇ ગયો હતો. પોતાની શરતનો સ્વીકાર નહિ થયેલો જોઇને તેણે કીલ્લા ઉપર તોપોનો સખ્ત મારો ચલાવવાની આજ્ઞા કરી. એ દિવસ સુધી તો કીલ્લાની અંદરના લોકોએ પણ મોટા ધૈર્યપૂર્વક કીલ્લા ઉપરથી શત્રુ સામે મારો ચલાવ્યો. પણ ત્રીજા દિવસે સાયંકાળે કીલ્લાની દિવાલના એક ભાગમાં તોપના મારાથી મોટું ભગદાળું પડયું અને તેમાં થઇને શત્રુને અંદર આવવાનો માર્ગ મળ્યો. હવે પોતે શત્રુના હાથમાં પકડાઇ જશે એવી ખાત્રી થતાં રાજકુટુંબનાં માણસોએ ન્હાસી જવાનો વિચાર કર્યો. અજયસિંહજી ! માત્ર આપના પિતા જ આપને સાથે લેઇને ખેડુતના વેશમાં ન્હાસી છૂટયા. પરંતુ સૂર્યસિંહજી તથા તેમના કુમાર તે આ રાણી સાહેબના પિતા ન્હાસી જવાનો યત્ન કરતા હતા તેવામાં પકડાઇ ગયા. એ દુષ્ટોએ તેમનો પ્રાણ લીધો જ હોત, પરંતુ એટલામાં ચિતોડના રાણાનું મોટું

સૈન્ય વૈતાળગઢના રાણાની મદદે આવે છે એવી બાતમી ઉજ્જયનીના સેનાપતિને મળતાં તેણે એકદમ રાણા સાહેબ સાથે સુલેહ કરી દીધી અને તે પોતાના તરફનો એક વહિવટદાર તથા થોડાક માણસો રાખીને ઉજ્જયની તરફ ચાલ્યો ગયો. આ સુલેહમાં મુખ્ય શરત એવી હતી કે "સૂર્યસિંહજીએ વૈતાળગઢ છોડીને ચાલ્યા જવું અને કોઇ સ્થળે અજ્ઞાતવાસમાં સમય વિતાડવો; તથા પુનઃ કદી પણ તેમણે વૈતાળગઢના રાજ્યકારભારમાં બિલકુલ લક્ષ આપવું નહિ." આ શરત તેમણે માન્ય કરી નહોત; અને ખુશીથી પોતે પોતાનું ડોકું તલવારથી ઉડાડવા દીધું હોત; પણ એમ કરવાથી પોતાના પુત્રનો પણ પ્રાણ જશે એમ ધારીને તેમણે એ શરત કબૂલ કરી અને તેઓ પોતે શહેર છોડીને ચાલ્યા ગયા. તે પછી ત્રણ–ચાર વર્ષ પર્યંત વૈતાળગઢમાં સુબાના વહિવટદાર અને રાણી સાહેબના પિતા વચ્ચે ચકમક ઝર્યા કરતી હતી. છેવટે વૈતાળગઢનું રાજ્ય સંપૂર્ણ પોતાને કબજે કરવા છતાંયે પોતે તેનો કારભાર સુખરૂપ ચલાવી શકશે નહિ, એમ લાગવાથી નામની સુલેહ કરીને ઉજ્જયનીના સુબાએ પોતાના વહિવટદાર તથા માણસોને પાછા બોલાવી લીધા. એ જ અરસામાં રાણી સાહેબ ! આપનો જન્મ થયો. આપ દશ વર્ષનાં થયાં ત્યારે એક પછી એક થોડી થોડી મુદતને અંતરે આપનાં માતા પિતા ઇહલોક છોડીને ચાલ્યાં ગયાં, અને આપ ગાદી ઉપર આવ્યાં. વળી એજ અરસામાં–કોણ જાણે કેવી રીતે–સૂર્યસિંહજીના જમાઇ પુત્ર-સહ સ્વર્ગવાસ પામ્યાના સમાચાર મળ્યા, અને તેના ઉપર લોકોનો વિશ્વાસ પણ બેઠો ! એ બાતમી ખોટી હતી એ હું આપને હમણાં

જણાવીશ, પણ પ્રથમ સૂર્યસિંહજીની હકીકત હું કહું. શરત થયા મુજબ તેમણે અજ્ઞાતવાસ સ્વીકાર્યો હતો. પેલા સાધુયે જે ગુપ્ત વાર્ત્તા તેમને જણાવી હતી, તેનો તેમણે સારો ઉપયોગ કર્યો. તે જે સ્થળે રહેતા હતા એ સ્થળ અગમ્ય હોવા સાથે ત્યાં સુખશાંતિ પૂર્વક આયુષ્ય વિતાવી શકાય તે માટેનાં સર્વ સાધનો હતાં."

આટલી હકીકત કહીને બળભદ્રદાસ સ્તબ્ધ રહ્યા. પોતાના પિતામહને આ રીતે અજ્ઞાતવાસ સ્વીકારવો પડયો એ જાણીને લક્ષ્મીદેવીને ખેદ થયો, અને અજયસિંહ પોતાના પિતાની શી સ્થિતિ થઇ હતી તે જાણવાને અત્યંત ઉત્કંઠિત બની રહ્યો.

## પ્રકરણ ૧૬ મું.

### સૂર્યસિંહજીનો અંત.

બળભદ્રદાસે છેવટના જે શબ્દો કહ્યા હતા તે સાંભળીને લક્ષ્મીદેવીના મનમાં અનેક પ્રકારના વિચારતરંગ ઉછળવા લાગ્યા. રાધા સાધ્વીએ જે વાત કરી હતી તેમાં કાંઇક પણ તથ્યાંશ છે, માત્ર પોતાની વાર્તામાં રસ આણવાને માટે તેણે એ ગૂહાનું વર્ણન કર્યું નહોતું, એમ લક્ષ્મીદેવીના મનમાં આવવા લાગ્યું. એ સ્થિતિમાં પાંચ–દશ પળ વ્યતિત થતાં બળભદ્રદાસે પુનઃ પોતાની હકીકત કહેવાનો પ્રારંભ કર્યો:

" સૂર્યસિંહજીને પેલા સાધુએ જે ગુપ્ત સ્થાન બતાવ્યું હતું તેને લીધેજ તેઓ પોતાના આયુષ્યના અજ્ઞાતવાસના દિવસો સુખમાં

ગાળી શક્યા. હું પણ તેમને વારંવાર મળવાને માટે જતો હતો. જો કે મારે સ્વમુખે જણાવવું એ પ્રશસ્ત નથી, તદપિ એટલું માત્ર તો કહીશ કે હું તેમના એક આપ્તજન—એક ખાસ મિત્ર તરીકે તેમને માટે ગમે તેવું ભયાનક સંકટ ઉઠાવવાને પણ તૈયાર હતો; અને મારાથી બનતી તેમની સેવા બજાવતો પણ ખરો. તેમનો મારા ઉપર સંપૂર્ણ વિશ્વાસ હતો એ કહેવાની કાંઇ જરૂર નથી. રાણી-સાહેબ ! આપના પિતા ગાદીનશિન થયા અને સૂખથી રાજ્યકાર્ય ભાર ચલાવે છે, એ વાત મારા મુખથી આપના પિતામહે સાંભળી એટલે એમને અત્યંત શાંતિ થઇ; અને તે પછી એકાદા પૂર્ણ વિરક્ત સાધુને યોગ્ય એવી નિષ્પરાયણ નિવૃત્તિમાં તેમણે પોતાનું બાકીનું આયુષ્ય વિતાવ્યું. પોતાના જમાઇ મૃત્યુ પામ્યાના સમાચાર પણ તેમણે મારા મોઢેથી જ સાંભળ્યા હતા. તેથી હવે તેમને કોઇ પણ પ્રકારનો માયાપાશ રહ્યો નહોતો. તે ગુફામાં લગભગ ઓગણીશ-વીશ વર્ષ તેમણે શાંતિમાં ગાળ્યાં.

“ આશરે બે વર્ષ ઉપર તેઓ અચાનક માંદા થઇ ગયા. તે માંદગી વધી ગઇ અને તેમને કાંઇક ઔષધોપચાર કરવાની મને જરૂર જણાઇ. એ જ અરસામાં આ શહેરમાં એક સાધ્વી આવી હતી. તે વૈદ્યક વિદ્યામાં અતિ કુશળ હતી અને તેણે કેટલાક મૃત્યુ મુખમાં પડેલા રોગીઓને પણ સાજા કર્યાની હકીકત મારા સાંભળવામાં આવી હતી. તેથી સૂર્યસિંહજીને ઔષધોપચાર કરવાને માટે તે સાધ્વીને જ એ સ્થળે લેઇ જવાનો મેં વિચાર કર્યો. વળી એકાદા પુરુષ વૈદ્ય કરતાં સ્ત્રીવૈદ્ય સારી એમ પણ મને લાગ્યું; કેમકે હું ત્યાં જવામાં જે શરત કરૂં, તે પુરુષ કરતાં સ્ત્રી જલ્દીથી

માન્ય કરશે એમ મેં ધાર્યું. એટલે મેં તે સાધ્વીને મારી સાથે આવવા વિનતિ કરી અને જે સ્થળે જવાનું હતું તેનો ગુપ્ત માર્ગ તે જાણી શકે નહિ એટલી સાવચેતી રાખીને અમે બન્ને જણાં સૂર્યસિંહજી પાસે જવાને નિકળ્યાં. રસ્તામાં જતાં જતાં તે સાધ્વીએ મને અનેક પ્રકારની વાતો કહી. તેણે જે જે શહેરના લોકોની તેને મુલાકાત થઇ હતી, તેમના સંબંધમાં અનેક વાતો તેણે કહી. એ ઉપરથી એક અગત્યની વાત મારા જાણવામાં આવી. તે એ હતી કે સુવર્ણગઢના ઠાકોર એક વખત શિકારે ગયા હતા ત્યારે એક નદીના કિનારે એક કુલિન દેખાતો ગૃહસ્થ એક ન્હાના બાળકને પડખામાં લેઇને સૂતેલો તેમના જોવામાં આવ્યો. તે ગૃહસ્થ અને બાળકનાં શરીર પરનાં વસ્ત્રો જો કે હલકાં અને જીર્ણ હતાં, તથાપિ તેમનું બન્નેનું તેજ જુદા જ પ્રકારનું હતું. એ જોઇને કુતૂહલ વૃત્તિથી સુવર્ણગઢના ઠાકોરે તે ગૃહસ્થ જાગે ત્યાં સુધી ત્યાં બેસવાનો વિચાર કર્યો. ઘણો વખત ગયો તે પછી એ ગૃહસ્થ નિદ્રિત નહિ પરંતુ મૂર્ચ્છિત અવસ્થામાં છે એમ તેમને લાગ્યું. એટલે તેમણે એ બન્નેને પોતાના સેવકો પાસે ઉચકાવીને પોતાની રાજધાનીમાં આણ્યા. ત્યાં પેલા ગૃહસ્થને પુષ્કળ ઔષધોપચાર કરવાથી તેની મૂર્ચ્છા દૂર થઇ, પણ તેનું મગજ ભ્રમિત બનેલું રહ્યું. એ ચિતભ્રમ અવસ્થામાં તે જે કાંઇ બકબકારો કરતો હતો તે ઉપરથી તે કોઇ શૂરવીર અને કુલિન રાજપૂત હતો એટલું માત્ર નિષ્પન્ન થઇ શક્યું. એ જ અવસ્થામાં એનો અંત આવ્યો! સુવર્ણગઢના ઠાકોરને કાંઇ પણ સંતાન થએલું નહિ હોવાથી તેમણે આ બાળકનું પોતાના પુત્ર પ્રમાણે લાલન પાલન કર્યું. તેમણે એ બન્નેનાં–ચિત્તભ્રમ અવસ્થામાં મરણ

પામેલા ગૃહસ્થ અને તેના બાળકનાં-જૂનાં વસ્ત્રો સાચવીને રાખી મૂક્યાં હતાં. આ હકીકત વૈતાળગઢપર ઉજ્જયનીના સુબાએ ઘેરો ઘાલ્યો હતો તે પછી થોડાક સમય બાદ બની હતી.

"એ હકીકત સાંભળતાં જ મારા મનમાં કાંઇ કાંઇ કલ્પના ઉદ્‌ભવી. પરંતુ ચોક્કસ ખાત્રી કર્યા સિવાય માત્ર અનુમાન ઉપરથી કોઇ પણ સિદ્ધાંત ઉપર આવવાનું મને યોગ્ય નહિ લાગવાથી હું એ બાબત મારી ખાત્રી કરી લેવાના માર્ગે લાગ્યો. સુવર્ણગઢના ઠાકોર સાથે પત્રવ્યવહાર ચલાવીને એ સર્વ હકીકત તથા એ સંબંધી તેમની પોતાની કલ્પના શી છે એ મેં જાણી લીધું. તે પછી પેલાં જૂનાં વસ્ત્રો પણ મેં મારા માણસ સાથે તેમની પાસેથી મંગાવી લીધાં. બાદ હું પેલા ગુપ્તસ્થાનમાં ગયો. ત્યાં વૃદ્ધ મહારાજા સૂર્યસિંહજીને પૂછીને લડાઇના સમયની સર્વ બારીકસારીક વિગતો મેં મેળવી લીધી. તેમણે પોતાના જમાઇએ ન્હાસી જતી વખતે જે વેશ ધારણ કર્યો હતો તેનું વર્ણન કર્યું અને તે પોશાક પોતે જૂએ તો ઓળખ્યા સિવાય રહે નહિ એમ જણાવ્યું. મેં પેલાં જૂનાં વસ્ત્રો તેમને બતાવ્યાં. તેમણે તે ઓળખીને એ વસ્ત્રો પોતાના જમાઇ અને દોહિત્રના અંગ ઉપર હતાં એમ આવેશપૂર્વક જણાવ્યું. સૂર્યસિંહજી પોતાની સંપૂર્ણ ખાત્રી થયા સિવાય ચોક્કસ મત આપે તેવા નહોતા, એ હું જાણતો હોવાથી મારી પણ ખાત્રી થઇ કે અજયસિંહજી! આપ પોતે સૂર્યસિંહજીની પુત્રીના પુત્ર થાઓ છો. પછી મેં સૂર્યસિંહજીને પણ આ બધી હકીકત કહી, એટલે તેમને એ સાંભળીને અત્યાનંદ થયો. તથાપિ તેમનો વૈરાગ્ય તીવ્ર હોવાથી તેમણે ચાલુ સ્થિતિમાં જ

રહેવાનો પોતાનો ક્રમ છોડયો નહિ; તેમજ મમતાને લીધે પોતાના એક વખત મરણ પામેલા ધારેલા દોહિત્રને જીવન્ત જાણીને તેને જોવાની પણ તેમને ઇચ્છા થઇ નહિ ! પોતે જીવન્ત હોય ત્યાં સુધી પોતાનો દોહિત્ર પોતાના સંબંધી કાંઇ પણ વાત જાણી શકે નહિ એવા હેતુથી તેમણે પોતાના દોહિત્રની કુલપરંપરા સંબંધી કાંઇ પણ હકીકત જાહેરમાં નહિ મૂકવાની મને આજ્ઞા કરી. મેં તેમની આજ્ઞાનો સ્વીકાર કરીને એ વિષે બિલકુલ મૌન્ય ધારણ કર્યું. લગભગ બે-એક માસ ઉપર સૂર્યસિંહજી મૃત્યુ પામ્યા. મેં સ્વતઃ મિત્રધર્મને અનુસરીને તેમનું ઉત્તરકાર્ય તેમના અજ્ઞાતવાસની જગ્યાએ જઇને કર્યું. પછી થોડા રોજ બાદ સર્પની ફેણવાળી બે વીંટીઓ જે મને સૂર્યસિંહજી તરફથી મળી હતી તે આપ બન્ને તરફ મોકલી. કેમકે આ સર્વ હકીકત પત્રદ્વારા જણાવવા કરતાં રૂબરૂમાં કહેવાનું મને વિશેષ યોગ્ય અને મહત્ત્વનું લાગ્યું. આપના તરફ આ વીંટીઓ મોકલવામાં મારા બે ઉદ્દેશ હતા. પહેલો ઉદ્દેશ એ કે જો યદાકદાચિત્ સંગ્રામસિંહને પાછા ફરતાં વાર લાગે તો પણ જેમના ઉપર મેં પત્રો લખ્યા હતા તેજ આ મનુષ્યો છે એમ હું માત્ર આ વીંટીઓ ઉપરથી જ જાણી શકું; અને બીજો હેતુ એ હતો કે માનવદેહની ક્ષણભંગુરતાને લીધે તે ગુપ્ત વાત જાણનાર બે જણાએ જેવી રીતે પરલોકની યાત્રાએ પ્રયાણ કર્યું તેવી રીતે આપ ઉભયનો મેળાપ થયા સિવાય જો કદાચિત્ મારૂં મરણ નિપજે તો પણ આ ગુપ્ત હકીકત આપના જાણવામાં આવી શકે તે માટે અજયસિંહનું પૂર્વવૃત્ત અને આ ગુપ્તસ્થળની હકીકત મેં કાગળ ઉપર લખી રાખ્યાં હતાં. એ બન્ને લેખ જ્યાં મારા ખાનગી કાગળપત્ર અને દસ્તાવેજ

રહે છે ત્યાં મેં રાખ્યા છે, અને તે દરેકના ઉપર મેં એવું લખેલું છે કે ' જે કોઇ સર્પની ફેણના ચિન્હ વાળી માણિકય-મુદ્રિકા લઇને આવે તેને આ કાગળ આપવો. ' તેમાં **અજયસિંહના** પૂર્વવૃત વાળા લેખ ઉપર ' તે પુરૂષ ' ને તથા ગુપ્ત સ્થળ વાળા લેખ ઉપર ' તે સ્ત્રીને ' એવા શબ્દો લખ્યા છે. તેથી જો મારૂં મરણ નિપજ્યું હોત, તો **અજયસિંહજી**! આપ માત્ર આપના પૂર્વવૃત્તની જ હકીકત જાણી શકત, જ્યારે ગુપ્તસ્થાન વાળી હકીકત રાણી સાહેબના જાણવામાં આવત. "

અત્યારે સમય બહુ થઇ ગયો હતો. સ્હાંજ પડી ગઇ હતી. વાળુનો સમય થવા આવ્યો હતો. એટલે **બળભદ્રદાસની** પુત્રીએ ત્યાં આવીને વાળુ કરવાને તૈયાર થવા જણાવ્યું. **બળભદ્રદાસની** વૃદ્ધ ઉમર હોવાથી આહાર વ્યવહારમાં અવ્યવસ્થિતતા રાખવી ઇષ્ટ નહિ હોવાથી તેમની પુત્રી તેમની તબીયત સાચવવામાં વિશેષ કાળજી રાખતી હતી. **બળભદ્રદાસના** મનમાં પેલા ગુપ્તસ્થાનની હકીકત પણ અત્યારે જ આ બન્નેને જણાવી દેવાનો વિચાર હતો. પરંતુ **અજયસિંહ** અને **લક્ષ્મીદેવી** એ બન્નેએ જમવામાં વાર ન કરવાનું કહ્યું, એટલે તે વખતે ચાલતી વાત એટલેથી જ અટકી ગઇ. જમીને રાત્રે એ વાત આગળ ચલાવવાનો વિચાર હતો, પરંતુ રાત્રે દરબારમાંથી કાંઇ જરૂરી કામ માટે **બળભદ્રદાસને** આમંત્રણ થતાં તેમને ત્યાં જવું પડયું. ત્યાંથી તેઓ મોડી રાત્રે પાછા ફરનાર હોઇને **અજયસિંહ** અને **લક્ષ્મીદેવી** તેમની રાહ જોયા સિવાઇ સૂઇ ગયાં. એટલે ગુપ્તસ્થાન સંબંધી જે અગત્યની હકીકત કહેવાની હતી તે રાત્રે પણ બની શકયું નહિ.



# પ્રકરણ ૧૭ મું.

## પ્રિયતમ-પ્રેયસી.

બીજે દિવસે સ્હવારે ભોજન કાર્ય સમાપ્ત થયા પછી સંગ્રામસિંહ લક્ષ્મીદેવીને મળવાને તેની ઓરડીમાં ગયો. તેને માટે એમ કરવામાં કાંઇ પણ અયોગ્ય નહોતું. કેમકે તે ન્હાનપણથી જ બળભદ્રદાસના ઘરમાં ઉછરેલો હોવાને લીધે તે એક ઘરના માણસ જેવો બની રહ્યો હતો. તેથી પરોણાઓની વ્યવસ્થા રાખવાનું કાર્ય તેને જ સોંપવામાં આવતું હતું. મુસલમાની રાજ્યને લીધે રાજપૂતોમાં પણ જનાનાનો રીવાજ દાખલ થયો હતો, તથાપિ લક્ષ્મી દેવી અહીં છદ્મવેષમાં આવેલી હોવાથી તેને જનાનો પાળવાની આવશ્યકતા નહોતી. વળી તે એક રાજ્યની રાણી હોવાને લીધે પણ તેને રાજકાજના કામમાં ઘણી વખત પુરુષોની સાથે વાતચીત કરવી પડતી હતી. એટલે પોતાની ઓરડીમાં સંગ્રામસિંહને એકાએક ચાલ્યો આવેલો જોઇને તેને આશ્ચર્ય લાગવાનું કે ગુસ્સે થવાનું કારણ નહોતું.

સંગ્રામસિંહ દુષ્ટ મનુષ્ય છે એવું એક વખત લક્ષ્મીદેવીના મનમાં આવ્યું હતું, કિંવા ચંદ્રપ્રભાના છેલ્લા શબ્દોથી એવો તેને સંશય આવ્યો હતો. પરંતુ બળભદ્રદાસ શેઠ સાથે થએલી વાતચીતમાં સંગ્રામસિંહ સંબંધે જે શબ્દો તેમણે એક-બે વખત ઉચ્ચાર્યા હતા તે ઉપરથી બળભદ્રદાસને તેની વફાદારી માટે ખાત્રી છે એમ લક્ષ્મીદેવી જાણી શકી હતી. એ કારણથી પણ સંગ્રામ-

સિંહ સાથે વાતચીત કરીને તે કેવો માણુસ છે તે જાણી લેવાનો પ્રયત્ન કરવાનો તેનો વિચાર હતો. તથાપિ તે પોતાના કરતાં ઉતરતા દરજ્જાનો હોવાથી તેની સાથે વિશેષ પરિચય જેવું દર્શાવવું નહિ, એવો તેનો ઉદ્દેશ હોવાથી સંગ્રામસિંહે કરેલા નમન તરફ તેણે વિશેષ લક્ષ આપ્યું નહિ કે તેને ત્યાં પડેલા સોફા ઉપર બેસવાનું પણ કહ્યું નહિ. તે ઊભો જ રહ્યો.

લક્ષ્મીદેવીએ પૂછ્યું: " કેમ, સંગ્રામસિંહ ! શું કામ છે ? "

" સરકાર સાહેબ !" સંગ્રામસિંહ અતિ નમ્રતાપૂર્વક બોલ્યો: " આપને કાંઇક પૂછવાનું હોવાથી જ હું ખાસ અત્યારે અહીં આવ્યો છું. "

આ માણુસ પોતાને શું પૂછનાર છે તેની બરોબર કલ્પના નહિ હોવાને લીધે લક્ષ્મીદેવી આશ્ચર્યચકિત બનીને બોલી: " તમારે મને કાંઇક પૂછવું છે ? ભલે, પૂછો જે પૂછવું હોય તે ! "

" રાણી સરકાર ! " સંગ્રામસિંહ બોલ્યો: " આપે મારા માટે બળભદ્રદાસ શેઠ પાસે સારા શબ્દો જ કહ્યા હશે એવી મારી ખાત્રી છે. તેમ જ તેમણે જે તિથિએ લખેલો પત્ર જે તિથિએ મેં આપને પહોંચાડયો તે ઉપરથી પણ મેં કેટલી ત્વરાથી પ્રવાસ કર્યો હતો એ આપના ધ્યાનમાં આવ્યું હશે. વળી રસ્તામાં આપના તરફ વિશેષ મનુષ્યોનું લક્ષ ન ખેંચાય તે માટે જે માર્ગ મેં આપને સૂચવ્યો હતો તે પણ કેટલો સારો હતો એ પણ આપ જોઇ શકયાં હશો. "

" મારે શેઠ સાથે જે કાંઇ વાતચીત થઇ તેમાં મેં તેમની પાસે તમારી વિરુદ્ધ એક શબ્દ પણ કહ્યો નથી. પણ મને કહો, તમે

આ માટે આટલી બારીકાઇથી ચોકસી કરો છો તેનું શું કારણ?" એમ કહેતાં લક્ષ્મીદેવી તિક્ષ્ણ દ્રષ્ટિપૂર્વક સંગ્રામસિંહ તરફ જોતી હતી. કેમકે તેના બેઇમાનીપણા વિષે તેને જે સંશય આવ્યો હતો તે ખરો હતો એમ તેને સંગ્રામસિંહના પ્રશ્ન ઉપરથી લાગ્યું હતું. પરંતુ ઉસ્તાદ સંગ્રામસિંહ કાચો નહોતો. તેની મુદ્રા સરલ અને શાંત જ હતી.

"હું આ ચોકસી સકારણ કરૂં છું." તે વિશેષ નમ્રતા અને સરળતાપૂર્વક બોલવા લાગ્યો: "આપ જેવાં મોટાં માણસનો અભિપ્રાય પોતાને માટે સારો હોય એમ કોઇને પણ લાગે એ સ્વાભાવિક છે. તેમજ જેમણે મને ન્હાનેથી પાળી પોષીને મોટો કર્યો છે, તે મારા માલિકની નોકરી મારા હાથે તેમની ઇચ્છા પ્રમાણે થઇ શકી છે કે નહિ એ પણ આપના દ્વારા જાણવાનો મારો ઇરાદો હતો. એ સર્વ કરતાં એક વિશેષ કારણ એ હતું કે જ્યારે આપ અહીં આવ્યાં તે જ ક્ષણે આપે જે ઉદ્‌ગાર કાઢ્યો હતો, તે ઉપરથી પ્રવાસ દરમિયાન આપના ઉપર કાંઇ પણ સંકટ આવેલું હોવું જોઇએ એમ મને લાગ્યું હતું. એ સંકટ મારી ભૂલને લીધે આવ્યું નથી એમ મારા જાણવામાં આવે તો મારા મનને શાંતિ થાય. એ હેતુથી પણ મેં ઉપરનો પ્રશ્ન કર્યો હતો."

"હા, હા! જ્યારે હું ગઇ કાલે સ્હાંજે આ મકાનમાં દાખલ થઇ ત્યારે એવું કાંઇક બોલી હતી ખરી." લક્ષ્મીદેવીએ કહ્યું: "રસ્તામાં થોડોક ત્રાસ પડ્યો હતો ખરો. પરંતુ તેમાંથી હું નિર્વિઘ્ને પાર પડી, એટલે હવે અત્યારે તેનું પુનઃસ્મરણ કરીને હર્ષ–વિષાદ માનવાનું કાંઇ કારણ રહ્યું નથી."

" એ ખરૂં, પણ સરકાર ! " સંગ્રામસિંહ વચ્ચે બોલી ઊઠ્યો: " માર્ગમાં આપના ઉપર જે સંકટ આવ્યું હતું તે મારે લીધે–મેં વૈતાળગઢથી ઉજ્જયની આવવાનો જે રસ્તો આપને સૂચવ્યો હતો તેને લીધે તો આવ્યું નહોતું ને, એમ મારા મનમાં આવવું સાહજિક હતું. "

આ ભાષણ ચાલતું હતું તે વખતે સોફા ઉપર અઢેલીને પડેલા લક્ષ્મીદેવીની નજર નીચે જમીન તરફ છે એમ દેખાતું હતું, પરંતુ વસ્તુત: તે સંગ્રામસિંહના મુખ તરફ આડી દ્રષ્ટિએ નિરખીને જોતી હતી. ચંદ્રપ્રભાએ મરણ સમયે સંગ્રામસિંહનું અસ્પષ્ટ નામ ઉચ્ચારીને તેનાથી સાવધ રહેવાનું કહ્યું હતું, એમ તેને લાગતું હતું, પણ એ વાતને પુષ્ટિ મળી શકે એવો વિકાર સંગ્રામસિંહની નજર કે ચ્હેરા ઉપર તેના જોવામાં આવ્યો નહિ. તેના સંબંધી મારો શો અભિપ્રાય છે તે જાણી લેવાને આ માણસે કદાચિત ખાસ કરીને આ વાત કરી હશે, એમ લક્ષ્મીદેવીના મનમાં આવ્યું. પરંતુ એ કલ્પના ખરી ઠરાવવાને તેને કાંઇ આધાર મળ્યો નહિ. એટલે તે પુન: બોલી: " સંગ્રામસિંહ ! માર્ગમાં થોડોક ત્રાસ પડ્યો હતો ખરો, પરંતુ એથી મને કોઇ પણ પ્રકારનું નુકસાન થયું નથી. એટલે હું હવે એ બાબત તરફ લક્ષ આપતી નથી. તમારી ભૂલથી મને ત્રાસ થયો નથી કે તમારા માટે મારા મનમાં વૈષમ્ય ઉત્પન્ન થાય એવું એક પણ કારણ અદ્યાપિ મારા અનુભવમાં આવ્યું નથી. એટલું જ નહિ પણ હું તમને મોટા આનંદપૂર્વક કહું છું કે તમારા ઉપર તમારા શેઠનો પૂર્ણ વિશ્વાસ છે. ગઇ કાલે મારે તેમની સાથે જે વાતચીત થઇ હતી તે દરમિયાન તેમણે સ્વમુખે તમારી વફાદારી અને કર્ત્તવ્યનિષ્ટાની પ્રશંસા કરી હતી. "

"અહાહા ! બાઈ સાહેબ !" સંગ્રામસિંહ આનંદ અને ઉલ્હાસપૂર્વક બોલ્યો: "એ સાંભળીને મને અત્યંત આનંદ થાય છે. આ દુનિયામાં રહીને સર્વને સંતોષ આપવો અને મારા માલિકનો સારો અભિપ્રાય મેળવવો એ જ મારી ઇચ્છા છે. બાઈ સાહેબ ! મારા માલિક માટે હું મારો પ્રાણ આપવામાં પણ આગળ પાછળ જોનાર નહિ ! તેમ જ કદાચિત્ આપને ખોટું લાગશે, પણ આપનો આ ગંભિર અને ઉમદા સ્વભાવ જોઈને આપને માટે પણ હું મારો પ્રાણ પાથરવાને તૈયાર છું !"

આ ભાષણ એ બદમાશ સંગ્રામસિંહે એવી શિતાફીથી કર્યું હતું કે તેથી સ્વભાવત: જ ઉદાર દિલની તથા સર્વ માણસોને પોતાના જેવાં ભલાં સમજનારી લક્ષ્મીદેવી બિલકુલ ફસી ગઈ ! તેના મનમાંથી સંગ્રામસિંહ માટેનો સંશય તદ્દન ટળી ગયો. તેણે પોતાની આંગળીમાંથી એક કીમતી વીંટી કાઢીને કહ્યું: "સંગ્રામસિંહ ! તમે તમારા માલિકની સેવા વફાદારી અને એકનિષ્ટાપૂર્વક બજાવો છો એ જોઈને મને અત્યંત આનંદ થાય છે. તમે વૈતાળગઢમાં મારી પાસે આવીને મારી પણ જે સેવા બજાવી છે તેનું તમને નિરંતર સ્મરણ રહે તે માટે હું આ એક નાની વસ્તુ તમને બક્ષિસ કરું છું, તેનો તમે સ્વીકાર કરો."

સંગ્રામસિંહ વિનિત ભાવે બોલ્યો: "રાણી સરકાર ! મેં વૈતાળગઢમાં આપની પાસેથી જે બક્ષિસ લીધી હતી તે પુરતી છે. મને વિશેષ બક્ષિસની અપેક્ષા નથી. આપની પાસેથી બક્ષિસ મેળવવાના આશયથી હું અહીં આવ્યો નહોતો." એટલું કહીને ને પુન: નમન કરીને વીંટી લીધા સિવાય એકદમ ત્યાંથી ચાલ્યો ગયો.

તેની પાછળ દષ્ટિ ફેંકતી લક્ષ્મીદેવી બોલી: “ અરેરે ! આ બિચારાને માટે મેં નકામો સંશય આણ્યો ! આવો સરલ અને નિમકહલાલ મનુષ્ય બદમાશી કરે એ મનાય જ કેમ ? ચંદ્રપ્રભાએ કોઇ બીજા મનુષ્યનું નામ આપેલું હોવું જોઇએ. અજયસિંહના સંબંધમાં મારી જેવી ગેરસમજ થઇ હતી તેવો જ આ પ્રકાર પણ બની ગયો ! આજ પછી પૂરેપૂરી ખાત્રી કર્યા સિવાય કદી પણ કોઇને માટે ખરાબ અભિપ્રાય બાંધવો નહિ. ”

એટલામાં તેને કાંઇક યાદ આવવાથી તે પોતાની બે દાસીઓ બીજી ઓરડીમાં હતી ત્યાં ગઇ. તેણે તેમને કહ્યું: “ ગઇ રાત્રે એક અગત્યની વાત હું તમને કહેવાનું વિસરી ગઇ હતી. જેના સૌંદર્ય અને ઉમદા સ્વભાવની તમે તારીફ કરતી હતી અને જે શ્રી-રાજી લૂટારો છે એવી મારી કલ્પના હતી, તે ગૃહસ્થ મોટી યોગ્યતા વાળો છે. સુવર્ણગઢના ઠાકોર સાહેબનો તે દત્તપુત્ર છે. એટલું જ નહિ પરંતુ તે મારી ફોઇબાનો દીકરો છે. હું ધારૂં છું કે આ સાંભળીને તમને ઘણું જ આશ્ચર્ય ઉત્પન્ન થશે, નહિ વારૂ ? ”

બેશક, એ સાંભળીને જયા અને નર્મદાને કાંઇ ઓછી નવાઇ લાગી નહિ. કેમકે લક્ષ્મીદેવીની ફોઇનો દીકરો તો તેના પિતા સાથે ઘણાં વર્ષો પહેલાં મરણ પામ્યો છે એમજ તેઓ જાણતી હતી. વિશેષ ખુલાસા માટે લક્ષ્મીદેવી બોલી: “ એ ખબર મને પણ ગઇ કાલે સ્હાંજે જ પડી. આ બાળભદ્રદાસ શેઠને મારા કુટુંબ સાથે જૂનો નાતો છે. તેમણે મને આ બધી વાત કહી. મારે એક ફોઇ હતી. તેને એક પુત્ર હતો. લડાઇના વખતમાં તે છોક-રાને તેનો પિતા પોતાની સાથે લેઇ ગયો હતો, એ તો તમે સાં-

ભળ્યું જ હશે. તે છોકરો મરણ પામ્યાની બાતમી ખોટી હતી. એ જ છોકરો મોટો થયો અને તેજ આ અજયસિંહ !"

તે પછી લક્ષ્મીદેવી અને તેની દાસીઓ વચ્ચે અજયસિંહના રૂપ ગુણ સંબંધી ઘણો વખત સુધી અનેક વાતો ચાલી. લક્ષ્મીદેવીના હૃદયમાં અજયસિંહને માટે એક અપૂર્વ ભાવના પ્રકટી હતી. તેથી અજયસિંહની પ્રશંસા તેને વિશેષ પ્રિય લાગે અને એ વાતમાં તે વિશેષ રસ લે એમાં કાંઇ આશ્ચર્ય નહિ. છેવટે બળભદ્રદાસની પુત્રી ત્યાં આવી અને આ રસપૂર્ણ વાર્તાલાપમાં પ્રત્યવાય નડ્યો. તેણે આવીને લક્ષ્મીદેવીને કહ્યું કે "આપને મારા પિતાશ્રી બોલાવે છે. તે મોટા દિવાનખાનામાં બેઠેલા છે."

લક્ષ્મીદેવી ઊઠી અને દિવાનખાનામાં જવાને નિકળી. તે દિવાનખાનામાં પહોંચે તે દરમિયાન આપણે તેની સાંપ્રત સ્થિતિનું અવલોકન કરીએ. લક્ષ્મીદેવી એ વૈતાળગઢની રાણી છે એ વાત આ મકાનમાં બળભદ્રદાસ શેઠ અને સંગ્રામસિંહ સિવાય બીજું કોઇ જાણતું નહિ. સંગ્રામસિંહને પણ એ વાત ગુપ્ત રાખવાની તેના શેઠે ખાસ સૂચના કરી હતી. કારણ કે પોતાને ઘેર વૈતાળગઢની રાણી લક્ષ્મીદેવી આવેલ છે એ ગામના લોકોના જાણવામાં આવતાં વિના કારણ તે ક્યારે આવી, શા માટે આવી વગેરે ચર્ચા લોકોમાં શરૂ થાય એ ઠીક નહિ, એવો બળભદ્રદાસનો વિચાર હતો. તથાપિ તેનું 'લક્ષ્મીદેવી' નામ બદલીને બીજે નામે પ્રવાસ કરવાની ખબરદારી લેવાની જરૂર નહોતી. કેમકે લક્ષ્મીદેવી નામ તે વખતે પ્રચારમાં હતું; અર્થાત્ નામ માત્રથી તેના હોદ્દાને માટે શંકા આવવાનું કારણ નહોતું.

અસ્તુ. હવે આપણે આપણી વાત તરફ વળીએ. લક્ષ્મીદેવી દિવાનખાના તરફ જતાં મનમાં વિચાર કરતી હતી કે અત્યારે પેલા ગુપ્તસ્થાન સંબંધી હકીકત જણાવવાની હશે એટલે જ અમને બોલાવેલાં હોવાં જોઇએ. તેણે ધાર્યું હતું કે અજયસિંહ પણ ત્યાં આવેલો હોવો જોઇએ. પરંતુ દિવાનખાનામાં તે ગઇ ત્યારે તેણે બળભદ્રદાસને એકલાને જ ત્યાં બેઠેલો જોયો. અજયસિંહ ત્યાં નહોતો. બળભદ્રદાસે અત્યારે તેને તેની પદવીને યોગ્ય માન આપ્યું. તદપિ પોતાના પિતામહની સાથે બળભદ્રદાસને મિત્રતા હોવાની વાતથી જાણીતી થએલી લક્ષ્મીદેવીના હૃદયમાં તો બળભદ્રદાસ પ્રત્યે પિતૃતૂલ્ય જ ભાવ હતો.

બળભદ્રદાસે કહ્યું: "રાણી સાહેબ ! મારે આપને એક બીજી વાત કરવાની છે. હું આપને મારી પુત્રીવત્ માનું છું, એટલે મને ખાત્રી છે કે હું આપને જે પ્રશ્ન કરીશ તેનો ઉત્તર આપ વિચાર પૂર્વક સરલ હૃદયથી આપશો. મને કહો, આપે આપના લગ્ન સંબંધી શો વિચાર કર્યો છે ?"

આ પ્રશ્ન શ્રવણ કરતાં લજ્જાદેવીએ પોતાના સર્વ સામ્રાજ્યનો લક્ષ્મીદેવીને રાજ્યાભિષેક કર્યો હોયની, એવો બળભદ્રદાસને ભાસ થયો. તે સાડીનો છેડો સંકોરીને વામપાદના નખવડે જમીન ઉપર રેખા દોરતી નીચી દ્રષ્ટિ કરીને બોલી: "હજી સુધી એ વિષે કાંઇ પણ વિચાર કર્યો નથી !"

"ત્યારે હું આપને કહું છું તે સાંભળો." બળભદ્રદાસ કહેવા લાગ્યા: "સૂર્યસિંહજી મહારાજને જ્યારે પોતાનો દૌહિત્ર હયાત છે એમ માલૂમ પડયું ત્યારે તેમણે મારી પાસે પોતાની એવી

ઇચ્છા પ્રકટ કરી હતી કે જો બની શકે તો આપના લગ્ન અજયસિંહજી સાથે થાય એવો પ્રયત્ન કરવો. વળી આપ જણાવો છો કે હજી સુધી આપના લગ્ન સંબંધી કાંઇ પણ નિશ્ચિત થયું નથી; તો મારી પણ સૂર્યસિંહજીના જેવી જ ઇચ્છા છે. અજયસિંહજી શૂરવીર છે, ઉદાર છે, દક્ષ છે, સુંદર છે. તે આપની યોગ્યતાને સર્વ રીતે છાજે તેવા છે. જાતિ અને કુળ સંબંધી તો હવે પ્રશ્ન જ રહ્યો નથી. તો હવે એ સંબંધમાં આપનો શો વિચાર છે? "

"હું શું કહું?" લક્ષ્મીદેવી સ્હેજ વિરક્ત ભાવે બોલી: "સર્વ વાત દરબારની સંમતિથી–દરબારી રીતિ પ્રમાણે થવી જોઇએ. મારા મર્હુમ પિતાશ્રીએ જેમને મારા વાલી અને રક્ષક નેમ્યા છે તેમની યોગ્ય ખાત્રી થાય—" તે પછીના શબ્દો બળભદ્રદાસ સ્પષ્ટ રીતે સાંભળી શકયા નહિ, તો પણ "તો મને હરકત નથી" એવો તે શબ્દોનો ભાવાર્થ છે એમ તેમણે સહજ જ અનુમાન કર્યું. તેમણે કહ્યું: "અજયસિંહજીને પણ મેં આ સવાલ કર્યો હતો અને તેમણે પોતાના પાલક પિતા દ્વારા આ સંબંધ માટે માગણી કરાવવાનું કબૂલ કર્યું છે. રિવાજ મુજબ અજયસિંહજી માગણી કરવાને વૈતાળગઢ આવશે. તે દરમિયાન હું સર્વ હકીકત આપના પાલકને લખી જણાવીશ. આપ બન્નેનાં લગ્ન થાય તો આપના પિતામહની ઇચ્છા પૂર્ણ થએલી ગણાશે, અને તેમનો અમર આત્મા આપના ઉપર આશીર્વાદનો વર્ષાદ વર્ષાવશે." એટલું કહીને એ ડોસાએ મોટી મમતાપૂર્વક લક્ષ્મીદેવીના કપોલપ્રદેશ ઉપર આવેલી વાળની લટો તેના મસ્તક તરફ લેઇ જઇ સરખી કરીને તેના પ્રત્યે પોતાનો વાત્સલ્યભાવ પ્રદર્શિત કર્યો.



"............આપે મને ક્ષમા કરીને?" લક્ષ્મીદેવીએ પોતાની સાડીના છેડા સાથે ખેલતાં ખેલતાં પૂછ્યું. [પૃષ્ઠ ૨૦૯]

એટલામાં અજયસિંહ ત્યાં આવ્યો. એ ઉભયને–ભાવિ વધુવરને એકાંતમાં સંભાષણ કરવા દેવાના હેતુથી બળભદ્રદાસ કાંઈક કામના બ્હાને ત્યાંથી ચાલ્યા ગયા.

બળભદ્રદાસને બહાર ગએલા જોઈને લક્ષ્મીદેવી પણ ઉઠીને ત્યાંથી જવા લાગી, પરંતુ અજયસિંહે તેને હાક મારી: " રાણી સાહેબ ! " કુમારિકાના ભૂષણ રૂપ લજ્જા લક્ષ્મીદેવીને શોભાવી રહી હતી. અને પોતાને બોલાવતાં છતાં પોતે ચાલ્યા જવું એ યોગ્ય નહિ એમ ધારીને તે પાછી ફરી અને અજયસિંહના સોફાથી થોડે દૂર જઈને ઉભી રહી.

"રાણી સરકાર !" અજયસિંહ બોલ્યો: " બેસો, તમે ઉભાં શા માટે રહ્યાં છો ? હું કાંઈ કોઈ પરકીય નથી. વળી વાસ્તવિક રીતે જોઈએ તો આપણી યોગ્યતા મુજબ તો આપે બેસવું જોઈએ અને મારે ઉભા રહેવું જોઈએ. "

" મેં આપને માટે જે શંકા લીધી હતી અને આપની સાથે જે અસભ્ય વર્ત્તન ચલાવ્યું હતું તે માટે તો આપે મને ક્ષમા કરીને ? " લક્ષ્મીદેવીએ પોતાની સાડીના છેડા સાથે ખેલતાં ખેલતાં પૂછ્યું.

" વાહ ! " અજયસિંહ અતિ નમ્રતા પૂર્વક [illegible] " રાણી સાહેબ ! આપે જો કાંઈ અપરાધ કર્યો હોત તો તો [illegible] ક્ષમા કરવાની જરૂર હતી. બાકી આપે જે કાંઈ અનુભવ્યું તે ઉપરથી આપની એવી કલ્પના મારા માટે થાય એ સ્વાભાવિક હતું. એમાં હું તો આપનો કાંઈ પણ દોષ જોઈ શકતો નથી. પણ મને એક વાતનું ખાસ આશ્ચર્ય થાય છે કે પરમ દિવસે રાત્રે આપ પેલા સ્થળે ક્યાંથી અને કેવી રીતે આવી ચડ્યાં હતાં ? "

" હું પણ આપને તેજ પૂછનાર હતી. " લક્ષ્મીદેવી બોલી: " આપ ત્યાં શા માટે ગયા હતા ? "

" રાધા સાધ્વીના બોલાવ્યાથી હું ત્યાં ગયો હતો. " અજયસિંહે સરલ જવાબ આપ્યો.

" કોણે, રાધા સાધ્વીએ ? " લક્ષ્મીદેવીએ પૂછ્યું: " મને પણ તેજ ત્યાં લઇ ગઇ હતી. પરમ દિવસ સંધ્યાકાળે તે મારી પાસે આવી અને તેણે મને એ જગ્યાએ આવવાનો અતિ આગ્રહ કરવાથી હું ત્યાં ગઇ. પરંતુ એ મૃત્યુ પામેલી સ્ત્રી કોણ હતી એ આપના જાણવામાં છે ? "

" હા, તે ચંદ્રપ્રભા–" અજયસિંહે કહ્યું: " પેલા લૂટારો ધીરાજીની સ્ત્રી. એ આપના પણ જાણવામાં હોય એમ લાગતું હતું. "

" હા, માર્ગમાં જ તે મને મળી હતી. " લક્ષ્મીદેવીએ કહ્યું: " માર્ગમાં જ અમે જે સ્થળે મળ્યાં હતાં ત્યાં તેને સાપ કરડયો હતો અને તે બિચારીએ મારા ખોળામાં માથું મૂકીને પ્રાણત્યાગ કર્યો હતો. એ ચંદ્રપ્રભાએ મારો કાંઇ અપરાધ કર્યો હતો એવું રાધાનું કહેવું હતું અને તે અપરાધની ક્ષમા આપવાને માટે જ તે મને ત્યાં લેઇ ગઇ હતી. પણ તે બિચારીએ મારો શો અપરાધ કર્યો હશે તે મને હજી સુધી બીલકુલ માલૂમ નથી. "

" હું પણ તે જ કામ માટે રાધાના કહેવાથી ત્યાં ગયો હતો. " એટલું કહીને અજયસિંહે વ્હેળાને કીનારે ચંદ્રપ્રભાની મુલાકાત થયા પછી જે બનાવ બન્યો હતો તેનું સ્તવિસ્તર બ્યાન લક્ષ્મીદેવી પાસે કર્યું અને છેવટે કહ્યું: " આપણે રસ્તામાં સાથે ચાલતાં હતાં તે વખતે ધીરાજીની વાત નિકળતાં હું કાંઇ પણ બોલ્યો નહિ, તેનું

કારણ એટલું જ કે વિના કારણ આપને ભયભિત કરવાનું મને ઇષ્ટ લાગ્યું નહોતું. તે ધીરાજીને પરાજીત કરવાની મારા અને મારા સેવકોના અંગમાં પૂરતી શક્તિ હતી. પણ એ વાત જવા દો. હું પરમ દિવસ રાત્રે એ મકાનમાં કેવી રીતે ગયો તે કહીશ. આ શહેરમાં હું આવ્યો તે વખતે રાધા સાધ્વી મને મળી. તેણે મારૂં નામ અને ગામ જણાવીને મને માર્ગમાં બનેલી હકીકતનું સ્મરણ કરાવીને કહ્યું: 'પેલા વ્હેળાના કાંઠે જે સ્ત્રીનો આપની સાથે મેળાપ થયો હતો તે બિચારી અત્યારે મરણ પામી છે. તેણે આપનો મોટો અપરાધ કરેલો છે. માટે આપ તેના શબ પાસે આવીને તેના અપરાધની ક્ષમા આપો કે જેથી તેના આત્માને પૂર્ણ શાંતિ થાય.' મેં તેનું કહેવું કબુલ રાખ્યું અને હું તેની સાથે ગયો. પણ આ વાત મેં બાળભદ્રદાસ શેઠને કરી નહોતી. કેમકે તે વાત એ સ્થળે હાજર હોય તે સિવાયના બીજા કોઇ પણ મનુષ્ય પાસે નહિ કહેવાનું રાધાએ મારી પાસેથી વચન લીધું હતું."

એ પ્રમાણે આ બે વચ્ચે સંભાષણ થતું હતું એટલામાં બાળભદ્રદાસ આવી પહોંચ્યા. તેમણે સ્હાંજનું ભોજન તૈયાર હોવાની વરદી આપી, એટલે આ ભાષણ ત્યાંથી જ અટક્યું.

બાળભદ્રદાસ શેઠ વિધુર હતા. તેમની સ્ત્રી દશ–બાર વર્ષ પહેલાં સ્વર્ગવાસ પામી હતી. તેમને ચાર પુત્ર અને એક પુત્રી એમ પાંચ સંતાન હતાં. પુત્રી વિધવા થએલી હોઇને તેને તેઓ પોતાને ઘેર જ રાખતા હતા. તેમના ચારે દીકરાઓએ જુદાં જુદાં શહેરોમાં પોતપોતાના નામની મોટી દુકાનો ખોલી હતી અને તેઓ ઘણું કરીને બહારગામ ખાતે જ રહેતા હતા.

આજે ઘેર તેમના દીકરામાંનો કોઇ પણ હાજર નહિ હોવાથી ઘરમાં માણસો થોડાં જ હતાં. વળી અજયસિંહ અને લક્ષ્મીદેવીના સંબંધમાં વિશેષ ઉહાપોહ ન થાય એ હેતુથી બળભદ્રદાસે પોતાના ઘરનાં ખાસ માણસો સિવાય બીજા નોકરોને કાંઇના કાંઇ કામને બ્હાને બહારગામ ખાતે મોકલી આપ્યા હતા.



## પ્રકરણ ૧૮ મુ.

### સંગ્રામસિંહ અને ધીરોજી જાળ તૈયાર કરે છે

હવે આપણે પેલા સંગ્રામસિંહ તરફ વળીએ. લક્ષ્મીદેવીની મુલાકાત લીધા બાદ લાગલો જ તે બળભદ્રદાસ શેઠના મકાનમાંથી બહાર પડયો. મોટા મોટા રસ્તા છોડીને ન્હાની ન્હાની ગલી કુંચીઓમાં થઇને તે એક સાંકડી ગલીમાં આવી પહોંચ્યો. તે ગલીમાં જાણે દારિદ્ર અને દુઃખનું મૂર્તિમંત વાસ્તવ્ય હોયની, એવો ભાસ થતો હતો. એ ગલીમાં એકા નીચા ધાટના માળ વગરના મકાન પાસે આવીને તે થોભ્યો. તેનું બારણું બંધ હતું. તેણે એક બે વખત બારણાની બહારની સાંકળનો ધીમે ધીમે 'કટ—કટ—કટ—કટ—કટ—કટ' એમ અવાજ કર્યો. બે એક પળ પછી બારણું ઉઘડયું અને અંદરથી એક વૃદ્ધાનું મુખ જણાયું. તે વૃદ્ધાએ સંગ્રામસિંહ સામે જોઇ તેને અંદર લેઇને બારણું વાસી અંદરની સાંકળ પાછી ચડાવી દીધી. એ વૃદ્ધા અને તેની વચ્ચે આગલી ઓળખાણ હોવી જોઇએ એમ લાગતું હતું. કેમકે તેને જોતાં જ

કાંઇ પણ પૂછગાછ નહિ કરતાં તે તેને મકાનના તદ્દન અંદરના ભાગમાં લેઇ ગઇ. આ મકાન પહોળાઇમાં સાકડું પણ લંબાઇમાં ઘણું ઊંડું હતું. આગલો ખંડ મૂકયા બાદ ખૂલ્લો ચોક આવતો હતો. તે પછી પરશાળ, ઓરડો અને ઊંડાણમાં બીજો ઓરડો હતો. એ ઓરડામાં પાછલાં નાનાં જાળીઆંમાંથી થોડો પ્રકાશ આવતો હતો. બહારના પ્રકાશમાંથી આવવાને લીધે પ્રથમ તો સંગ્રામસિંહને તે ઓરડામાં કાંઇ પણ જણાયું નહિ. તે થોડી વાર ઊભો રહ્યો એટલે ત્યાં એક ખાટલા ઉપર એક મનુષ્યને પડેલો જોયો. તેને જોઇને એ મનુષ્ય બોલ્યો: “ કોણ સંગ્રામસિંહ કે ? તારે લીધે જ હું અત્યારે આવી વિપત્તિમાં આવી પડયો છું ! ”

“ આમ બોલવું એ તમને શોભતું નથી ! ” સંગ્રામસિંહ બોલ્યો: “ તમારા માણસોના બિહકણપણાને લેઇને તથા ચંદ્રપ્રભાબાઇના મૃત્યુને લીધે આપણો હેતુ બર આવ્યો નહિ. ”

“ તેનું નામ સુદ્ધાંત મારી પાસે લેઇશ નહિ. ” ધીરાજી સક્રોદ્ધ બોલ્યો: “ તેણે પોતાના હાથમાં આવેલી વીંટી લક્ષ્માદેવીને પાછી આપી ! જો કે આજ સુધી તે મારી સાથે પાતિવ્રત્ય ધર્મ પૂર્વક વર્તી હતી તોપણ તેણે મરતાં મરતાં લબાડી કરી ! ”

“ તેમને દોષ ન દ્યો ! ” સંગ્રામસિંહ બોલ્યો: “ એક ઘડીભર પછી પોતે મરણ પામનાર છે એમ જાણ્યા પછી તેમને એ વીંટીનો શો ઉપયોગ હતો ? ”

“ હા, એ પણ ખરૂં છે ! ” ધીરાજી બોલ્યો: “ ખરેખર, તે મોટી સદાચારી હતી. તે બિચારી છેલ્લી ઘડીએ જાણીજોઇને પાપ માર્ગ તરફ વળી નહિ, એ પણ એક રીતે ઠીક જ થયું છે.

સંગ્રામસિંહ ! હું ખરું જ કહું છું. મેં જ્યારે તેનું શબ જોયું ત્યારે મારી વૃત્તિ પણ બિલકુલ બદલાઇ ગએલી જેવી થઇ ગઇ હતી. મારો આ ધંધો છોડી દેવો એમ મને થયું ! પણ, દોસ્ત ! એ નિર્માલ્યપણાના વિચારને મેં લાંબો સમય ટકવા દીધો નહિ."

"શાહબાસ ! એનું નામ તે ખરી મર્દાઇ !" સંગ્રામસિંહે ઉત્તેજન આપ્યું.

ધીરાજી બોલ્યો: "તો હવે મારી મરદાનગીને શોભે એવી કાંઇ કામગીરી હોય તો કહે ! વારૂ, પણ તારે માટે તારા શેઠનો અભિપ્રાય તો સારો છેના ?"

"સદ્ભાગ્યે હજી સુધી તો કાંઇ સંશય આવેલો જણાતો નથી." સંગ્રામસિંહ બોલ્યો: "એ વિષે મેં મારી ખાત્રી કરી લીધી છે. થોડા સમય પહેલાં જ મેં લક્ષ્મીદેવીની મુલાકાત લેવાની હિમાયત કરી હતી. તે જ્યારે બળભદ્રદાસના મકાનમાં દાખલ થઇ ત્યારે તેણે જેવી દ્રષ્ટિથી મારી સામે જોયું હતું, તે જ રીતે આજે પણ જોયું. એથી તેને સંશય આવેલો હોવો જોઇએ એમ મને લાગ્યું, પરંતુ તેની મુલાકાતને અંતે તેના મનમાં મારે માટે બિલકુલ સંશય રહ્યો નથી, એવી મારી ખાત્રી થઇ છે."

"પણ તેને તારા માટે સંશય આવવાનું કારણ શું ?" ધીરાજીએ પ્રશ્ન કરતાં કહ્યું: "તેં તારા ઉપર કાંઇ પણ વહેમ ન આવે તે માટે પહેલેથી જ પૂરતી સાવધાનતા રાખી હતી. એ ભીતિને લીધે તો તેં પેલી વીંટીઓ અને તારા શેઠના પત્રો અજયસિંહ અને લક્ષ્મીદેવીના હાથમાં આપ્યાં. મારે અજયસિંહ તરીકે તથા ચંદ્રપ્રભાએ લક્ષ્મીદેવી તરીકે બળભદ્રદાસની મુલાકાત લેવી

અને તેની પાસેથી ગુપ્ત વાત જાણી લેવી, એમ આપણે ઉભયે નક્કી કરેલું હોવા છતાં તેં એ વીંટીઓ અને પત્રો તેજ વેળાએ મારા હાથમાં ન આપ્યાં એજ મોટી ભૂલ કરી ! ખરૂં કે નહિ ? જો તેં એ પ્રમાણે કર્યું હોત તો પછી આપણે 'સીદીભાઇના ડાબા કાન'ની માફક અજયસિંહ અને લક્ષ્મીદેવીને પકડીને તેમના પાસેથી વીંટીઓ લેઇ લેવાનો પ્રયત્ન કરવો ન પડત. ''

" સરદાર સાહેબ ! '' સંગ્રામસિંહ બોલ્યો: " જે બની ગયું તેનો વિચાર કરવાથી હવે શો લાભ ? અત્યારે તો સાંપ્રત સ્થિતિનો અને ભવિષ્યમાં શું કરવું તેનો વિચાર કરવાની જરૂર છે. એમ માનો કે હું તમારી સલાહ પ્રમાણે ચાલ્યો હોત અને આપણી યુક્તિ પકડાઇ ગઇ હોત તો પછી મારૂં શું થાત ? મારે મારા જીવને જોખમમાં ન નાખતાં જે કાંઇ બની શકે તેજ યુક્તિ કરવાની હતી. તમારી ઉમર પચીશ વર્ષની અને અજયસિંહ આશરે વીશ વર્ષનો તેજ પ્રમાણે ચંદ્રપ્રભાબાઇની ઉમર વીશ વર્ષની અને લક્ષ્મીદેવી આશરે સતર વર્ષની. એ વાત ભગભદ્રદાસ શેઠના ધ્યાનમાં આવી હોત તો ? પ્રથમથી જ આપણા માર્ગમાં જે મુસ્કેલી હતી તે એજ હતી. જો આપણી એ લુચ્ચાઇ પકડાઇ ગઇ હોત તો આપણે બન્ને જાનથી જાત ! ''

" એકંદરે તેં તારે માટે પૂરતી ખબરદારી લીધી હતી એમાં તો કાંઇ સંશય નથી જ ! '' ધીરોજી સ્હેજ કટાક્ષમાં બોલ્યો.

" આ ભાંજગડમાં મારો હાથ બીલકુલ જણાઇ આવવો જોઇએ નહિ, એ મારી પહેલી શરત હતી. '' સંગ્રામસિંહ કહેવા લાગ્યો: " મેં મારા શેઠની આજ્ઞા પ્રમાણે જેમને પત્રો આપવાના હતા

તેમને આપીને, તેમને ઉજ્જયની આવવાનો જે રસ્તો બતાવ્યો હતો તે માત્ર આપણી યુક્તિના એક ભાગ તરીકે તેઓ બન્ને તમારા હાથમાં સપડાઇ શકે એવા હેતુથી બતાવ્યો હતો. તેમને પકડ્યા પછી તેમની વીંટીઓ તમારા હાથમા આવ્યા બાદ બળભદ્રદાસને તમારે માટે કાંઇ સંશય આવ્યો હોત તો ન્યાયના વખતે હું તદ્દન મુકત રહ્યો હોત. એમાં મારો અપરાધ શો ? ”

“ હા, એ પ્રમાણે આપણી એની વચ્ચે ઠર્યું હતું ખરૂં; પણ આ યુકિત સિદ્ધ ન થઇ તેનો દોષ કોના પર ? ” ધીરાજીએ પ્રશ્ન કર્યો.

“ તેનો વિચાર તમે જ કરી જૂઓને ! ” સંગ્રામસિંહ બોલ્યો: “ બાકી હું તો કહીશ કે તેનો દોષ મારા ઉપર તમે ઢોળી શકો તેમ નથી. જો કદાચિત આપણી યુકિત પાર પડી હોત તો એ ગુપ્ત વાત તમારા જ જાણવામાં આવત અને તમે મને કહેત તો જ હું તે જાણી શકત. પણ જો બળભદ્રદાસને તમારે માટે સંશય આવ્યો હોત અને તમે કોણ છો એ વિષે તે બુઢ્ઢાએ મને પૂછ્યું હોત તો હું પ્રસંગ જોઇને તે વખતે મને જે યોગ્ય લાગત તે જવાબ આપત. મારા શબ્દ માત્રથી જ જો બધી વાત સરલ બની શકે તેમ હોત તો એ વિષયમાં હું મારા ઉપર કદી પણ દોષ આવવા દેત નહિ. ”

“ પણ જો અમે લૂચ્ચાં માણસો છીએ એમ ઠર્યું હોત, તો તું ન્યાયની કચેરીમાં અમારી વિરૂદ્ધ સાક્ષી આપીને અમારા ગળામાં ફાંસો ઘલાવ્યા સિવાય રહ્યો હોત ? ” ધીરોજી હસતો હસતો બોલ્યો.

"બેશક, જો મને સોગન ઉપર પૂછવામાં આવ્યું હોત તો એમ કર્યા સિવાય મારો છૂટકો જ નહોતો. કેમકે તમે અજયસિંહ અને ચંદ્રપ્રભાબાઇ લક્ષ્મીદેવી છો એમ તો હું કદી પણ કહી શકત જ નહિ. તેમ જ તમારે ખાતર મારો જીવ જોખમમાં નાખવાને પણ હું તૈયાર નહોતો. પહેલી જ વાર આ બાબત સંબંધી આપણે વાતચીત થઇ ત્યારે મારા શબ્દો શા હતા એ તમને યાદ ન હોય તો અત્યારે હું તમને ફરીથી તે યાદ આપીશ. તે વખતે મેં કહ્યું હતું કે 'જો આપણી યુક્તિ પાર પડે તો તમારે મને દગો દેઇને એકલા જ એ ગુપ્ત સ્થળનો લાભ લેવો નહિ; અને જો પાર ન પડે તો મારૂં નામ તમારે આપવું નહિ કે મારા માટે મારા શેઠના મનમાં અવિશ્વાસ ઉત્પન્ન કરવો નહિ.' એજ મારા શબ્દો હતા કે નહિ?"

"તારૂં કહેવું હું કબૂલ કરૂં છું!" ધીરાજી બોલ્યો: "હું તને બિલકુલ દોષ દેતો નથી. પણ હવે તારો શો વિચાર છે?"

"પણ તમારો સ્મશાન વૈરાગ્ય દૂર થયો કે નહિ?" સંગ્રામસિંહે વચ્ચે જ પ્રશ્ન કર્યો.

"કોણ ગયો હતો સ્મશાન?" ધીરાજી બોલ્યો: "મારી પત્નીના શબને અગ્નિસંસ્કાર કરવાનું પણ હું ધૈર્ય રાખી શક્યો નહિ! મને પકડવાને ઉજ્જયનીના સુબા તરફથી મોટું ઇનામ જાહેર કરવામાં આવ્યું છે, એટલે જો કોઇ મને સ્મશાનમાંથી પકડીને સરકારને સ્વાધીન કરે તો મારાં તો બારે વહાણ બૂડી જાય! એવા વિચારથી મેં જે બાઇએ મારી સ્ત્રીના શબની સંભાળ લીધી હતી તેને જ તેની છેવટની ક્રિયા કરવાનું કહ્યું હતું. હવે તેની ક્રિયા-કર્માંતર કેવી રીતે કરવું એના જ વિચારમાં હું છું!"

"પણ તમારો સ્વતંત્ર થવાનો—બંડ કરીને મુલક કબજે કરવાનો ઇરાદો તો તમારી પત્ની સાથે મરણ પામ્યો નથી ના ?" સંગ્રામસિંહે પૂછ્યું.

"મારી અત્યારે કેવી સ્થિતિ છે એનો ખ્યાલ તને કયાંથી હોય ? તું મને સરદાર કહે છે ખરો પણ અત્યારે મારી પાસે માણસો જ કયાં છે ? હું અત્યારે ચારે બાજુથી સપડાઇ ગયો છું !" ધીરાજીએ દિર્ઘ નિશ્વાસ મૂકીને કહ્યું.

"એટલે !" સંગ્રામસિંહ આશ્ચર્યપૂર્વક બોલ્યો: "તમે શું કહો છો તે હું સમજી શકતો નથી."

"તેમાં ન સમજી શકાય એવું કાંઇ પણ નથી." ધીરાજી બોલ્યો: "ફક્ત એક આસામી સિવાય મારા તમામ સોબતીઓ મને છોડીને ચાલ્યા ગયા છે. પેલા લુચ્ચા ગજસિંહે દગલબાજી કરીને બધાને મારી વિરૂદ્ધ ઉશ્કેર્યા. મારા મન ઉપર મારી પત્નીના મૃત્યુશોકનો મોટો આઘાત થએલો હોવાથી હવે મારાથી એક પણ હિમ્મતનું કામ બની શકશે નહિ એવી વાત તેણે મારા માણસોને કરી અને તેમનાં મન ફેરવી નાખ્યાં. માત્ર હરિયાવખાનની નિમકહલાલીમાં ફેર પડયો નથી. તે કાલે રાત્રે જ મારી પાસે આવ્યો અને તેણે આ બધી વાત મને જણાવી. એ ઉપરથી અત્યારે હું ચોતરફથી નિરુપાય અને નિરાશ થયો છું એ તું જોઇ શકયો હોઇશ."

જો આ વખતે ધીરાજીએ સંગ્રામસિંહ તરફ લક્ષ આપીને જોયું હોત તો તેને માલૂમ પડયું હોત કે સંગ્રામસિંહને તેની હકીકત સાંભળીને જરા પણ શોક કે દુ:ખ થયું નહોતું. તે ધીરા-

જીનું ભાષણ સાંભળીને બોલ્યો: "જ્યારે ગજસિંહ બેઈમાની થયો છે ત્યારે તે તમને પકડીને સરકારમાં સોંપવાનો પ્રયત્ન નહિ કરે એની ખાત્રી છે ?"

"હા, એટલી તો મારી ખાત્રી છે કે તે એવું પગલું મારી સામે ભરી શકનાર નથી." ધીરોજી ખાત્રી પૂર્વક બોલ્યો: "તે જો મારા ઉપર એવું સંકટ આણે તો તેની પણ એજ દશા થયા વગર નહિ રહે એમ તે જાણે છે. જો એ પ્રામાણિક જીંદગી ગુજારવા માગતો હોત તો જુદી વાત હતી. પરંતુ તેને પણ ધંધો તો લૂટારાનો જ કરવો છેને. એટલે જો તે મને પકડાવે તો હું તેને પકડાવું એવો તેને ભય લાગ્યા સિવાય રહે જ નહિ; કેમકે તે જાણે છે કે હું તેના દરેકે દરેક કૃત્ય અને તમામ ગુપ્ત સ્થળોથી માહિતગાર છું. તે અત્યારે મારી ટોળીનો નાયક બન્યો છે, મારો તમામ ખજાનો તેના હાથમાં આવ્યો છે, અને એટલાથી જ તે સંતોષ માનશે એવી મારી ખાત્રી છે. પરંતુ મારી પાસે અત્યારે એક કોડી પણ રહી નથી. મારી ખરેખર કંગાલના જેવી અવસ્થા થઇ પડી છે !"

આ વખતે લૂચ્ચા સંગ્રામસિંહને ઓછો આનંદ થયો નહોતો. પણ તે ધીરાજીના ધ્યાનમાં આવ્યો નહિ. ઓરડામાં પૂરતો પ્રકાશ નહિ હોવાથી એક બીજાના ચ્હેરા ઉપર થતો ફેરફાર એક બીજાના ધ્યાનમાં બરોબર રીતે આવી શકે તેમ નહોતું. તેમજ ધીરાજી નીચી નજર કરીને જ વાત કરતો હોવાથી તથા સંગ્રામસિંહ માટે શંકા લેવાનું કારણ નહિ હોવાથી સંગ્રામસિંહના મનમાં શા વિચારો ચાલે છે તે જાણવાને તે પ્રયત્ન પણ કરતો નહોતો. થોડો સમય સુધી બન્ને સ્તબ્ધ રહ્યા.

" ત્યારે હવે તમારી આગલી તમામ ઇચ્છા અને યોજના તો રદ જ થઇને ? " સંગ્રામસિંહે પૂછ્યું: " તમારા બધા વિચારે જ્યાંને ત્યાંજ સમાઇ ગયા હશે ? "

" કાંઇક એમ છે ખરૂં, " ધીરાજીએ કહ્યું: " પણ મને કહે, જે ગુપ્ત વાત અર્ધીપર્ધી તારા જાણવામાં આવ્યાનું તું કહે છે તે તું કેવી રીતે જાણી શકયો ? "

" મારૂં આખું જીવન બચપણથી જ બગાભદ્રદાસ શેઠના ઘરમાં ગએલું હોવાથી તેમના ઘરની ઇત્થંભૂત હકીકતથી હું માહિતગાર છું. તેઓ ઘણી વાર બહારગામ જતા હતા. કોઇ કોઇ વાર તો તે ચાર–ચાર પાંચ–પાંચ દિવસે પાછા આવતા. કદાચ પંદર દિવસ કે મહિનો પણ થતો. પણ ઘરનાં તમામ માણસોને તો એમ જ લાગતું કે તેઓ વ્યાપાર સંબંધી કામકાજ માટે કયાંય પણ જતા હશે. મને એમ લાગતું નહિ. આમાં કાંઇ ગુપ્ત ભેદ છે એમ મારા મનને થયું એટલે તે જાણવાને મારા મનમાં તલપાપડ થવા લાગી. છેવટે એક વખત હિમ્મત કરીને હું તેમની પાછળ પાછળ ગયો. પરંતુ તેમનો બંદોબસ્ત એટલો સખ્ત હતો કે મારી આ ચોરી પકડાઇ ગયા સિવાય રહી નહોત. એક બે વખત તો હું તેમની નજર પડતાં સહજમાં બચી ગયો. એટલે છેવટે અધેથી મેં તેમની પાછળ લાગવાનો વિચાર માંડી વાળ્યો. એ વેળા તેઓ એક મહિનો બહાર રહ્યા હતા. તે જ્યારે ઘેર આવ્યા ત્યારે બિલકુલ હતાશ બની ગયા હતા. તે એક વખત નિદ્રામાં કાંઇક લવવા લાગ્યા. તે ઉપરથી હું એટલું સમજી શકયો કે તેમનો કોઇ જીવજાન મિત્ર થોડા સમય પહેલાં જ મરણ

પામેલો હોવો જોઇએ. પરંતુ તે મિત્ર કોણ એ હું જાણી શક્યો નહિ."

જે પ્રસંગનો સંગ્રામસિંહે ઉલ્લેખ કર્યો હતો તે સૂર્યસિંહજીના મૃત્યુ સમયનો હતો એ ચતુર વાચકના ધ્યાનમાં આવ્યું જ હશે.

"એ પ્રસંગ પછી લગભગ દશ-બાર દિવસ પર્યંત બળભદ્રદાસ એકાન્તમાં લખ્યા જ કરતા હતા." સંગ્રામસિંહ આગળ કહેવા લાગ્યો: "તે શું લખતા હતા એ જાણવાને માટે હું વાઘની પેઠે ટાંપી રહ્યો હતો. છેવટે એક વખત મને દશ-પંદર પળ ત્યાં જવાનો લાગ મળ્યો. એટલા સમયમાં તે જે લખતા હતા તેમાંનો થોડોક ભાગ હું વાંચી શક્યો તે ઉપરથી મારા જાણવામાં આવ્યું કે કોઇ પણ સ્થળે એક ગુફા છે અને તેની આસપાસ ચોતરફ પર્વત છે. તેમણે એ ગુફાનું પુષ્કળ વર્ણન કર્યું હતું જે અત્યારે હું વિસ્તારથી કહેવા ઇચ્છતો નથી. પણ તેમાં સોના રૂપા અને જવાહિરના ઢગના ઢગ પડયા છે એવું મેં વાંચ્યું. તે ગુફાનું નામ 'નંદનવનની ગુફા' જણાવ્યું હતું. મેં આગળ પણ વાંચ્યું હોત પરંતુ દૂરથી બળભદ્રદાસનાં પગલાંનો અવાજ મેં સાંભળ્યો અને હું ત્યાંથી બહાર નિકળી ગયો."

"બહુ થયું!" શીરોજી નિરાશ મુખે બોલ્યો: "તે ગુફા પ્રાપ્ત કરવાની આપણી આશા તદ્દન વ્યર્થ ગઇ છે! માટે હવે તે વાત જવા દે. પણ અત્યારે મારી જે દૈન્યાવસ્થા થઇ પડી છે તે દૂર કરવાને માટે જો તું કાંઇ યુક્તિ બતાવી શકતો હોય તો કહે. મને અત્યારે દ્રવ્યની ખાસ જરૂર છે. મારે માત્ર એ વાત સિદ્ધ કરવાની છે."

"શું ? એ વાત સિદ્ધ કરવાની છે ?" સંગ્રામસિંહે પૂછ્યું. ધીરોજી હજી તદ્દન નિરાશ થયો નથી, તેના મનમાં કાંઇ પણ કલ્પના ઘોળાયા કરે છે, તેથી તે પોતે યોજેલી યુક્તિમાં વિશેષ ઉપયોગી થઇ પડશે, એમ લાગવાથી સંગ્રામસિંહના મનમાં આનંદના ઉમળકા આવવા લાગ્યા હતા.

"હા, મારે એ વાત સિદ્ધ કરવાની છે." ધીરોજી બોલ્યો: "તેમાંની પહેલી તો એ કે મારી સ્ત્રીના મૃત્યુને લીધે જે થોડી ઘણી ઉદાસિનતા મારા અંગમાં આવી છે તે દૂર કરવાને માટે કાંઇ પણ બીજા વિચારમાં મારા મનને ગુંથવું. બીજી એ કે પેલા હરામખોર ગજસિંહને તેની નિમકહરામીનો બદલો આપવાને માટે થોડાક માણસો ફરીથી એકઠા કરવા."

"પણ એ ઇચ્છા પાર પાડવાને તમને દ્રવ્યની પ્રથમ જરૂર પડશે." સંગ્રામસિંહ બોલ્યો.

"હાજ તો !" ધીરાજીએ કહ્યું: "પૈસાની તો પહેલી જરૂર. નવા માણસોને પગાર આપવાને માટે તથા તેમને સારૂ ઘોડા અને ખાસ શસ્ત્રો ખરીદવાને માટે દ્રવ્ય અવશ્ય જોઇએ. પણ એ કાંઇ તારી પાસેથી મળી શકે તેમ નથી, તો પછી તને તે માટે વિશેષ આગ્રહ શા માટે કરવો ?"

"મારી પોતાની પાસે તમારે જોઇએ તેટલું દ્રવ્ય તો નથી, પણ તે મેળવવાની યુક્તિ છે." સંગ્રામસિંહે ધીરાજીના હૃદયમાં આશાનો સંચાર કર્યો.

"એ યુક્તિ જો તું મને જણાવીશ તો હું તારો જન્મોજન્મનો ઋણી ગનીશ." ધીરોજી વિનિત ભાવે બોલ્યો.

" તથાપિ આ વખતે પણ મારે મારા માટે સાવચેતી રાખવી જોઇશે આપણી એક યુક્તિ તો રદ ગઇ છે અને કર્મધર્મસંયોગે આ યુક્તિ પણ રદ જાય તો હું કાંઇ મારી જીંદગીનો રોટલો ટાળવાને ઇચ્છતો નથી. "

" એ પણ ખરૂં છે. " શ્રીરાજી બોલ્યો: " અગાઉની માફક જ હું તને વચન આપું છું કે કદી દુર્દૈવે આ આપણી યુક્તિ પણ બરબાદ જશે તથાપિ હું તારૂં નામ કદી પણ જાહેરમાં મૂકીશ નહિ. હવે તો તારી ખાત્રી થઇને ? "

" હા, તમારા વચન ઉપર મને સંપૂર્ણ ભરોંસો છે. " સંગ્રામસિંહ બોલ્યો: " તમારી સાથે અત્યારે તમારો એક વફાદાર સોબતી છે નહિ ? તેનું નામ તમે શું કહ્યું ? હં, બરોબર, દરિયાવખાન ! "

" એ જ; તે આજે સંધ્યાકાળે પુન: મને મળવા આવશે. " શ્રીરાજીએ જવાબ આપ્યો.

" વારૂ ત્યારે, આજે બરોબર મધ્યરાત્રી ભગભગ તમે અમારા બગીચાના પાછલા દરવાજા પાસે આવજો. ત્યાં આવીને ધીમે ધીમે દરવાજાની બહારની સાંકળ ત્રણ વાર ખખડાવજો. તે પછી બાકીનું જોખમ મારે શિરે ! "

" હં, તેં કહ્યું તે મારા ધ્યાનમાં આવ્યું. હું તારી સલાહ પ્રમાણે ત્યાં આવીશ. પણ પછી શું કરવાનું છે તેનો થોડો ખ્યાલ તો મને આપ. " શ્રીરાજીએ ઉત્સુકતા પૂર્વક પૂછ્યું.

" કહું છું, સાંભળો. " સંગ્રામસિંહ બોલ્યો: " લક્ષ્મીદેવીને મારે માટે થોડો ઘણો સંશય તો આવેલો છે જ. હું તેની પાસે ગયો હતો

ત્યારે તે મારી સામે તિક્ષ્ણ દ્રષ્ટિએ જોતી હતી; જાણે કેમ મારૂં હૃદય જાણવાનો પ્રયત્ન કરતી હોયની હવે તેનો સંશય કાયમ થવાનું જો એકાદું પણ કારણ તેને મળે તો તે પછી મને છૂટો મૂકે ખરી કે ? તે સ્વભાવત: ઉદાર દિલની છે; તેના મનમાં કાંઇ પણ શંકા રહી નથી એમ બતાવવાને તેણે મને પોતાની વીંટી બક્ષિસ આપવા માંડી હતી એ ખરૂં, પણ આ સંશયની ચીણગારી ક્યારે મોટા ભડકાનું સ્વરૂપ લેશે અને તેમાં ક્યારે અને શેની આહૂતિ પડશે એનો કાંઇ નિયમ નહિ. મેં એ બન્નેને– અજયસિંહ તથા લક્ષ્મીદેવીને જે રસ્તો બતાવ્યો હતો એટલા ઉપરથી જ મારી લૂચ્ચાઇ તેમના જાણવામાં આવી હશે. લક્ષ્મીદેવીના ધ્યાનમાં તો તે ચોક્કસ આવી હશે; કારણ કે તે ચાણક્ષબુદ્ધિની છે. વળી તેની સાથે કોઇ પણ પુરુષને લેવો નહિ એમ મેં તેને ખાસ કરીને બે-ત્રણ વખત કહ્યું હતું. આ એકજ મહત્વનો મુદ્દો મારા કપટી વર્તનની સાબિતી માટે પૂરતો છે; અને જો લક્ષ્મીદેવી સાથે વાત થતાં એ વાત બળભદ્રદાસના જાણવામાં આવે તો મેં તેમનો હુકમ બજાવવામાં મારી પોતાની અક્કલ પણ ચલાવી છે એમ તેમના ધ્યાનમાં આવ્યા સિવાય રહે નહિ; અને તેને પરિણામે મારી લૂચ્ચાઇ પણ ક્ષણાર્ધમાં જ ખૂલ્લી થઇ જાય ! એટલા માટે એ સંકટમાંથી મુક્ત થવાની તજવીજ મારે સવેળાએ જ કરવી જોઇએ.”

એ પછી તે બન્ને વચ્ચે જે વાતચીત થઇ તે અત્યારે જ આ સ્થળે જણાવવાની જરૂર નથી. કથાનુરોધે એ પ્રત્યક્ષ બનતાં જ વાચકોના ધ્યાનમાં આવશે. એટલું કહેવાની જરૂર છે કે આ યુક્તિ સંગ્રામસિંહ અને હીરાજીની સાહસવૃત્તિને યોગ્ય અતિ ભયંકર હતી.

તે પછી સંગ્રામસિંહ ધીરાજીને રામરામ કરીને બહાર પડયો. તે બળભદ્રદાસ શેઠના મકાન તરફ નહિ જતાં શહેર બહાર એક આંબાવાડીયા આગળ એક મોટું મકાન હતું એ મકાન તરફ ગયો. આ મકાન વિસ્તીર્ણ હતું. તેની ફરતો બગીચો પણ વિશાળ હતો. તે બાગની ફરતી મજબૂત પત્થરની દીવાલ હતી. સંગ્રામસિંહ દરવાજા પાસે પહોંચ્યો ત્યારે દરવાજા ઉપર એક પઠાણ હાજર હતો. તે પઠાણ સાથે સંગ્રામસિંહે કાંઇક વાતચીત કરી એટલે તેણે દરવાજો ઉઘાડીને સંગ્રામસિંહને અંદર લીધો અને દરવાજો પાછો બંધ કરી દીધો.

સંગ્રામસિંહ બાગમાં ગયો. જ્યાં ત્યાં તરૂણ તરૂણ છોકરીઓ તેના જોવામાં આવી. આવા પ્રકારનો યુવતિ સમૂહ પૂર્વે કદી પણ તેની દ્રષ્ટિએ પડેલો નહિ હોવાને લીધે તે તેમને જોઇને ભુબખ જેવો બની ગયો !

---

## પ્રકરણ ૧૯ મું.

---

### લક્ષ્મીદેવીનું હરણ-બળભદ્રદાસનું ખૂન.

સંગ્રામસિંહ ધીમે ધીમે એ બાગની-વિશેષત: યુવતિઓની શોભા જોતો આગળ ચાલતો હતો. તે સ્થળે જાણે સ્ત્રીઓના સાૈંદર્યનું પ્રદર્શન જ ભર્યું હતું. સાૈંદર્યનો દરેક પ્રકાર તે સ્થળે નજરે પડતો હતો પાતળી, મધ્યમ અને હૃષ્ટપુષ્ટ બાંધાની, સોનેરી રંગના તેમજ કાળા રંગના કમર સુધી પહોંચતા તથા તેથી

ઓછા વાળ વાળી, ઘેરા આસમાની રંગની તેમજ શ્યામ રંગનાં, માંજારના જેવી તથા હરિણના જેવી આંખોવાળી, મેંદાના જેવા શુભ્ર વર્ણથી તે કિંચિત્ ઘનસ્યામ રંગની ઝાંખ દેખાય ત્યાં સુધીના જુદા જુદા અનેક રંગની છટાવાળી, કૌમાર્યાવસ્થામાંથી નિકળીને તરતની જ તારૂણ્યાવસ્થામાં પ્રવેશેલી તેમ જ ભરજુવાનીના મદથી ઉન્મત બનેલી, કોઇ રંભા જેવી તો કોઇ ઉર્વષી જેવી, પ્રોત-પોતાના સૌંદર્ય માટે અભિમાન દર્શાવતી અનેક રમણીઓ તે ઉપવનમાં વિહાર કરતી હતી. તેમના સ્વરૂપમાં, જાતિમાં, પોશાકમાં, મનઃસ્થિતિમાં, સર્વમાં ભિન્નતા સ્પષ્ટ જણાઇ આવતી હતી. કોઇ કોઇની મનોવૃત્તિ ઉલ્લસિત દેખાતી હતી! તો કોઇ કોઇના ગુલાબી ગાલ ઉપર અશ્રુબિન્દુ ચમકતાં હતાં. આ સ્ત્રીઓ કોણ છે તથા અહીં શા માટે એકત્ર થઇ છે એ હમણાં જ વાચકોના જાણવામાં આવશે.

પોતાનાં નેત્રોને પ્રાપ્ત થએલા આ આનંદપ્રદ ભોજનથી તૃપ્ત કરતો સંગ્રામસિંહ બાગમાંના બંગલા તરફ જતો હતો. તેને બાગમાં આવેલો પેલી સ્ત્રીઓએ જોયો હતો, પરંતુ તેમણે તેની બિલકુલ દરકાર કરી નહિ કે તેની તરફ લક્ષ પણ આપ્યું નહિ.

બંગલાની ખૂલ્લી ઓશરી ઉપર એક ગાદી બિછાવીને તેના પર તકીઆને અઢેલી હુક્કાની નળી મ્હોંમાં લેઇને ધુમાડાના ગોટા કાઢતો બેઠેલો એક મનુષ્ય તેની દ્રષ્ટિએ પડયો. વાડીનો માલિક આજ છે એમ તેણે ત્યાંની પરિસ્થિતિ ઉપરથી સહજ જ અનુમાન કર્યું, અને મુસલમાની દરબારી રિવાજ મુજબ જમીન સુધી નમીને ત્રણ વાર સલામ કરીને ઉર્દૂ ભાષામાં જ કહ્યું: " ઇશ્વર આપનું કલ્યાણ કરો ! "

તે ગૃહસ્થે પણ પોતાની માતૃભાષા–ઉર્દુ ભાષામાં જ જવાબ આપ્યો: "ખુદા તમારૂં પણ ભલું કરો!" એટલું કહીને તેણે પુન: હુક્કો તાણુવા માંડ્યો. ઇસ્લામી રિવાજ મુજબ મોટા દરજ્જાના માણસની હાજરીમાં તેણે પ્રશ્ન કર્યા સિવાય હલકા દરજ્જાના મનુષ્યે બોલવું એ અસભ્યતા ભરેલું ગણાવાથી સંગ્રામસિંહ તે ગૃહસ્થના મુખ સામે જોતો થોડો સમય સ્તબ્ધ બેસી રહ્યો. છેવટે એ ગૃહસ્થનું મુખ ઉઘડયું. તેને સંગ્રામસિંહ સાથે આગલી ઓળખાણ નહોતી, તોપણ તેણે પ્રશ્ન કર્યો: "કેમ, શી ખબર લાવ્યા છો?"

"મુસ્તફા યાકુબઁ સાહેબ! પ્રભુ આપનું કલ્યાણ કરો!" સંગ્રામસિંહ બોલ્યો: "આપના કાન ઉપર આવી ન હોય એવી મહત્ત્વની ખબર વળી શી હોય?"

"ઠીક કહો છો!" આવેલ ગૃહસ્થ હિંદુ જાતિનો છે એમ જાણીને મુસ્તફા બોલ્યો: "વારૂ, ખુશીમાં?"

"હાજી!" મોટી નમ્રતા ધારણ કરીને સંગ્રામસિંહે કહ્યું: "આપ પણ ખુશીમાં?"

"ખૂબ ખુશીમાં!" મુસ્તફાએ કહ્યું: "પણ આપ કોણ?"

"હું બળભદ્રદાસ શેઠનો ખાનગી કારભારી!" સંગ્રામસિંહે જવાબ આપ્યો.

"એમ! બળભદ્રદાસ ગર્ભશ્રીમંત હોવા સાથે મોટા વ્યાપારી છે. તે જાતે હિંદુ વણિક હોવા છતાં પણ ખુદાની તેમનાપર પનાહ છે. તેમને પુત્ર પુત્રી વગેરે સંતતિ હોવા સાથે જરની પણ તેમને ત્યાં રેલછેલ છે!" મુસ્તફાએ બળભદ્રદાસના વિશ્વાસુ કાર-

ભારી પાસે સભ્યતાના તરીકા મુજબ તેના શેઠના વખાણ કર્યા. એ વખાણમાં અતિશયોક્તિ નહોતી એ તો વાચકો જાણે જ છે.

પુનઃ થોડો વખત બન્ને સ્તબ્ધ રહ્યા. તે દરમિયાન મુસ્તફાએ સંગ્રામસિંહનું બારિકાઇથી અવલોકન કરી લીધું. જો કે તે સંગ્રામસિંહના ધ્યાનમાં આવ્યું નહિ.

" તમે જે કામ માટે અહીં આવ્યા હશો, તે કામ ખુદાની મહેરથી પાર પડશે." સંગ્રામસિંહને તેના ભાષણનો પ્રારંભ કરવાની સૂચના આપવાના હેતુથી મુસ્તફા બોલ્યો.

" મેં જેમનું હમણાં નામ લીધું તે બળભદ્રદાસના મકાનમાં હાલમાં એક પરી આવીને રહેલ છે. તેનું વય માત્ર સતર વર્ષનું જ છે, અને તે સૌંદર્યની મૂર્તિમંત પુતળી છે. આજ સુધીમાં એવી સુંદરી આપના જોવામાં પણ આવી નહિ હોય !"

" આ બગીચામાં કેવી સુંદર છોકરીઓ છે તે તમે જોઇ છે?" મુસ્તફા યાકુબ બોલ્યો: " એના કરતાં પણ ખુબસુરતીમાં ચઢી જાય એવી છોકરી હોય જ કયાંથી ?"

" મેં જો બળભદ્રદાસ શેઠના મકાનમાં એ સુંદરીને જોઇ નહોત તો આ આપના બગીચામાંની રમણીઓને જોઇને હું કહેત કે તેમના કરતાં વિશેષ સૌંદર્યવતી સ્ત્રી આખા ત્રિભુવનમાંથી પણ મળી શકે તેમ નથી." સંગ્રામસિંહે જવાબ આપ્યો: " પણ જે સુંદરી વિષે હું કહું છું તેમની દાસીઓ તરીકે ઊભી રહેવાને પણ આ છોકરીઓ યોગ્ય નથી !"

" અહો, કારભારી !" મુસ્તફા ગર્વપૂર્વક બોલ્યો: " પુનઃ એક વખત બારીકાઇથી એ છોકરીઓ તરફ જુઓ ! પછી મારી

ખાત્રી છે કે તમે તમારી સુંદરીનું અતિશયોક્તિપૂર્વક વર્ણન કરો છો એમ તમને પોતાને જ લાગ્યા સિવાય રહેશે નહિ. ''

" સાહેબ ! મેં તે સઘળી છોકરીઓને જ્યારે હું બાગમાં આવતો હતો ત્યારે જ જોઇ છે; '' સંગ્રામસિંહે કહ્યું: " અને તેથી જ હું કહું છું કે બળભદ્રદાસ શેઠના મકાન માંહેની સુંદરીની જોડીની આમાં એકે સ્ત્રી નથી. ''

" જ્યારે તમે આટલી ખાત્રી સાથે કહો છો ત્યારે તમારા શબ્દો ઉપર હું ભરૂંસો મેલું છું. '' મુસ્તફા બોલ્યો: " પણ પુનઃ એક વખત જૂઓ. પેલી તરૂણી સ્મિત કરી રહી છે તેના ચણોઠી જેવા લાલ હોઠ તરફ નજર કરો. જૂઓ પેલી બીજી–તેના દાડમની કળીને પણ શરમાવે તેવા દાંત ધ્યાનમાં લ્યો. જોઇ પેલી હાથમાં ગુલાબનું ફૂલ લેઇને તેની સાથે ખેલતી તરૂણી–તે પોતાના ગાલના ગુલાબી રંગની છટાથી ગુલાબી ફૂલને પણ ઝાંખું બનાવી દે છે. પેલી ચોથી તો જાણે આકાશમાંથી વિજળી જ નીચે ઉતરીને ચમકી રહી છે. જૂઓ પેલી પાંચમી લતા મંડપ તરફ આવે છે. તેનું નાક કેવું મરોડદાર છે, આંખો કેવી પાણીદાર છે, હાથ કેટલા નાજુક છે ! એ તો જાણે સૌંદર્યની મૂર્તિમંત દેવી જ છે ! ''

" સાહેબ ! આટલી બારિકાઇથી વર્ણન કરીને આ સ્ત્રીઓનું સૌંદર્ય મારી આંખો સામે આપે ખડું કર્યું, એ પણ એક રીતે બહુ ઉત્તમ થયું છે. આ રમણીઓ સુંદર છે એમાં શક નથી. પણ હું જે સ્વર્ગની અપ્સરાનું વર્ણન કરૂં છું એ તો કાંઇ ઓરજ છે ! આપે બતાવી તેમાંની પહેલીનો હોઠ, બીજીનાં મોતી જેવા

દાંત, ત્રીજીના ગુલાબી ગાલ, ચોથીનું ચાપલ્ય, પાંચમીના પાણીદાર નેત્રો, નાજુક હાથ, મરોડદાર નાક, છઠ્ઠીની નાગની ફેણ જેવી વેણી, સાતમીના મધુર શબ્દ, વિશેષ તો શું પણ આ દરેક સ્ત્રીનો જે જે ઉત્તમ ભાગ છે તે તે લેઇને ઇશ્વરે હું કહું છું તે સ્ત્રીની પુતળી બનાવેલી છે. જે દિવસે તેને સંપૂર્ણ નવરાશ હશે તે દિવસે જ તેણે એ પુતળીને ઘડેલી હોવી જોઇએ ! સાહેબ ! એમજ સમજો કે હું આ જમીન ઉપરની સ્ત્રીનું વર્ણન કરતો નથી પણ આસ્માનની પરીનું જ વર્ણન કરૂં છું. ”

“ ખુદા મોટા છે ! ” મુસ્તફા બોલ્યો: “ અને તેમની કરણી પણ અગાધ છે. પણ જ્યારે તે સર્વાંગે સુંદર છે ત્યારે તેમાં કાંઇ દોષ છે કે નહિ ? ”

“ હા છે. દોષ પણ છે. ” સંગ્રામસિંહ બોલ્યો: “ પણ તે તેના સ્વરૂપમાં નહિ; તેના મનમાં છે. ”

“ એટલે ? શું તે ગાંડી છે ? ”

“ ગાંડી તો નહિ, પણ એક બાબતમાં તે જરા ચમત્કારિક છે. તે હૂશિયાર છે, ભણેલી છે, સુશીલ છે, સુસ્વભાવી છે, સંગીતશાસ્ત્રમાં કુશળ છે, વિશેષ તો શું પણ સ્ત્રીઓમાં જે જે ગુણો જોઇએ તે તમામ ગુણો તેનામાં છે. અહા તેની વાણીમાં કેટલું માધુર્ય ! ”

“ જ્યારે એટલા બધા તેનામાં ગુણ છે, તો પછી તેનામાં ખોડ શી ? ” મુસ્તફાએ પૂછ્યું.

“ ખોડ માત્ર એટલીજ છે કે તેના મનમાં થોડુંક ગાંડપણુ ભરેલું છે. ” સંગ્રામસિંહ બોલ્યો: “ તેનું નામ છે લક્ષ્મી ! તે

સુંદર હોવાને લીધે લોકો તેની ખૂબ તારિફ કરતાં હોવાને લીધે વૈતાળગઢની રાણી લક્ષ્મીદેવી તેજ હું છું, એમ તે પોતાના મનમાં સમજે છે. તેનું એ મત પોતાને માટે એટલું બધું દૃઢ થયું છે કે તેનું બોલવું, તેનું ચાલવું, તેનું સર્વ વર્ત્તન એકાદી રાણીને શોભે તેવું લાગે છે. એ કારણથી કોઇ નવીન મનુષ્ય તો જરૂર ભૂલથાપ ખાઇ ગયા સિવાય રહે નહિ. ”

“ પણ મારો તો શરૂઆતથી જ આ ધંધો હોવાને લીધે એવી ઘણી હઠીલી છોકરીઓ મારા જોવામાં આવી છે. તમે તેનું એ ગાંડપણ મને જણાવ્યું નહોત તોયે તેને જોતાં જ હું તે જાણી શકયો હોત. ” મુસ્તફા પોતાની દાઢી ઉપર હાથ ફેરવતો બોલ્યો: “વૈતાળગઢની રાણી લક્ષ્મીદેવી બળભદ્રદાસ જેવા એક વેપારીને ત્યાં આવે જ શા માટે ? ”

“ ખરૂં છે. આપ ખરેખર અક્કલમંદ છો ! ” સંગ્રામસિંહ આ મુસ્તફાની ખોટી મગરૂરી માટે મનમાં ને મનમાં હસતો બોલ્યો: “ આપની અક્કલની તારીફ થઇ શકે એમ નથી ! ”

“ મને આ દુનિયાનો પુષ્કળ અનુભવ મળેલો છે. ” પોતાની પ્રશંસાથી ફૂલાઇ ગએલો મુસ્તફા બોલ્યો: “ પણ તમે શા કામે આવ્યા છો તે હજી સુધી મને જણાવ્યું નહિ. ”

સંગ્રામસિંહ સરકતો સરકતો આગળ વધીને મુસ્તફાની અર્ધી ગાદી ઉપર જઇને બેઠો, અને તે બન્ને જણાએ ધીમે ધીમે કાંઇક વાતચીત કરી. તેમની વાતચીત લગભગ અર્ધ ઘડી ભર ચાલી. છેવટે સાટું નક્કી થયું અને પછી મુસ્તફાની રજા લઇને સંગ્રામસિંહ નિકળ્યો. તે પુનઃ બગીચામાંની સ્ત્રીઓની સુંદરતાનું નેત્રો વડે

પાન કરતો કરતો દરવાજા પાસે આવ્યો અને ત્યાંથી બહાર નિકળ્યો. ત્યારબાદ માર્ગમાં આમ તેમ ન જોતાં અને ક્યાંય પણ ન રોકાતાં તે એકદમ બળભદ્રદાસ શેઠના મકાને આવી પહોંચ્યો.

ઘેર આવતાં સહુથી પહેલાં તેણે પોતાની ગેરહાજરી વિષે ઘરમાં કાંઇ ઉહાપોહ થયો હતો કે નહિ એ વિષે તપાસ કરી. પરંતુ તેને માલૂમ પડ્યું કે તે ત્યાં નહોતો એ કોઇના પણ ધ્યાનમાં આવ્યું નહોતું. એ જોઇને તેને આનંદ થયો અને પોતાની યુક્તિ સરળતાથી પાર પડી શકવામાં હરકત આવશે નહિ એમ તેણે ધાર્યું.

આજે રાત્રીએ જમ્યા પછી બળભદ્રદાસ શેઠ અજયસિંહ અને લક્ષ્મીદેવીને પેલા ગુપ્ત સ્થળ સંબંધી હકીકત કહેવાના હતા; પરંતુ જમતાં જમતાં એકાએક બળભદ્રદાસનું મસ્તક સખ્ત દુ:ખવા આવ્યું અને એક ઉલ્ટી પણ થઇ. એથી તે રાત્રે તેમને વિશેષ શ્રમ નહિ આપવાના ઇરાદાથી અજયસિંહ અને લક્ષ્મીદેવી તેમની પાસે માત્ર અલ્પ સમય જ બેસીને ઊઠી નિકળ્યાં. જેમ જેમ વખત થવા લાગ્યો તેમ તેમ સર્વ માણસો પોતપોતાના સ્થાને જઇને શયન કરવા લાગ્યાં.

મધ્યરાત્રીનો સમય થવા આવ્યો હતો. સંગ્રામસિંહ પોતાના ઢોલીઆ ઉપરથી લપાતો લપાતો ઊઠ્યો; અને તેનાં પગલાંનો કોઇ અવાજ સાંભળી ન જાય તથા જરા પણ ખખડાટ ન થાય એવી રીતે ચાલતો ચાલતો અને આસપાસ કોઇ જાગૃત છે કે નહિ તેની તપાસ કરતો તે મકાનની પાછળના બગીચામાં આવ્યો. ત્યાં બીલકુલ નિ:સ્તબ્ધતા રાજ્ય કરી રહી હતી. રાત્રી અંધારી હતી, તદપિ આકાશ સ્વચ્છ હોવાથી તારાના ઉજેશને લીધે દૂરની વસ્તુ દેખાઇ

શકે તેમ હતું. એ જોઇને સંગ્રામસિંહે વિચાર્યું કે રાત્રી વિશેષ અંધારી હોત તો વધારે સારૂં હતું !

સંગ્રામસિંહ બગીચાના પાછલા દરવાજા પાસે ગયો; તેને ત્યાં વધારે વખત ઊભા રહેવું પડયું નહિ હોય એટલામાં દરવાજાની સાંકળનો ત્રણ વખત અવાજ આવ્યો. તેણે પોતાની પાસેની કુંચી વડે અંદરનું તાળું ખોલીને દરવાજો ઉઘાડયો. બે માણસો બગીચામાં દાખલ થયા. એ બન્ને જણા ધીરોજી અને દરિયાવખાન હતા. દરિયાવખાન શરીરે તગડો અને પઠાણ જાતિનો હતો. તે ઉજ્જયનીના લશ્કરમાં અગાઉ નોકર હતો. એક વખત તે કાંઇ કારણસર સેનાપતિની સામો થઇ જવાને લીધે તેને નોકરીમાંથી કાઢી મૂકયો હતો. ત્યારથી તે ધીરાજીને જઇને મળ્યો અને તેની ટોળીમાં સામેલ થયો હતો. તેનો ધીરાજી ઉપર અતિશય પ્રેમ હતો. તે વફાદાર પણ હતો. ટોળીમાંના બીજા બધા ગજસિંહની ઉશ્કેરણીથી ફરી ગયા હતા. પરંતુ દરિયાવખાન બેઇમાની થયો નહોતો.

સંગ્રામસિંહે ધીરાજીના હાથમાં પાછલા જીનાના દરવાજાની કુંચી આપી. એ દરવાજો ખોલીને જીના ઉપર થઇને લક્ષ્મીદેવીના ઓરડામાં જઇ શકાતું હતું એ તો વાચકો જાણે જ છે.

જીના ઉપર થઇને ત્રણે જણા ઉપર ગયા એટલે લક્ષ્મીદેવીની ઓરડી દેખાઇ. ઓરડીનાં બારણાં બંધ હતાં અને અંદરથી સાંકળ વાસેલી હતી. ધીરાજીએ આસાનીથી એક બારણાને ચણીઆરા ઉપરથી ઉતારીને અળગું કર્યું એટલે ઓરડીમાં પ્રવેશ કરવાનો માર્ગ ખૂલ્લો થયો.

"હવે જે કામ કરવાનું છે તે તમે જ તમારી મેળે કરી લ્યો!" એટલું કહીને સંગ્રામસિંહે ધીરાજીની નજીક જઇને

ધીમેથી કહ્યું: "મુસ્તફા સાથે મેં બધી વાતચીત કરી રાખી છે." પછી તે નીચે બાગમાં આવ્યો અને આ નીચ અને અઘોર કૃત્ય કેવી રીતે પાર પડે છે તે જોવા માટે એક વૃક્ષ પાછળ નીચે અંધારામાં લપાઇને ઊભો રહ્યો.

લક્ષ્મીદેવી અને તેની બન્ને દાસીઓ આ વખતે ગાઢ નિદ્રામાં હતી, પોતાના ઉપર કાંઇ પણ સંકટ આવનાર છે, એની તે બિચારીઓને ગંધ પણ નહોતી. ધીરાજી અને દરિયાવખાનના હાથમાં ખંજરો તૈયાર હતાં. જો એ દાસીઓમાંની કોઇએ કાંઇ પણ હીલચાલ કરી હોત તો તેનું મ્હોં ક્ષણ માત્રમાં બંધ કરી નાખ્યું હોત. પણ એવો કાંઇ પ્રકાર બનવા પામ્યો નહિ. દરિયાવખાનના હાથમાં નાનું ચોર ફાનસ હતું અને તેનો મંદ પ્રકાશ ઓરડીમાં પડતો હતો.

આ નરરાક્ષસોને માત્ર લક્ષ્મીદેવીને જ ઉપાડી જવાની હતી. તેની દાસીઓના સંબંધમાં તેમને કાંઇ પણ કર્ત્તવ્ય નહોતું. ધીરાજીએ એક ન્હાની શીશી કાઢીને તે લક્ષ્મીદેવીના નાક પાસે ક્ષણ ભર ધરી, એટલામાં જ તે બેશુદ્ધ બની ગઇ. પછી તુરત તે જ શીશી તેણે એક દાસીના નાક પાસે ધરી. દરિયાવખાને પણ બીજી દાસીને બેશુદ્ધ બનાવી. ત્રણે જણીને પૂરેપૂરી બેસાવધ થયેલી જોઇને આ બન્નેને સંતોષ થયો. હવે ધીરાજીએ લક્ષ્મીદેવીની કુમળી દેહલતાને તેના પલંગની ચાદરમાં ગાંઠડીની પેઠે બાંધી લીધી, અને બે હાથે તેને ઉપાડી દરિયાવખાન આગળ અને પોતે પાછળ એમ પોતાનાં પગલાંનો અવાજ ન થાય એવી રીતે તેઓ જીનાપરથી નીચે ઉતર્યા.

પરંતુ હવે આપણે સંગ્રામસિંહ તરફ વળીએ. ઝાડ નીચે લપાઇને ઊભા રહ્યાને વધુ વખત થયો નહિ હોય એટલામાં તેને

બાગમાં પોતાના સિવાય બીજું પણ કોઇ છે એવો ભાસ થયો. કોઇનાં પગલાંનો અવાજ તેના કર્ણ ઉપર પડ્યો. જો અજયસિંહ અત્યારે બાગમાં ફરવાને આવ્યો હશે તો વિકટ પ્રસંગ આવશે; જો બળભદ્રદાસ આવતા હશે તો તે આ બધો બનાવ જોઇને ધૂમરાણ કર્યા સિવાય રહેશે નહિ; અર્થાત્ પોતાના ઉપર વિકટ પ્રસંગ આવી લાગ્યો છે એવી ખાત્રી થતાં એ બ્હિકણ સંગ્રામ-સિંહના મનમાં હજારો વિંછીઓના ડંખ જેટલી વેદના થવા લાગી! હવે ન્હાસી જવાનું અશકય હતું. કેમકે પગલાંનો અવાજ નજીક ને નજીક આવતો હતો. સંગ્રામસિંહનું હૃદય જોરથી ધડકવા લાગ્યું. એટલામાં જે શબ્દો તેના કાને પડ્યા તે ઉપરથી આવનાર માણસ બળભદ્રદાસ છે એવી તેની ખાત્રી થઇ.

"આજ મારા મનને આ શું થાય છે?" બળભદ્રદાસ એ-કલો એકલો બોલતો હતો: "શું કાંઇ સંકટ મારા ઉપર આવ-વાનું હશે તે કારણથી મારૂં મન આટલું વિહ્વળ બન્યું છે, અથવા સ્હાંજે મારૂં માથું દુ:ખવા આવ્યું અને મને ઉલટી થઇ તેનું આ પરિણામ છે? મારા આખા જન્મારામાં હું કદી પણ આટલો બધો અસ્વસ્થ બનીને આટલી મોડી રાત્રે બાગમાં આવ્યો નથી! વારૂ, થોડી વાર આ બાગની ખૂલ્લી અને શિતળ હવામાં આમેતેમ ફરૂં. કાંઇ કરતાં મગજ શાંત થાય છે અને ઉંઘ આવે છે?"

બળભદ્રદાસનું આ ભાષણ સ્પષ્ટપણે સંગ્રામસિંહના સાંભળ-વામાં આવ્યું, અને તે આટલી મોડી રાત્રીએ બાગમાં શા માટે ઉતર્યો છે, એ પણ તે સમજી શકયો. તેની ભીતિ અમર્યાદ રીતે વધી ગઇ. બળભદ્રદાસ બગીચામાં આમ તેમ ફરતા હશે તે દર-

મિયાન ધીરોજી લક્ષ્મીદેવીને લઇ જતો તેમની દ્રષ્ટિએ પડ્યા સિવાય રહેશે નહિ, અને એ દયાહિન લૂટારો પોતાના માર્ગમાંની હરકત દૂર કરવાને શેઠના જાન લેવામાં પણ પાછો પડનાર નહિ! એકંદરે અત્યારે અતિ વિકટ પ્રસંગ આવી પડ્યો છે, એવી સંગ્રામસિંહને ખાત્રી થઇ.

બાળભદ્રદાસ બાગમાં ફરતા હતા તેવામાં જીનાના પગથીયાપર કોઇના ભારે પગલાંનો અવાજ તેમના સાંભળવામાં આવ્યો. તેથી તે એક વૃક્ષની આડે ઊભા રહ્યા. ત્યાંથી તેમણે જોયું તો તેમને માલૂમ પડયું કે એક માણસ મોટી ગાંસડી પોતાના બે હાથમાં ઉંચકીને જીનાપરથી નીચે ઉતરે છે. આ ચમત્કારિક પ્રકાર જોઇને બાળભદ્રદાસના મુખમાંથી મોટી બૂમ નિકળી પડી.

પણ તે બૂમ સાંભળતાં જ ક્રૂર વાઘ જેમ એકાએક ઝડપ કરીને પોતાના શિકારનું ગળું દબાવે છે તે પ્રમાણે હરિયાવખાને બાળભદ્રદાસ તરફ ધસી જઇને એક હાથે તેનો હડીઓ દાબ્યો અને બીજા હાથે જોરથી તેની છાતીમાં ખંજર ખોસી દીધું. એ ખંજરનો ચમકારો માત્ર બાળભદ્રદાસની નજરે પડ્યો. તે ખંજર બિચારાની છાતીમાં ઊંડું ગયું અને તે ગતપ્રાણ બનીને ભૂમિ ઉપર પડયો! હાય! બાળભદ્રદાસ જેવા વૃદ્ધ પરોપકારી સજ્જનનું આવી ભયંકર રીતે મૃત્યુ થયું!!

બાળભદ્રદાસની બૂમ સાંભળીને સંગ્રામસિંહ ગભરાઇ ગયો અને તે જે સ્થળે સંતાયો હતો ત્યાંથી ઘર તરફ દોડયો. પરંતુ તે એક વખત જ બૂમ પાડીને મૌન રહ્યો એ જાણીને તેને આશ્ચર્ય થયું. હરિયાવખાને તેનું ખૂન કર્યું તે વખતે સંગ્રામસિંહ એ જ-

આએથી દૂર હોવાને લીધે તે ખૂન થયાની તેને ખબર પડી નહિ. તથાપિ બળભદ્રદાસ ઉપર કાંઇ પણ સંકટ આવેલું હોવું જોઇએ એમ તેના મનમાં આવતાં, શું થયું હશે તે જાણવાની આતુરતા તે થોભાવી શક્યો નહિ. તે પુનઃ પાછો આવ્યો. આ વખતે ધીરોજી અને દરિયાવખાન તો દરવાજામાં થઇને બહાર રસ્તા ઉપર ગયા હતા. જે સ્થળે બળભદ્રદાસ હતા ત્યાં સંગ્રામસિંહ આવ્યો અને જૂએ છે તો બળભદ્રદાસ તે સ્થળે જમીન ઉપર પડેલા દેખાયા ! સંગ્રામસિંહ જો કે સ્વભાવે નીચ હતો તોપણ આવી રીતે રક્તપાત જોવાની તેને ટેવ નહોતી. બળભદ્રદાસનું શબ ત્યાં પડ્યું હતું. તેની છાતીમાંથી રક્તનો ફુવારો છૂટતો હતો. તે જોઇને સંગ્રામસિંહને ચક્કર આવ્યાં અને તે બળભદ્રદાસના શબ ઉપર પડયો.

તથાપિ તે એકદમ સાવધ થયો. લક્ષ્મીદેવીને લેઇને ધીરોજી સુરક્ષિતપણે પસાર થઇ ગયો એ તેના ધ્યાનમાં આવ્યું. બળભદ્રદાસના શબ ઉપર પોતાને પડેલો જોઇને, તેના મૃત્યુમાં પોતે અપરોક્ષ રીતે કારણભૂત બન્યો એ જાણીને તેને ખરાબ પણ લાગ્યું. વિદ્યુલ્લતાના વેગ પ્રમાણે એક પછી એક બળભદ્રદાસે પોતાના ઉપર કરેલા અનેક ઉપકારો તેને યાદ આવ્યા. તે ન્હાનો હતો ત્યારથી બળભદ્રદાસે તેને પોતાના પુત્રવત્ રાખ્યો હતો, તેના જ અન્નથી પોતાના દેહનું પોષણ થયું હતું, એવા પોતાના પિતાતૂલ્ય વૃદ્ધ શેઠનું પ્રેત પોતાની સામે જ પડેલું જોઇને સંગ્રામસિંહને એ વખતે જે શોક થયો હતો તેનું વર્ણન થઇ શકે તેમ નથી.

એ પ્રમાણે થોડોક સમય વિચારમાં ગયા બાદ તેની મનોવેદનાનો પહેલો વેગ ઓછો થયો. હવે એક બીજો જ વિચાર તેના

મનઃચક્ષુ સમીપ ખડો થયો કે 'જો મને કોઇ આવી સ્થિતિમાં આ શબ પાસે ઉભો રહેલો જોશે તો તે મારા ઉપર જ ખૂનનો આરોપ મૂકશે !' સંગ્રામસિંહ સ્વભાવે બહુ જ બ્હિકણ હતો. તેનું બ્હિકણપણું હવે જાગૃત થયું અને તે પોતાના રક્ષણનો ઉપાય શોધવા લાગ્યો, તે એકદમ ત્યાંથી દૂર ખસી ગયો અને બાગમાં બીજું કોઇ છે કે નહિ તેની તેણે ચોકસી કરી. બાગમાં બીજું કોઇ નથી એવી તેની ખાત્રી થયા બાદ તે ત્વરાથી મકાન તરફ ચાલ્યો ગયો અને પોતાના શયનગૃહમાં જઇને ઢોલીઆ ઉપર પડયો અને બનેલા બનાવનો વિચાર કરવા લાગ્યો.

બાળભદ્રદાસને આવી કરપીણ રીતે ખૂનીના હાથે મૃત્યુ પામેલો જોવાની તેની તૈયારી નહોતી. ગમે તેમ તોએ બળભદ્રદાસ માટે તેના મનમાં લાગણી હતી. તેથી આ બનાવથી તેનું હૃદય શોકપૂર્ણ બની ગયું અને તેનાં નેત્રોમાંથી ખરખર આંસુ વહેવા લાગ્યાં. પુષ્કળ રડ્યા બાદ તેનું દુઃખ કમી થયું. તે પુનઃ પોતાની સ્થિતિનો વિચાર કરવા લાગ્યો. 'લક્ષ્મીદેવી તો ગઇ, અને બાળભદ્રદાસ પણ સ્વધામ પહોંચી ગયા, હવે મારે ભય કોનો રહ્યો !' એટલામાં એક નવીન વિચાર તેના મનમાં આવ્યો, તેનાં નેત્રો ચમકવા લાગ્યાં, તેને અત્યાનંદ થયો ! આ પ્રસંગનો લાભ શા માટે ન લેવો ? જે ગુપ્ત વાત જાણવાને તે ઇંતેજાર હતો અને જેને માટે તેણે જોખમ ખેડવામાં પણ કચાશ રાખી નહોતી તે ગુપ્ત વાત જાણવાની ચાવી અત્યારે સાધ્ય થઇ શકે એમ છે, એવું તેના ધ્યાનમાં આવ્યું.

પાછો તે ઢોલીઆમાંથી ઊઠયો. ઓરડીમાંથી બહાર આવીને તેણે જોયું તો ઘરમાં તેમજ બહાર સર્વત્ર સંપૂર્ણ શાંતિ હતી.

એ ઉપરથી તે સમજી શકયો કે બળભદ્રદાસની બૂમ કોઇના સાંભળવામાં આવી નથી. તે ફરીથી બાગમાં આવ્યો અને જ્યાં બળભદ્રદાસનું શબ પડયું હતું ત્યાં ગયો. તેણે પોતાનું સર્વ ધૈર્ય એકત્ર કરીને એ શબ ઉપર પોતાનો હાથ મૂકયો. જે સ્થળે એ શબ પડયું હતું ત્યાં વિશેષ વૃક્ષો નહોતાં અને અત્યારે ચંદ્રનો ઉદય થઇ ગયો હતો તેથી શબનો ચ્હેરો સ્પષ્ટ દેખાતો હતો. બળભદ્રદાસ જયાં તેની કુંચીઓ રાખતો હતો ત્યાં સંગ્રામસિંહે પોતાનો હાથ નાખ્યો, એટલામાં બળભદ્રદાસ આંખો ખોલીને પોતાના એ કૃત્યથી પોતાની સામે ગુસ્સાપૂર્વક જૂએ છે તથા કુંચીઓ લેવાની પોતાને ના કહે છે, એમ સંગ્રામસિંહને લાગ્યું. તે ખચકાયો. તેના હાથમાંથી કુંચીઓ છૂટી ગઇ અને તે જરા પાછળ હઠયો. પણ પુનઃ શબ તરફ લક્ષ આપીને જોતાં એતો પોતાને ભ્રમ થયો હતો એમ તેને લાગ્યું. તેણે પુનઃ કુંચીઓ લેવાને હાથ નાખ્યો અને મોટા ધૈર્યપૂર્વક કુંચીઓ શબ ઉપરથી કાઢી લીધી.

કુંચીઓનો ઝુડો હાથમાં આવતાં જ તે ઉતાવળે પગલે પાછો ઘરમાં ગયો. ધીમેથી બળભદ્રદાસની ખાનગી ઓરડીમાં દાખલ થયો. બળભદ્રદાસ બાગમાં આવ્યા તે પહેલાં તેમણે ત્યાં પ્રકટાવેલો દીવો હજી બળતો હતો. તે જે પેટીમાં પોતાના ખાસ ખાનગી કાગળ પત્રો રાખતા હતા તેનું તાળું સંગ્રામસિંહે ખોલ્યું અને તેમાંના કાગળીઆમાંથી તપાસ કરીને પોતાને જોઇતા હતા તે કાગળો તેણે લીધા. આ કાગળો બીજા કોઇ નહિ પણ નંદનવનની ગુફાના સંબંધમાં તથા અજયસિંહના પૂર્વઇતિહાસના સંબંધમાં બળ-

ભદ્રદાસે લખી રાખ્યા હતા તે જ હતા. તે બન્નેના બે જૂદા જૂદા પરબીડીઆં હતાં.

આ પરબીડીઆં ખોલીને વાંચવા જેટલું ધૈર્ય અત્યારે સંગ્રામસિંહમાં નહોતું. કોઇ ત્યાં આવી ચડે અને પોતાને જૂએ તો ? એવી તેના મનને એક સરખી ભીતિ લાગતી હતી. એટલે તે બન્ને પરબીડીઆં લેઇને ત્યાંથી બહાર પડયો અને પુનઃ બાગમાં આવ્યો. તેણે તે કુંચીઓ બળભદ્રદાસના શબ ઉપરથી જે સ્થળેથી લીધી હતી તે જ સ્થળે મૂકી દીધી. ત્યાંથી નિકળીને તે જે ઠેકાણે માળી પોતાનાં કોદાળી, પાવડો વગેરે ઓજાર રાખતો હતો ત્યાં ગયો. તેમાંથી તેણે એક કોદાળી લીધી અને બાગમાં જે સ્થળે માણસોનો આવરોજાવરો બિલકુલ થતો નહિ ત્યાં જઇને કોદાળી વડે ખોદીને એ બન્ને પરબીડીઆં ત્યાં દાટી તેના ઉપર પાછી ધૂળ સરખી કરી દીધી. ત્યાં આગળ એક વૃક્ષ હતું. તે વૃક્ષ ઉપર તેણે નિશાન કર્યું કે ભવિષ્યમાં તે સ્થળ ભૂલી જવાય નહિ. પાછો તે કોદાળી જ્યાંથી લાવ્યો હતો ત્યાં મૂકી આવ્યો.

આ સર્વ કાર્ય આટોપીને તે પુનઃ મકાન તરફ જતો હતો, એટલામાં મકાનના દરવાજામાંથી ત્રણ માણસો બાગમાં આવતા દેખાયા. તેમની નજરે ન પડવાના ઇરાદાથી તે આડો ફંટાઇને એક વૃક્ષની પાછળ સંતાવાને ગયો; પરંતુ એ ત્રણે જણાએ તેને જોયો હતો. તેઓ દોડતા તેની પાસે આવ્યા. આ ત્રણ જણા અજયસિંહ, અક્કલમલ અને જયમલ જ હતા. તેઓ નજીક આવ્યા અને તેમણે જ્યારે જાણ્યું કે આ સંગ્રામસિંહ છે ત્યારે તેમને અતિ આશ્ચર્ય થયું !

" સંગ્રામસિંહ ! તમે આવી અંધારી રાત્રે અહીં શું કરતા હતા ? " અજયસિંહે થરથરાવતા અવાજે પ્રશ્ન કર્યો: " અમને જોઇને તમે ન્હાસી કેમ જતા હતા ? હમણાં થોડાક વખત પહેલાં બૂમ કોણે પાડી હતી ? પણ તમે આટલા બધા ધ્રૂજો છો કેમ ? "

ઉપરાછાપરી એક પછી એક પૂછાયેલા આ બધા સવાલોનો સંગ્રામસિંહ જવાબ આપે તે પહેલાં અક્કલમલ એકાએક બોલી ઉઠયો: " અરે બાપરે ! આના શરીર ઉપર આ લોહી કયાંથી ?"

" શું લોહી ? " અજયસિંહે પૂછ્યું: " સંગ્રામસિંહ ! તમને કાંઇ જખમ તો થયો નથી ? બોલો, બોલો આ લોહી શાથી ? "

સંગ્રામસિંહ શું બોલે ? તે તો તદ્દન ગભરાઇ ગયો હતો. તેનો ચ્હેરો એકદમ શ્યામ બની ગયો હતો. એ જોઇને જયમલ બોલ્યો: " કાંઇ પણ ભયંકર બનાવ બનેલો હોવો જોઇએ. આપણે બરોબર તપાસ કરવી જોઇએ. "

અક્કલમલના એક હાથમાં ફાનસ હતું. બીજા હાથે તેણે સં-ગ્રામસિંહનું કાંડું પકડયું હતું. સંગ્રામસિંહની બીજી બાજુએ જય-મલ તેનું કાંડું પકડીને ચાલતો હતો તેમની પાછળ અજયસિંહ એમ બધા મકાન તરફ આવતા હતા. જે સ્થળે બળભદ્રદાસનું શબ પડયું હતું ત્યાં અક્કલમલના હાથમાંનો દીવાનો પ્રકાશ ગયો અને તેણે બૂમ પાડી. તે દોડતો તે સ્થળે ગયો. તેની પાછળ અજયસિંહ અને જયમલ પણ દોડયા. જયમલે સંગ્રામસિંહનું કાંડું પકડી રાખ્યું હતું, એટલે તે પણ તેમની સાથે એ જગ્યા તરફ ખેંચાયો. એ બધા ત્યાં પહોંચ્યા એટલે ખરો પ્રકાર તેમના જાણવામાં આવ્યો. એ વખતે અજયસિંહ અને તેના સેવકોનાં મનની સ્થિતિ કેવી થઇ હશે ?

**સંગ્રામસિંહે** જાણ્યું કે ‘ હવે મારા તો બાર વાગી ગયા ! ’ તે હવે ગલ્લાં તલ્લાં કરવા લાગ્યો અને પોતે નિર્દોષ છે એમ જણાવવા લાગ્યો. તે એટલો બધો ગભરાઇ ગયો હતો કે તેના મુખમાંથી સ્પષ્ટ વાકય પણ નિકળતું નહિ. જે કાંઇ તુટક તુટક શબ્દો તેણે ઉચ્ચાર્યા તે ઉપરથી એટલું સમજાયું કે બાગમાં કોઇને બૂમ પાડતું સાંભળીને તે નીચે આવ્યો અને અહીં આવીને તેણે જોયું તો **બળભદ્રદાસનું** શબ તેની દ્રષ્ટિએ પડયું. પોતાના માલિકનું શબ જોતાં તે ગભરાઇ ગયો અને તે એ શબને બાઝી પડયો; એથી શબમાંથી વહેતું લોહી તેના શરીરને લાગ્યું. પછી તે એ હકીકત ઘરનાં માણસોને જણાવવા આવતો હતો એટલામાં આ ત્રણ તેને મળ્યા. તેઓ તેના ઉપર સંશય લાવશે એવી ભીતિથી તે છૂપાવાનો પ્રયત્ન કરતો હતો. તે જો કે આ બધું આવેશપૂર્વક બોલતો હતો, તોપણ તેના ચ્હેરા ઉપરથી તે અપરાધી છે એવું સ્પષ્ટ દેખાઇ આવતું હતું.

એથી **અજયસિંહે** તેને સરકારમાં પકડાવવાનો પોતાનો ઇરાદો જણાવ્યો. એ સાંભળતાં જ **સંગ્રામસિંહ** બેશુદ્ધ બની ગયો. એવી જ સ્થિતિમાં **અક્કલમલ** અને **જયમલ** તેને ઉંચકીને ઘરમાં લાવ્યા. તેમની ગડબડથી જાગી ગએલાં ઘરનાં તમામ માણસો ત્યાં એકઠાં થઇ ગયાં. પોતાના ઉદાર અંતઃકરણના શેઠ આવી રીતે પોતાને છોડીને ચાલ્યા ગયા એ જાણીને સ્વામીનિષ્ટ સર્વ સેવકોને અત્યંત કષ્ટ થયું. **બળભદ્રદાસની** વિધવા પુત્રી તો બેફાટ રોવા લાગી. **બળભદ્રદાસના** શબને ઉંચકીને મકાનમાં લાવવામાં આવ્યું. એ એક ઘટિકામાં સરકારી અધિકારી–કોટવાળ ત્યાં આવી પહોંચ્યો. તેણે

આખા મકાનની બારિકાઇથી તપાસ કરી. તે ઉપરથી લક્ષ્મીદેવીની ઓરડીનાં બારણાંની અસ્તવ્યસ્ત સ્થિતિ તથા બેશુદ્ધ અવસ્થામાં પડેલી તેની બન્ને દાસીઓ જણાઇ આવી. લક્ષ્મીદેવી માત્ર ત્યાં નહોતી, એ વાત સર્વના ધ્યાનમાં આવી. આખા મકાનમાં અને બગીચામાં તમામ સ્થળે તેમણે લક્ષ્મીદેવીની શોધ કરી, પરંતુ ક્યાંય પણ તેનો પત્તો ખાધો નહિ. એ વેળાએ પૃથ્વી ઉપરનાં સર્વ સંકટો પોતાના પર ઉભરાઇ આવ્યાં હોય એમ અજયસિંહને લાગ્યું. પોતાના સુદૈવે પ્રાપ્ત થએલા બળભદ્રદાસ જેવા ઉત્તમ મિત્રનો એકાએક નાશ થયો અને જેના ઉપર પોતાનું મન લાગ્યું હતું તે લક્ષ્મીદેવી પણ અદ્રશ્ય થઇ ગઇ ! તે કયાં ગઇ હશે ! તેને કોણ ઉપાડી ગયું હશે ? એવા અનેક પ્રશ્નો તેના મનમાં ઉદ્દભવ્યા. તથાપિ આ બધો બનાવ બન્યાને વધુ વખત થએલો નહિ હોવાથી તેને એમ તો લાગ્યું કે તે હજી સુધી બહુ દૂર ગએલી હોવી ન જોઇએ. એટલે તેણે પોતાના ઘોડા તૈયાર કરવાની સેવકોને આજ્ઞા કરી. બન્ને સેવકોને તેણે બે જુદી જુદી દિશાઓમાં મોકલ્યા અને પોતે પણ લક્ષ્મીદેવીની શોધ કરવાને ત્રીજી જ દિશામાં ગયો.

સંગ્રામસિંહ થોડી વારે સાવધ થયો એટલે તેના હાથમાં કડીઓ પહેરાવીને સરકારી સિપાઇઓ કોટવાળની આજ્ઞાથી તેને ચાવડી ઉપર લેઇ ગયા. કોટવાળ હિંદુ હતો અને તે બળભદ્રદાસનો સ્નેહી હતો. તે બળભદ્રદાસના શબને અગ્નિ સંસ્કારની ક્રિયા કરાવવાને ત્યાં જ રોકાયો. સંગ્રામસિંહ માત્ર વારંવાર પોતે બિલકુલ નિર્દોષ છે એમ કહ્યા કરતો હતો. લક્ષ્મીદેવીના સંબંધમાં તો એક અક્ષર પણ તેના મુખમાંથી નિકળતો નહિ.

---

# પ્રકરણ ૨૦ મું.

## મુસ્તફા યાકુબ.

જ્યારે લક્ષ્મીદેવી શુદ્ધિમાં આવી ત્યારે પોતે એક છકડામાં બેઠેલી છે, અને તે છકડો તેને મોટા વેગથી કોઇ સ્થળે લેઇ જાય છે એટલું તેના ધ્યાનમાં આવ્યું. પ્રથમ તો તે પોતે સ્વપ્નમાં જ છે એમ લાગ્યું. કેમકે રોજના નિયમ મુજબ પોતે પલંગ ઉપર સૂતી હતી એટલું જ તેને યાદ હતું. તે બેશુદ્ધ બન્યા પછી શું શું બન્યું એની તો તેને કલ્પના પણ શાની હોય ?

જ્યારે તે સંપૂર્ણ શુદ્ધિમાં આવી ત્યારે તેની ખાત્રી થઇ કે આ કાંઇ સ્વપ્ન નથી. પોતાને ઠંડી ન લાગે એટલા માટે પોતાના શરીરની આસપાસ શાલ વીંટાળેલી તેના જોવામાં આવી. આ શાલ પોતાની નહોતી એ તે સમજી શકી. અત્યારે પોતે એક હલકી ગાડીમાં બેઠેલી છે અને તે ગાડી ઝડપથી ચાલે છે એ તેના ધ્યાનમાં આવતાં તેણે ગાડીની બારીનો પડદો બાજુએ કર્યો અને બહાર ડોકીયું કર્યું; તો તેને માલૂમ પડયું કે તે ગાડી એક સાંકડા રસ્તાપર થઇને જાય છે. એ રસ્તાની બન્ને બાજુએ ગીચ ઝાડી તેના જોવામાં આવી. તેણે પુનઃ પુનઃ પોતે સ્વપ્નમાં તો નથી એની ખાત્રી કરી જોઇ.

પોતે સ્વપ્નમાં નથી એવી સંપૂર્ણ ખાત્રી થઇ એટલે આમાં કાંઇક દગો છે એમ વિના વિલંબે તેના ધ્યાનમાં આવ્યું. ધીરાજી અને સંગ્રામસિંહની મૂર્તિ તેનાં નેત્રો સામે ખડી થઇ.

બળભદ્રદાસનું ખૂન થયાની તો તેને ગંધ પણ નહોતી. કદાચ બળભદ્રદાસનો તો આ દગામાં હાથ નહિ હોય, એવો તેને સંશય આવ્યો. પણ તે તેના મનમાં એક ક્ષણ ભર જ ટકી શક્યો. બીજી જ ક્ષણે તેનું નૈસર્ગિક ઔદાર્ય જાગૃત થયું, અને સદ્વિચારે એ સંશયને હાંકી કઢયો. એવા મહાત્મા માટે પોતાનું મન શંકિત થયું એ માટે પણ તેને અત્યંત પશ્ચાત્તાપ થયો.

'પણ ત્યારે આ સઘળો પ્રકાર શો હશે ? હું મારી ઓરડીમાં સૂતી હતી, ત્યાંથી મને બીલકુલ ખબર ન પડવા દેતાં અહીં ગાડીમાં કોણ અને કેવી રીતે લાવ્યું હશે ? નર્મદા અને જયા ક્યાં હશે ? હું અત્યારે કોના હાથમાં છું ? મારૂં ભવિષ્યમાં શું થશે ? આવી રીતે મને ફસાવી ગુપ્ત રીતે લાવનારનો શો હેતુ હશે ? કદાચ પેલું સ્વર્ગ તુલ્ય ગુપ્ત સ્થાન દર્શાવવાને બળભદ્રદાસ તો આ પ્રમાણે મને નહિ લાવ્યા હોય ?' એવા અનેક ભિન્ન ભિન્ન પ્રશ્નો તેના મનમાં ઉદ્ભવવા લાગ્યા.

છેલ્લો પ્રશ્ન ઉદ્ભવતાં તેના મનનું કાંઇક સમાધાન થયું અને બહારની ખુલ્લી હવા અંદર દાખલ થાય એ હેતુથી તેણે ગાડીની બારીનો પડદો વાળીને ઉંચો બાંધી લીધો. એ વખતે ગાડીની બાજુએ એક ઘોડેસ્વાર તેના જોવામાં આવ્યો. ગાડીની બારી ઉઘડેલી જોતાં તે સ્વાર આગળ આવ્યો અને તેણે બેદરકારી તથા તિરસ્કારના ભાવપૂર્વક પૂછ્યું: "છોકરી ! તારે શું જોઇએ છે ?"

એ સ્વારના શબ્દો સાંભળીને એક બીજો સ્વાર ત્યાં આવ્યો. તેણે પહેલા સ્વારને અધિકારદર્શક સ્વરે પૂછ્યું: "એ શું કહે છે ?"

"એ હજુ કાંઇ બોલતી નથી." પહેલો સ્વાર બોલ્યો: "પણ તેણે થોડી થોડી વારને અંતરે બે વખત બારીનો પડદો ખોલ્યો એટલે મેં તેને પૂછ્યું."

"વારૂ, વારૂ. તું જરા તારો ઘોડો આગળ લે. હું જ તેને શું જોઇએ છે તે પૂછું છું." બીજા સ્વારે કહ્યું.

"મહારાજ!" લક્ષ્મીદેવી બોલી: "મને આપ આવી સ્થિતિમાં ક્યાં લેઇ જાઓ છો?"

"એટલું જને?" પેલો ગૃહસ્થ બોલ્યો: "મેં મારા પોતાના પૈસા આપીને તને વેચાતી લીધી છે; એટલે મારી જ્યાં મરજી હોય ત્યાં તને લેઇ જવાનો મારો હક્ક છે."

કકડાવેલા તેલના ઉષ્ણ બિન્દુની માફક આ શબ્દો લક્ષ્મીદેવીના કાનમાં પડયા. તે આશ્ચર્યચકિત બની ગઇ. ભયથી તેનું શરીર ધ્રૂજવા લાગ્યું. તેના ચ્હેરા ઉપર પ્રસ્વેદબિન્દુ ઝળકવાં લાગ્યાં.

"ખુદા મોટા છે," તે ગૃહસ્થ બોલ્યો: "અને આ તેનો ગુલામ તદ્દન ખરૂં કહે છે. છોકરી! વળી તું એ વાત સાંભળીશ ત્યારે તને વિશેષ આનંદ થશે કે મારી પાસે જે પંદર–વીશ છોકરીઓ છે તેમાંથી જેને સહુથી વધુ કીમત આપીને ખરીદી છે તેના કરતાં પણ ત્રણ ગણી કીમત મેં તારે માટે આપેલી છે!"

"તદ્દન અશક્ય! આ વાત સાંભળવામાં પણ અતિ ભયંકર છે!" લક્ષ્મીદેવી બોલી: "હું હજુ સ્વપ્નમાં જ છું એમ મને લાગે છે. પણ હું કોણ છું એ તને માલૂમ છે?" આ પ્રશ્ન કરતાં તેનાં નેત્રો રાજતેજથી ચમકવા લાગ્યાં.

તે ગૃહસ્થ બોલ્યો: " હા, માલૂમ છે ! દુનિયામાં જે અતિશય ખુબસુરત સ્ત્રીઓ ખુદાએ નિર્માણ કરેલી છે તેમાંની તું એક છે. ખરેખર જે ગૃહસ્થે પ્રથમ મને તારી બાતમી આપી, તે ગૃહસ્થે તારા રૂપ સંબંધી, શરીર સંબંધી, પ્રત્યેક અવયવ સંબંધી જે કાંઇ વર્ણન કર્યું હતું તે અક્ષરે અક્ષર ખરૂં છે. ખરેખર તું આસમાનની હૂરી જ છે ! "

" બસ ! બંધકર તારો બકબકારો ! " લક્ષ્મીદેવી ગુસ્સાપૂર્વક બોલી: " તું આ કોની સામે બોલે છે એ હજુ તને માલૂમ નથી. જ્યારે હું કોણ છું એ તું જાણીશ ત્યારે મારા ચરણમાં મસ્તક નમાવી મારી પાસે દયા માટે તું આર્જવતા કરીશ. "

" અલ્લા ! અલ્લા ! " તે માણસ બોલ્યો.

" સાંભળ ત્યારે ! " લક્ષ્મીદેવીએ કહ્યું: " જો કે હું ગુપ્ત રીતે બાળભદ્રદાસ શેઠને ત્યાં મારા ખાનગી કામ માટે આવી હતી તેથી મેં મારૂં ખરૂં નામ કોઇની પાસે જાહેર કર્યું નથી, પણ હું તને કહું છું કે હું વૈતાળગઢની રાણી લક્ષ્મીદેવી છું ! "

" છોકરી ! " તે ગૃહસ્થ ચેષ્ટા કરતો બોલ્યો: " તારી આવી વાત સાંભળીને મારા ઉપર અસર થાય એમ નથી. આ મુસ્તફા યાકુબની લાંબી દાઢીએ ઘણા શિયાળા–ઉન્હાળા અનુભવ્યા છે. મને તારા ગાંડપણની પૂરી માહિતી છે. "

" તને મારૂં કથન ખોટું લાગે એમાં કાંઇ આશ્ચર્ય નથી. " લક્ષ્મીદેવી બોલી: " મારી હકીકત અતિ ચમત્કારિક છે. તે ગમે તેમ હો પણ હું તને હવે છેવટની સૂચના કરૂં છું કે જો તું મારી સાથે ગેરવાજબી વર્ત્તન ચલાવીશ તો તેનું પરિણામ તારે માટે ભયંકર થઇ પડશે ! "

" અરેરે !" મુસ્તફા બોલ્યો: " આવી સ્વરૂપવાન છોકરીને આવું ગાંડપણ કયાંથી વળગ્યું ? "

" ચૂપ રહે !" ચિરડાઇ જઇને લક્ષ્મીદેવી બોલી ઊઠી: " ખબરદાર જો કાંઇ જેમ તેમ બોલ્યો તો ! તું કહે છે કે તેં મને ગુલામ તરીકે વેચાતી લીધી છે; તો મને જણાવ કે તારી પાસે મને વેચવા આવનાર કોણ ? "

" એટલે ? એ તે વળી સવાલ કેવો !" મુસ્તફા પોતાની દાઢી ઉપર હાથ ફેરવતો બોલ્યો: " જેને પોતાની વસ્તુ વેચવાનો હક્ક હોય તે જ તેને વેચી શકે. આ સોદો મેં બરોબર રીતસર કરેલો છે. બળભદ્રદાસનો પેલો જૂવાન ખાનગી કારભારી–"

" એટલે ઉંચો અઢાર–ઓગણીશ વર્ષનો જરા ગોરટીઆ સરખો છે તે ? " લક્ષ્મીદેવીએ વચ્ચે પ્રશ્ન કર્યો.

" હા, તેજ ! " મુસ્તફાએ જવાબ આપ્યો.

" સંગ્રામસિંહ ! " લક્ષ્મીદેવી સ્વગત બોલી: " ત્યારે તો જેના સંબંધમાં સાવધ રહેવાની ચંદ્રપ્રભાએ મને સૂચના કરી હતી તે આ સંગ્રામસિંહ જ ! "

મુસ્તફાએ કહ્યું: " છોકરી તું ગમે તે કહે કે ગમે તે કરે પણ તે કારભારીયે તારા ભાઇ મારફત આ સોદો મારી સાથે કર્યો છે!"

" શું ? મારો ભાઇ ! " લક્ષ્મીદેવી આશ્ચર્યપૂર્વક બોલી: " અરે મૂર્ખા ! મારે એકે ભાઇ જ કયાં છે ? "

" ગાંડી છોકરી ! આ મુસ્તફા યાકુબ પોતાની ઉમરભરમાં કદી જૂઠું બોલ્યો નથી. હું ખુદાના શપથ લેઇને કહું છું કે તે તરૂણ કારભારી તારા ભાઇના આગ્રહને લીધેજ આ પંચાતમાં પડ્યો

હતો. તેણે કીમત ઠરાવી ને તેની સાથે નક્કી થયા મુજબ તારો ભાઇ તને ઉપાડીને મારી પાસે લાવ્યો. મેં ઠરાવેલી કીમતની મ્હોરો તેને આપી અને તે તેણે ગણી લીધી. આ પ્રમાણે બધો વ્યવહાર બરોબર રીતે થએલો હોવાથી આ બાબતમાં તો મને ખુદાની પણ ભીતિ નથી. ''

એ સાંભળીને લક્ષ્મીદેવી તો બિચારી આશ્ચર્ય, શોક અને દુઃખથી ઘેલી જેવી બની ગઇ. થોડો સમય ગયા બાદ તેનું મન કાંઇક શાન્ત થયું એટલે તેને એક કલ્પના આવી. તે હવે નરમાશથી બોલીઃ '' ખાન્સાહેબ ! મારા માટે આપે કેટલી કીમત આપી તે મને કહો, એટલે તેના કરતાં બમણી અથવા ચારગણી રકમ હું આપને આપવાને તૈયાર છું. માત્ર એક ચીઠી બળભદ્રદાસ શેઠ ઉપર લખી–''

'' કે તે લાગલો જ પચીશ પચાશ સ્વાર લેઇને આવે અને મને ચતુર્ભુજ કરીને લેઇ જાય ! '' હસતો હસતો મુસ્તફા બોલ્યો.

'' સંશય આવતો હોય તો તમે મારી લખેલી ચીઠી વાંચી જૂઓ અને કોઇ હૂશિયાર માણસ સાથે તે મોકલીને પહેલેથી જ પૈસા લેઇ લો. '' લક્ષ્મીદેવીએ કહ્યું.

પોતાની દાઢી પસારતો મુસ્તફા બોલ્યોઃ '' છોકરી ! જોઇ આ મારી દાઢી ! તદ્દન સફેદ બની ગઇ છે ! મારી ! આટલી ઉમરમાં મને પુષ્કળ અનુભવ મળી ચૂકેલો છે. ''

'' અરે પ્રભુ ! '' લક્ષ્મીદેવી દુઃખથી બિલકુલ વ્યાકુળ થઇને બોલીઃ '' આવી સાદી વાત પણ તમારા ધ્યાનમાં નથી ઉતરતી ? ખાન સાહેબ ! હું દ્રવ્યવાન્ છું. તમને કેટલી રકમ મળે તો સંતોષ થાય તે મને કહો. મરજીમાં આવે તેટલી રકમ માગતાં સંકો-

ચાશો નહિ. જો મારા દાગીના અત્યારે મારી પાસે હોત તો મારા જેવી રાણીને યોગ્ય એવી મ્હોંબદલાની રકમ હું અત્યારે અહીંની અહીંજ તમને આપી શકત. ”

“ પાક પરવરદિગાર ! ” મુસ્તફા ગાંભિર્ય ધારણ કરીને બોલ્યો: “ આ બાપડીને પાછી વાયુની લહર આવી. રાણીપણાની વાત પાછી થઇ શરૂ ! પણ એટલું તો ખરૂં કે તેના આ ગાંડ-પણથી કોઇને નુકસાન થવાનું નથી. ”

“ છેવટે કોઇ પણ વાતે આપની ખાત્રી થતી નથી ના ? ” એટલું કહીને લક્ષ્મીદેવી સ્વગત બોલી: “ મને ગુલામ તરીકે વેચ્યાનું આ જણાવે છે તે ખરૂં હશે ? ”

“ છોકરી ! એટલી બધી દુ:ખી ન થા ! ” મુસ્તફા બોલ્યો: “ મારાં સદ્‌ભાગ્યે તારા જેવીજ જે થોડીક છોકરીઓ મને મળી છે તેની અને તારી હમણાં થોડા વખતમાં જ મુલાકાત થશે. તે બધી છોકરીઓ અત્યારે કેવી આનંદમાં આવેલી છે? ભવિષ્યમાં જે સૌખ્ય તેમને પ્રાપ્ત થનાર છે તેનો જ તેઓ સદૈવ વિચાર કર્યા કરે છે. તેઓ કાંઇ તારી ઇર્ષ્યા કરનાર નહિ; કેમકે તેમને પણ તેમના સૌંદર્યનું અભિમાન છે; નવાબ સાહેબની માનિતી હું જ થઇશ, એમ દરેકના મનમાં ઘમંડ છે. ”

મુસ્તફાનું આ ભાષણ સાંભળીને લક્ષ્મીદેવી તો સ્તબ્ધ જ બની ગઇ. પોતે કેવી સ્થિતિમાં આવી પડી છે, એ તેના ધ્યાનમાં આવ્યું. તેને તેજ સમયે પેલી વિધવા સ્ત્રીની દીકરી—રાજબાનું સ્મરણ થયું. એ રાજબાને ગુલામીનો વ્યાપાર કરનાર નરાધમ જબરદસ્તીથી ઉપાડી ગયો હતો એ વાત તેને યાદ આવી. લક્ષ્મી-

દેવીએ ન્હાસી જવાના ઉદ્દેશથી કદાચ ગાડીમાંથી કૂદી પડવાનો પણ પ્રયત્ન કર્યો હોત, પરંતુ દુઃખાતિરેકથી તેની સર્વ શક્તિ તદ્દન નષ્ટ થઇ ગઇ હતી–તે અપંગ જેવી બની ગઇ હતી !

ગાડી ઝપાટાબંધ ચાલતી હતી. ઘણો સમય સુધી અનાથ લક્ષ્મીદેવી મૃતવત્ સ્થિતિમાં પડી રહી. ભવિષ્યમાં પોતાની શી સ્થિતિ થશે એ સંબંધી વિચાર જ તેના મનમાં એક સરખો ચાલ્યા કરતો હતો. છેવટે પ્રાતઃકાળ થયો. બાળરવિનાં દેદીપ્યમાન્ આરક્ત કિરણોથી વનશ્રી ઉલ્લસિત બનેલી દેખાવા લાગી, પક્ષીઓનો કીલકીલાટ સંભળાવા લાગ્યો અને સર્વ સૃષ્ટિ જાગૃત થઇ ગઇ. પણ લક્ષ્મીદેવીને એનો શો અર્થ ? દુઃખને લીધે તેના હાથ પગ ગળી ગયા જેવા બન્યા હતા. મધ્યાન્હ સુધી તેમનો પ્રવાસ જારી જ હતો. ભર મધ્યાન્હે એક ન્હાના ગામડા નજીક એક વનરાજીમાં ગાડાં થોભી. મુસ્તફાની સાથે એક બ્રાહ્મણ હતો તેણે રસોઇ બનાવી એટલામાં બીજી પણ કેટલીક ગાડીઓ ત્યાં આવી પહોંચી. ઉજ્જયની ગામની બહાર બાગમાં જે તરૂણ છોકરીઓને સંગ્રામસિંહે જોઇ હતી તે આ ગાડાંઓમાં હતી. તે ગાડાંઓમાંથી નીચે ઉતરી તેમનામાંથી જેઓ પોતાની ખુશીથી મુસ્તફા સાથે દોલતાબાદ જવાને આવી હતી તેમના આનંદનો પાર નહોતો. જેઓ લક્ષ્મીદેવીના માફક જોરજબરીથી અથવા પોતાના સગાના દ્રવ્યલોભને પરિણામે મુસ્તફાને હાથ લાગી હતી તે કાંઇક ખિન્ન બનેલી દેખાતી હતી.

અહીં એટલું જણાવવું આવશ્યક છે કે એ વખતના ગુલામના વ્યાપારીઓ પોતાની સાથે આણેલી છોકરીઓને વટલાવતા નહિ. કેમકે મુસલમાનના સંસર્ગથી વટલેલી છોકરી રાજપુતોના જનાન-

ખાનામાં કામ આવતી નહિ, તેમજ જે કોઇ ખુશીથી તેની સાથે નવાબના જનાનખાનામાં દાખલ થવાની ઇચ્છાથી જતી હતી તેમને પણ મુસલમાની આચાર વિચાર પસંદ પડતા નહિ. એથી એવા વ્યાપારીઓ પોતાની સાથે એક–બે બ્રાહ્મણ રસોયા રાખતા હતા. કેટલીક વખત એમ પણ બનતું કે દોલતાબાદના નવાબને રોજા પૂરા થયા બાદ જે એક સુંદરી નજર કરવામાં આવતી હતી, તેની પસંદગી થયા બાદ બાકીની તરૂણી પૈકી કેટલીક પોતાના બદલાના પૈસા આપીને પોતાની મુક્તતા મેળવતી; અને તેથી તેઓ વટલા-ગેલી ન હોવાને લીધે એ છોકરીઓને તેમ જ તેમનો વ્યાપાર ક-રનારાઓને પણ ફાયદો થતો.

રસોઇ તૈયાર થઇ એટલે એક તાટ તૈયાર કરીને રસોયો તે લક્ષ્મીદેવી પાસે લાવ્યો અને જમવાને માટે લક્ષ્મીદેવીને વિનવવા લાગ્યો. પરંતુ તેણે જમવાની ના કહી. તે ગાડીમાંથી નીચે સુદ્ધાંત ઉતરી નહિ.

લક્ષ્મીદેવીના ગાંડપણ સંબંધી તેમ જ તેના ભાઇએ જ તેને વેચી છે એ સંબંધી મુસ્તફાને જરા પણ શંકા નહોતી. તો પણ આ સોદો લક્ષ્મીદેવીની મરજી વિરૂદ્ધ અને તે જેના મકાનમાં હતી તે બાળભદ્રદાસ શેઠની મરજી વિરૂદ્ધ થએલો હોવો જોઇએ એવી તેની ખાત્રી થઇ હતી; અને તેથી આ છોકરીને ગૂમ થએલી જા-ણતા તે લોકો તેની શોધને માટે માણસો મોકલશે એમ પણ તેને લાગ્યું હતું. એથી તેણે ત્વરાથી પોતાનો પ્રવાસ જારી રાખ્યો હતો. અત્યાર સુધીમાં લગભગ ત્રીશ કોસ કાપી નાખ્યા હતા, પણ લ-ક્ષ્મીદેવીને તે આડે માર્ગે થઇને લાવ્યો હતો, તેથી તેની પાછળ

સીધે રસ્તે નિકળેલી બીજી છોકરીઓ પણ લક્ષ્મીદેવી અહીં આવી પહોંચી કે થોડીવારે જ આવી લાગી હતી. અત્યારે તેઓ ઉજ્જયનીની હદની બહાર હતા; એટલે હવે મુસ્તફાને ઝાઝો ભય રહ્યો નહોતો.

એ સ્થળે કેટલોક સમય વિશ્રાન્તિ લીધા બાદ તેમણે પુનઃ પ્રવાસ શરૂ કર્યો. પણ અત્યારે લક્ષ્મીદેવી પોતાની ગાડીમાં એકલી જ નહોતી. જે છોકરીઓ પોતાની ઇચ્છાથી દોલતાબાદના નવાબના જનાનખાનામાં પોતાનો પ્રવેશ થાય એ હેતુથી આવા હતી તેમાંની ત્રણ અત્યારે લક્ષ્મીદેવીની ગાડીમાં હતી. તેમણે લક્ષ્મીદેવીનું મન વાળવાને માટે નવાબના જનાનખાનાના ઐશઆરામનું તેની પાસે વર્ણન ચલાવ્યું, પણ તે બિચારીને એમાં રસ કયાંથી આવે? તે પોતાના વિચારમાં ચકચૂર બની ગઇ હતી, તથાપિ કેટલોક સમય વિત્યા બાદ પોતે દુઃખી રહીને પોતાની સોબતણોને પણ દુઃખી કરવી તે કરતાં પોતાનો હવાલો ઇશ્વરને સોંપીને આ છોકરીઓ સાથે મળી જઇને સમય ગાળવો એવો તેણે ઇરાદો કર્યો. તોપણ યોગ્ય સંધી મળતાં પલાયન કરી જવાનો બેત તો તેણે પોતાના મનમાં નક્કી જ કરી રાખ્યો હતો.

એકેક દિવસ જવા લાગ્યો, પણ તેનો પલાયન કરી જવાનો બેત સિદ્ધ થવાનું એક પણ ચિન્હ દેખાતું નહિ. મુસ્તફા ગુલામના વ્યાપારમાં કસાગેલો હતો. જૂલ્મથી આણેલી છોકરીઓએ ઘણી વાર ન્હાસી જવાનો પ્રયત્ન કર્યો હતો, એ તેને માહિત હતું. તેથી આ છોકરીઓની રસ્તામાં કોઇની સાથે મુલાકાત થાય નહિ અને તેઓ તેમની સાથેના સંરક્ષક સ્વારોથી દૂર નિકળી જાય નહિ એ બાબ-

તનો સખ્ત બંદોબસ્ત તેણે રાખ્યો હતો. તે ઘણું ખરૂં મોટાં ગામ કે શહેર છોડીને આડે રસ્તે જંગલમાં જ કોઇ તળાવને કિનારે અથવા એવા બીજા સ્થળે મુકામ કરતો. કેમકે ગામમાં મુકામ કર્યાથી આ છોકરીઓ બૂમાબૂમ કરીને લોકોનું ધ્યાન પોતા તરફ ખેંચે અથવા કોઇ છોકરીનો ઓળખીતો કે સગો નિકળી આવતાં તે ત્યાંનાં તેનાં સગાંવાલાંને જાણ કરીને તે છોકરીને છોડાવવાનો પ્રયત્ન કરે એવો તેને ભય રહેતો હતો. આમ હોવાને લીધે તેની સાથેની છોક-રીઓને ન્હાસી જવાની તક મળતી નહિ.

એ રીતે લગભગ પંદર દિવસ પ્રવાસમાં વિત્યા બાદ સોળમે દિવસે સ્હાંજે તેઓ દોલતાબાદ શહેર પાસે આવી પહોંચ્યાં. શહેરમાં જતાં પહેલાં નદી ઉતરવી પડતી હતી. નદી ઉપર પૂલ નહોતો અને અત્યારે નદીમાં પાણી વિશેષ હોવાથી નાવડામાં બેસીને પેલે પાર જઇ શકાતું હતું. લોકોને ઉતરવાને માટે એક ના-વડું ત્યાં રહેતું હતું જે કેટલાક માણસોને લેઇને સામા કિનારા તરફ ગએલું હોવાને લીધે તે તેમને ઉતારીને આ તરફ આવે ત્યાં સુધી મુસ્તફાની ટોળીને ત્યાં રોકાવું પડયું. બધી છોકરીઓ નદી તિરે બેઠી હતી એટલામાં બે સ્ત્રીઓ ત્યાં આવી પહોંચી. તેમાંની એક તો વાચકોની પરિચિત રાધા સાધ્વી હતી.

લક્ષ્મીદેવીની અને તેની દ્રષ્ટોદ્રષ્ટ થઇ. લક્ષ્મીદેવી આનંદાતિરેકથી રાધા સાધ્વીની પાસે જઇને તેને બાઝી પડી હોત; પરંતુ તેણે સમયસૂચકતા વાપરીને નેત્ર સંકેતથી એમ ન કરવાની લક્ષ્મીદેવીને સૂચના કરી. આજે સોળ દિવસે પોતાનું ઓળખીતું મનુષ્ય પોતાની દ્રષ્ટિએ પડવાથી લક્ષ્મીદેવીના મનને ઘણો જ સંતોષ થયો.

રાધાની સાથે એક શ્યામ વર્ણની પરંતુ ન્હેરેનમૂન સ્ત્રી હતી. લક્ષ્મીદેવી તેને ઓળખી શકી નહિ.

નાવડું આ તરફ આવવાને હજી ઘણો અવકાશ છે એ જોઇને રાધાએ પોતાનો વાટવો ઉઘાડયો અને ઔષધોનો ગુણાનુવાદ કરવાનો પ્રારંભ કર્યો. પ્રથમ તો મુસ્તફાએ તેને ધમકાવી પણ રાધા તેની ધમકાવણીને તાબે થાય તેમ નહોતી. તેણે મીઠું મીઠું બોલીને પોતાનું ઔષધ કોઇ લેશે તો પોતાને બે પૈસા મળશે, એવું એવું કહીને તે છોકરીઓ પાસે જવાની પરવાનગી મેળવી. દોલતાબાદ આવી પહોંચેલા હોવાને લીધે મુસ્તફાને ભય નહોતો, તેથી તેણે આ સ્ત્રીને દવા વેચવાની પરવાનગી આપવામાં વાંધો જોયો નહિ. 'બાલ સુંવાળા અને લાંબા કરવાનું ઔષધ,' 'અવાજ મધુર બનાવવાનું ઔષધ,' વગેરે અનેક ઔષધોની પ્રશંસાનાં ગીતો ગાવાનો રાધાએ પ્રારંભ કર્યો. તેની સાથેની સ્ત્રી પણ લાંબો અવાજ કાઢીને સુર પૂરવા લાગી. બધી છોકરીઓ તેમની આસપાસ એકઠી થઇ. કોઇ કોઇ તેની પાસેથી ઔષધ ખરીદવા લાગી. એમાં ઘણો સમય વિતી ગયો. એટલામાં નાવડું પણ આવી પહોંચ્યું. એટલે મુસ્તફાએ રાધાને તેનો ગવાળો સમેટવાની આજ્ઞા કરી. તેણે પણ ઔષધો વાટવામાં ભરી લીધાં અને તે પોતાની સાથેની સ્ત્રી સાથે નાવડામાં ચઢવાને તત્પર થઇ. નાવડું આ તિરે આવતાં જ તેમાંનાં માણસો નીચે ઉતરી પડયાં અને શહેરમાં જનારાં માણસોની તેના ઉપર ચઢવાની ધાંધલ શરૂ થઇ. એ ધાંધલમાં રાધા લક્ષ્મીદેવીની નજીક આવી અને તેણે પોતાના તરફ કોઇની નજર નથી એવું જોઇને લક્ષ્મીદેવીને "બ્હિશો નહિ. તમને સંકટમાંથી મુક્ત કરવાને માટે તમારાં મિત્રો તૈયાર છે." એવું આશ્વાસન આપ્યું!

સંપૂર્ણ ત્રિભુવનનું રાજ્ય મળ્યું હોત તોપણ લક્ષ્મીદેવીને જેટલો આનંદ ન થાત, એટલો હર્ષ તેને રાધાના પ્રસ્તુત આશ્વાસનથી થયો ! પણ આ આનંદ લાંબો વખત સુધી ટકી શકયો નહિ. રાધા જેવી એક સામાન્ય ભટકતી સાધુડી પોતાને કેવી રીતે મુક્ત કરી શકશે, એ પ્રશ્ન તેના મનમાં ઉદ્ભવ્યો; જેનું સમાધાન તેના પોતાનાથી થઇ શક્યું નહિ. તોપણ પોતાને મિત્ર છે અને તે સંકટમાંથી મુક્ત કરવાની ઇચ્છા કરે છે, એટલા આશાતંતુ ઉપર લક્ષ્મીદેવીનું અવલંબન હતું. " કંઇ લાખો નિરાશામાં અમર આશા છૂપાઇ છે ! " એ સ્વ. મણિલાલનું કથન કાંઇ ખોટું નથી.

## પ્રકરણ ૨૧ મું.

### લક્ષ્મીદેવીની પસંદગી.

રમઝાન માસમાં મુસલમાન લોકો રોજા પાળે છે એ તો બધાને માહિત જ હશે. તે દિવસે તમામ ધર્મચૂસ્ત ઇસ્લામીઓ નકોરડો ઉપવાસ કરે છે, અને જેઓ વિશેષ ભાવિક હોય તેઓ તો પોતાનો ધંધો ધાપો પણ બને તેટલો ઓછો કરીને, જે વખત બચે તે ધર્મકૃત્યમાં ગાળે છે. આ ઉપવાસ દરમ્યાન મુસલમાન લોકો તંબાકુ ખાતા નથી કે પિતા નથી; અધિક તો શું પણ પાણી સુદ્ધાંત પિતા નથી ! ન્હાનાં બાળકો અને આજારી મનુષ્ય સિવાય બીજા તન્દુરસ્ત અને મજબૂત માણસો ભૂખ અથવા તરસથી

જીવ જતો હોય તો પણ પોતાના મુખમાં પાણીનું એક ટીપું પણ જવા દેતા નથી. પહેરા ઉપરનો સિપાઇ અથવા માથા ઉપર બોજો લેઇને આવતો મુસલમાન તૃષાને લીધે ચકરી આવવાથી જમીન ઉપર ગોથું ખાઇ જાય તો પણ તેના મુખમાં કોઇ પાણી રેડવાનું નહિ! એટલી સખ્તાઇથી મુસલમાન લોકો રોજા પાળે છે. પણ મુસ્તફા યાકુબ ધર્મચૂસ્ત મુસલમાન નહોતો એટલે તે રોજા બોજાની દરકાર કરતો નહિ. મુસલમાન લોકોનો આ ઉપવાસ સૂર્યાસ્ત પર્યંત રહે છે. સૂર્યદેવ અસ્તાચળ પર પધારી જાય એટલે ખાવા પિવાની છૂટી ! પછી આખી રાત્રી-પરોઢ થાય ત્યાં સુધી ખાધા કરો ! !

આ રોજા પૂરા થાય એટલે છેલ્લે રમજાન ઇદના દિવસે નવાબને એક સુંદર તરૂણી નજર કરવાનો દોલતાબાદમાં રિવાજ હતો. તે તરૂણી પસંદ કરવાનું કામ નવાબની માતાનું હતું. રમજાન ઇદને દિવસે નજર કરવાની સ્ત્રીને અગાઉથી જ પસંદ કરી રાખવામાં આવતી હતી. કેમકે પ્રવાસના શ્રમથી તેની તબિયત ખરાબ થઇ હોય તો પણ વચ્ચે થોડાક દિવસ વિશ્રાન્તિ મળવાને લીધે તેનું સૌંદર્ય પુનઃ પૂર્વવત્ બની શકતું.

રમજાન માસના દશ-બાર દિવસ જાય એટલે ગુલામનો વ્યાપાર કરનારા લોકો ચારે તરફથી છોકરીઓ એકઠી કરીને દોલતાબાદમાં આવતા. એકાદ ફુરસદના દિવસે સુલતાના-વાલીદા-નવાબની માતા સર્વ વ્યાપારીઓનો માલ તપાસી જોઇને પ્રત્યેક વ્યાપારી પાસેની છોકરીઓમાંથી એકેક તરૂણી પસંદ કરતી. એ રીતે ચુંટી કાઢેલી સુંદરીઓને પાછી એકત્ર કરીને તેમાંથી પણ જે સર્વોત્તમ હોય તેને

સુલતાના–વાલીદા નવાબ માટે પસંદ કરતી, જ્યારે બીજી તરૂણીઓ તે પોતાના માનિતા માણસોને બક્ષિસ કરી દેતી.

એ પ્રમાણે જે તરૂણી દરસાલ નવાબને નજર કરવામાં આવતી હતી, તેને નવાબની શાદી કરેલી બેગમ પ્રમાણે માનવામાં આવતી હતી. માત્ર જ્યાં સુધી તેને સંતાન ન થાય ત્યાં સુધી સુલતાનાની પદવી મળતી નહિ. નવાબનાં એ સ્ત્રીઓ સાથે જો કે શાસ્ત્રોકત વિધિ પ્રમાણે લગ્ન થતાં નહિ, અને ખરી રીતે જોઇએ તો તે સ્ત્રીઓની સ્થિતિ રખાતના જેવી જ હતી, તદપિ તેમાં કાંઇ અયોગ્ય થતું હોય એમ કોઇને લાગતું નહિ. જેને સંતાન થાય તે ધન્ય, અને બાકીની દરિયામાં ખસખસ! તેણે પોતાનું આખું જીવન તુરંગ માંહેના કેદી પ્રમાણે પરંતુ ઐષારામમાં આનંદથી વિતાડવું!!

જે વ્યાપારી પાસેની તરૂણી સુલતાના–વાલીદા પસંદ કરતી તે વ્યાપારીને એ છોકરીનું તે માગે તેટલું મૂલ્ય અને તે ઉપરાંત છોકરીની સુંદરતાના પ્રમાણમાં સારૂં ઇનામ પણ મળતું. તેમ જ નવાબને નજર થએલી તરૂણીમાંથી જે કોઇ સંતાનવતી બનીને સુલતાનાની પદવીને પ્રાપ્ત થાય, તે પણ પોતાની એવી સ્થિતિ થવામાં તે વ્યાપારીને કારણભૂત માનીને તેને અવારનવાર બક્ષિસ આપતી. એ રીતે તે વ્યાપારીઓને સારો લાભ થતો હોવાને લીધે કોઇ સુંદર છોકરી દેખી કે તેઓ હરપ્રયત્ને તેને હસ્તગત કર્યા સિવાય રહેતા નહિ. પોતાની છોકરી સુલતાના થવાથી તેની મારફત પોતાને જાગીર મળશે અથવા બીજી રીતે પોતાનું કલ્યાણ થશે એવી આશાથી ઘણા ગરીબ કિંવા લોભી માણસો પોતાની છોકરીઓ આ વ્યાપારીઓને હવાલે કરતા. નહિ તો છેવટે તે વ્યાપારીઓ યુક્તિ પ્રયુક્તિ

અને જબરદસ્તીથી છોકરીઓને ઉપાડી પણ જતા. એવો જ પ્રકાર પેલી વિધવાની છોકરી રાજબાના સંબંધમાં બન્યો હતો એ વાચકો જાણે છે. સુલતાના–વાલીદા જેમને પસંદ ન કરે તે છોકરીઓમાંથી કોઇ વજીરના તો કોઇ અમીર ઉમરાવના જનાનખાનામાં રહેતી અને ત્યાં ઐશઆરામ ભોગવતી.

હવે આપણે આપણી હકીકત તરફ વળીએ. મુસ્તફા યાકુબ છોકરીઓને લેઇને દોલતાબાદમાં આવ્યો તે વખતે ફક્ત રમજાન માસના આઠ દિવસ જ ગયા હતા. એ બધાં સંધ્યાકાળે ગામમાં દાખલ થયાં. સૂર્યાસ્ત થયો છે એમ લોકોને સૂચવવાને માટે સરકાર તરફથી તોપના પાંચ અવાજ કરવાનો રિવાજ હતો. તે તોપો અલ્પ સમય પહેલાં જ છૂટી હતી. મુસલમાનો ઉપવાસ છોડવાની ધાંધલમાં હતા. શહેરમાં જ્યાં ત્યાં રોષનાઇ થઇ અને આનંદ આનંદ પ્રસરી રહ્યો. પણ એથી બિચારી લક્ષ્મીદેવીના મનમાં થોડોક જ આનંદ થાય તેમ હતું ! ફાંસીની સજા પામેલા કેદીને જગતમાં કોઇ પણ વાતથી આનંદ થવો શકય નથી; તે પ્રમાણે લક્ષ્મીદેવીને પણ કોઇ પણ વાતથી આનંદ ન થાય તો એમાં કાંઇ આશ્ચર્ય નથી.

એવી દુઃખમય સ્થિતિમાં લક્ષ્મીદેવી દિવસો કાઢતી હતી. એક દિવસ સુલતાના–વાલીદા તરફથી મુસ્તફા યાકુબને આમંત્રણ થયું. તેણે પોતાની સાથેની સર્વ છોકરીઓને બંધ ગાડીઓમાં ઘાલી અને તે ગાડીઓ રાજમહેલ તરફ જવાને નિકળી. જાણે પોતાને વધસ્તંભ તરફ લેઇ જતા હોયની એમ તે સમયે લક્ષ્મીદેવીને થયું. અજયસિંહની રમ્ય મૂર્તિ તેની દૃષ્ટિ સમક્ષ ખડી થઇ. તેની સાથે પોતાનું લગ્ન થાય એવી તેની ઇચ્છા હોવાને લીધે સાંપ્રત સ્થિતિથી તેને વિશેષ

સંતાપ થતો હતો. રાજમાતાની સમીપ જતાં તેના દીલમાં અમુક પ્રકારે કારૂણ્ય ઉત્પન્ન કરવું, જનાનખાનામાં ગયા બાદ અમુક પ્રકારે વર્ત્તન ચલાવવું, ન્હાસી જવાને માટે કેવી યુક્તિ કરવી, વગેરે સંબંધી અનેક વિચારો તેના મનમાં ચાલતા હતા. રાજમાતાની રૂબરૂ જતાં તેમના પગમાં મસ્તક નમાવવું અને પોતાની તમામ હકીકત તેમને જણાવવી–પછી જે બને તે ખરૂં, એવો વિચાર તેણે કર્યો. પણ તે વિચાર લાંબો વખત ટક્યો નહિ. કેમકે તેમ કરતાં પોતે કોણ છે તે સ્પષ્ટપણે જણાવવું પડશે અને તે વાત કોઇને ખરી લાગશે નહિ. એમ થતાં પછી પોતાના શબ્દની કીમત શી રહી, એમ પણ તેના મનને થયું. એ પ્રમાણે અનેક પ્રકારના વિચારતરંગ તેના મનમાં ઊઠતા હતા તે દરમિયાન સર્વ ગાડીઓ રાજમહેલમાં આવીને દાખલ થઇ.

કેટલાક સીદી ગુલામો ત્યાં આગળ આવ્યા. તેઓ અત્યંત કાળા, તગડા, જંગલી અને તદ્દન કુરૂપ હતા. તે કારણથી જ તેમને જનાનખાનામાં રાખવામાં આવ્યા હતા. એ ગુલામો બધી છોકરીઓને આગલા દિવાનખાનામાં લેઇ ગયા. તે દિવાનખાના સુધી જ પુરુષોને આવવાની પરવાનગી હોવાથી મુસ્તફા યાકુબને ત્યાં આગળ જ થોભવું પડયું. તે પછી સ્ત્રી સેવકો સાથે લક્ષ્મીદેવી અને તેની સાથેની તમામ છોકરીઓ જનાનખાનાંમાં જે સ્થળે સુલતાના–વાલીદા બેઠી હતી ત્યાં ગઇ. સુલતાના–વાલીદા પાંસે લગભગ પાંસઠ વર્ષની ઉમરનો એક વૃદ્ધ મુસલમાન ઊભો હતો. તે મુસલમાનને 'કિસલર આગા' નો ખિતાબ હતો. તે તમામ ખોજા એટલે સીદી ગુલામોનો જમાદાર હતો. તે વયે વૃદ્ધ અને

સ્વભાવે નમ્ર હતો. તેના વર્ત્તનમાં ક્ષણે ક્ષણે સભ્યપણું જણાઇ આવતું હતું. તે દરબારી રીતભાતથી પૂરેપૂરો વાકેફગાર હતો એમ તેના વર્ત્તન ઉપરથી સ્પષ્ટ થતું હતું. એક ભવ્ય અને મખમલથી મઢેલા સોફા ઉપર સુલતાના-વાલીદા બિરાજમાન થઇ હતી. તેની પાસે જઇને જમીન સુધી લળીને કિસલર આગાએ નમન કર્યું અને તમામ છોકરીઓને પણ તે પ્રમાણે નમન કરવાનું સૂચવ્યું. નમનવિધિ સમાપ્ત થયા પછી બધી છોકરીઓને એક હારમાં ઊભી રાખી. સુલતાના-વાલીદાની નજર બહુ જ તીવ્ર હતી. તેણે એક વાર તમામ છોકરીઓ તરફ લક્ષપૂર્વક જોયું, અને એકદમ તેમાંથી લક્ષ્મીદેવીને પસંદ કરી. બાકીનીને પાછી જવાની આજ્ઞા કરી. આ લક્ષ્મીદેવીની પ્રથમ પરીક્ષા થઇ.

પછી કિસલર આગા તેને પડખેના ખંડમાં લેઇ ગયો અને તેને ત્યાં પડેલા એક સોફા ઉપર બેસવાનું જણાવ્યું. તે સ્થળે બીજી પણ ચાર-પાંચ સુંદર છોકરીઓ બેઠેલી હતી. મુસ્તફાની માફક બીજા વ્યાપારીઓ જે છોકરીઓને લેઇને આવ્યા હતા તેમાંથી જે સર્વથી વિશેષ સ્વરૂપવતી સુલતાના-વાલીદાને જણાઇ હતી તેમને અત્ર રાખેલી હતી. લક્ષ્મીદેવી બહારથી જો કે સર્વ વ્યવહાર બરોબર કરતી હતી, પરંતુ તેનો અંતર્યામિ દુઃખાગ્નિથી જળી જતો હતો. દોલતાબાદ જેવા વિસ્તીર્ણ રાજ્યનો ઉપભોગ કરનારા નવાબના મહેલમાં જ્યાં ત્યાં ઐષઆરામના પદાર્થો પ્રસરેલા હતા. અત્યંત દુર્મિળ અને મૂલ્યવાન્ વસ્તુઓ અત્રતત્ર વ્યવસ્થાપૂર્વક ગોઠવેલી દેખાતી હતી; પરંતુ એમાંની એકે વસ્તુ લક્ષ્મીદેવીનું આકર્ષણ કરી શકી નહિ ! તે કેવળ શૂન્ય દ્રષ્ટિથી એ

પદાર્થોને નિહાળતી હતી. પોતાને પોતાના રાજ્યપદ અને સ્વાતંત્ર્યનો ત્યાગ કરીને આખો જન્મારો ગુલામી અવસ્થામાં વિતાડવો પડશે, એ જ એક વિચાર તેના મનમાં રમ્યા કરતો હતો. તેનું મગજ અને શરીર અત્યારે તપ્ત બનેલું હતું.

આ સ્થિતિમાં તેને વધુ વખત બેસવું પડયું નહિ. અલ્પ સમયમાં જ તમામ વ્યાપારીઓની છોકરીઓની પસંદગી થઇ અને તે સર્વ લક્ષ્મીદેવી બેઠી હતી તે દિવાનખાનામાં એકઠી થઇ. એ સ્થળે એકત્ર થએલી તરૂણીઓ નિર્વિવાદિત રીતે અત્યંત સુસ્વરૂપ હતી. હવે તેમાંથી કોને પસંદ કરવી એ નક્કી કરવાનું હતું. એ કામ કાંઇ વાચકો અત્યારે તેમના મનમાં ધારતા હશે તેવું સહેલું નહોતું. કેમકે જો બરોબર પસંદગી ન થઇ અને પાછળથી નવાબને ખબર પડી તો સુલતાના–વાલીદા રાજમાતા હોવા છતાં તેનું માન પણ જળવાવાનો સંભવ નહોતો. સુલતાના–વાલીદાએ ચુંટી કાઢેલી તે તમામ છોકરીઓને પુનઃ પોતાની પાસે બોલાવી. તેણે શાંતિથી દરેકના સ્વરૂપનું બહુજ બારિકાઇથી નિરિક્ષણ કર્યું. જેના સ્વરૂપમાં તેને કાંઇ પણ દોષ માલૂમ પડતો તેને બહાર લેઇ જવાની તે કિસલર આગાને આજ્ઞા કરતી. એ પ્રમાણે એક પછી એક છોકરી કમી થતી ગઇ અને છેવટે માત્ર લક્ષ્મીદેવી જ સુલતાના–વાલીદાને પૂર્ણપણે પસંદ પડી !

થયું ! જે કાંઇ અલ્પ–સ્વલ્પ આશાતંતુ લક્ષ્મીદેવીના મનમાં હતો તે પણ તૂટી ગયો ! લક્ષ્મીદેવીને પોતાના દેહનું ભાન રહ્યું નહિ. તે ચકરી ખાઇને જમીન ઉપર પડી !



# પ્રકરણ ૨૨ મું.

## જનાનખાનામાં.

કદાચિત્ અતિશય આનંદને લીધે તે બેફામ બની ગઇ હશે એમ કિસલર આગાને લાગ્યું. તે એકદમ આગળ આવ્યો અને નજીકમાં પડેલા ચંબૂમાંથી પાણી લેઇને લક્ષ્મીદેવીના મસ્તક અને આંખો ઉપર છાંટવા લાગ્યો. થોડી વારે તે ધીમે ધીમે સાવધ થઇ. એ વખતે સુલતાના-વાલીદા તેની નજીક આવીને બોલી: "છોકરી ! બધી છોકરીઓમાંથી એક તું જ મારી પસંદગીને પાત્ર થઇ છે !"

આ વખતે પોતાને રાજમાતાની પાસે એકલી જોઇને લક્ષ્મીદેવીના મનને કાંઇક સંતોષ થએલો જણાયો. કિસલર આગા ત્યાંજ હતો, પરંતુ તેના સંબંધમાં તેને ભય નહોતો. તે બોલી: "મા સાહેબ ! મારે આપને યોગ્ય માન આપવું જ જોઇએ. હું જો કે આપના જેવી જ છું પરંતુ એક ન્હાના રાજ્યની માલિક છું. તેથી આપનો દરજ્જો મારા કરતાં ઘણો મોટો છે !" એટલું કહીને તેણે સુલતાના-વાલીદાના બન્ને પગ પકડીને તેના પગમાં પોતાનું મસ્તક મૂકી દીધું. સુલતાના-વાલીદાને પણ લક્ષ્મીદેવીના શબ્દો સાંભળીને અતિ આશ્ચર્ય થયું. તેના મુખમાંથી એકે શબ્દ નિકળ્યો નહિ. તે લક્ષ્મીદેવીના મુખ સામે જોઇ રહી.

એ જોઇને લક્ષ્મીદેવી પુનઃ બોલી: "હું જે કહું છું તેમાં એક અક્ષર પણ ખોટો નથી. હું વૈતાળગઢની રાણી લક્ષ્મીદેવી !"

"એટલે ? એમ શી રીતે હોઇ શકે ?" સુલતાના–વાલીદા બોલી: "જેના સૌંદર્યની કીર્તિ ચોતરફ પ્રસરેલી છે, જેને આસમાનની પરીની ઉપમા આપવામાં આવે છે તે તું જ ! બનવા જોગ છે ! તારી સુંદરતા તો તેવી જ છે !"

"મા સાહેબ ! મારા કથન ઉપર આટલો જલ્દીથી આપનો વિશ્વાસ બેસી ગયો એ જોઇને મને અત્યંત આનંદ થાય છે !" લક્ષ્મીદેવી બોલી.

"પણ, બાઇ !" સુલતાના–વાલીદા બોલી: "તું અહીં ક્યાંથી આવી ? બેસ અહીં મારી પાસે, અને તારી તમામ હકીકત મને કહે."

"હું કાંઇ રાજીખુશીથી અહીં આવી નથી." લક્ષ્મીદેવી બોલી: "મારી હકીકત બહુ લાંબી છે, પણ હું આપને થોડાકમાં જ જણાવીશ કે હું કાંઇ ગુપ્ત કામને માટે એકલી મારો દરજ્જો ગુપ્ત રાખીને ઉજ્જયની આવી હતી. ત્યાં મારા સંબંધમાં કોઇએ બદમાશી કરીને મને મુસ્તફા યાકુબને વેચી દીધી; અને તે મને બળજબરીથી મારી અનિચ્છા છતાં અહીં લાવ્યો."

એ સાંભળીને રાજમાતાને અતિશય ક્રોદ્ધ ચડયો અને તેનો ફીક્કો ચહેરો પણ ગુસ્સાને લીધે લાલચોળ બની ગયો. તે બોલી: "રાણી સાહેબ ! એ મૂઆ મુસ્તફાને તેના કપટનો બરોબર બદલો આપું છું; અને ચાર ઘડીમાં તેના પગમાં બેડીઓ પડીને તે કિલ્લાના બુરજપર તુરંગમાં કેદ પડેલો છે એમ તું સાંભળીશ."

કિસલર આગા ત્યાં જ ઊભો હતો. તે બધી વાત સાંભળતો હતો. તે નીચો નમીને બોલ્યો: "મા સાહેબ ! અત્યારે ને અત્યારે આપને એક મહત્ત્વની ગુમ વાત કહેવાની છે !"

એ સાંભળીને સુલતાના–વાલીદાએ લક્ષ્મીદેવીને કહ્યું: " તું જઇને પેલા દિવાનખાનામાં બેસ. હું હમણા જ ત્યાં આવીને તને મળું છું. "

કિસલર આગાને લક્ષ્મીદેવીએ કહેલી હકીકતથી જરા પણ આશ્ચર્ય ઉપજ્યું નહોતું. કેમકે જ્યારે લક્ષ્મીદેવી બીજી પરીક્ષા પહેલાં બીજી છોકરીઓ સાથે દિવાનખાનામાં બેઠી હતી તે વખતે તે જનાનખાનાની બહાર જઇને આગલા દિવાનખાનામાં મુસ્તફા સાથે વાતચીત કરતો બેઠો હતો. તે વખતે મુસ્તફાએ સંગ્રામસિંહે લક્ષ્મીદેવીના ગાંડપણ વિષેની–તે પોતાને વૈતાળગઢની રાણી લક્ષ્મીદેવી સમજે છે એ–વાત કરી હતી. એથી લક્ષ્મીદેવીના ગાંડપણની એ વાત તુરત જ સુલતાના–વાલીદાના કાન ઉપર લાવવી એ ઇષ્ટ છે એમ તેને લાગ્યું. સુલતાના–વાલીદાને લક્ષ્મીદેવીનું કથન ખરૂં ભાસ્યું હતું. પરંતુ જ્યારે કિસલર આગાએ તે ગાંડી છે–પોતાના રૂપથી ગર્વિષ્ટ બનીને પોતાને લક્ષ્મીરાણી સમજે છે, એમ તેને જણાવ્યું એટલે તેનો મુસ્તફા યાકુબ ઉપરનો ક્રોધ લક્ષ્મીદેવી ઉપર ઉતર્યો. " રૂપગર્વિત બનીને એ છોકરીએ મારૂં અપમાન કર્યું ! તેના એ અપરાધ માટે તેને સજા કરીને હાંકી મૂકવી અથવા તેને કેદમાં નાખવી ! " એમ તેણે કિસલર આગાને પોતાનો વિચાર જણાવ્યો.

કિસલર આગાએ નમ્રતા પૂર્વક કહ્યું: " તેણે આપનું અપમાન કર્યું છે એ વાત ખરી, પરંતુ તેમાં તેનો બિચારીનો મોટો દોષ નથી. મુસ્તફા કહેતો હતો કે એ એક જ બાબતમાં તેની એવી કલ્પના થએલી છે, તદપિ બીજી રીતે તે ઉત્તમ છે. વળી તે

દરેક રીતે કુશળ છે, અને નવાબ સાહેબ પણ તેનું રૂપ અને ગુણ જોઇને ખુશ ખુશ બની જશે. માટે તેને કાંઇ પણ સજા ન કરવી એવો મારો નમ્ર અભિપ્રાય છે. ''

"હા, એ પણ તારૂં કહેવું ખરૂં છે;'' સુલતાના–વાલીદા જરા વિચાર કરીને બોલી: "પણ એવી ગર્વિષ્ટ છોકરીનું હું હવે મ્હોં પણ જોનાર નથી! હું હવે ત્યાં આવનાર નથી. તેને માટે જે દિવાનખાનું તૈયાર કરી રાખેલ છે ત્યાં તેને લેઇ જજે. એટલું ધ્યાનમાં રાખજે કે તેની વ્યવસ્થામાં કાંઇ જાતની હરકત આવે નહિ.''

કિસલર આગા જમીન પર્યંત વાંકો વળી સલામ કરીને જ્યાં લક્ષ્મીદેવી બેઠી હતી તે દિવાનખાના તરફ ગયો. સુલતાના–વાલીદા પણ ત્યાંથી ઊઠીને પોતાના એકાન્તવાસ તરફ ચાલી ગઇ. પોતે પોતાના સંબંધમાં જણાવેલી ખરી હકીકત ઉપર સુલતાના–વાલીદાનો વિશ્વાસ બેઠેલો જોઇને લક્ષ્મીદેવીને અત્યાનંદ થયો હતો. પણ એટલામાં કિસલર આગાને કાંઇ મહત્ત્વની ગુપ્ત વાત સુલતાનાને કહેવાને તત્પર થએલો જોઇને જ તેના મનમાં સ્હેજ શંકાનો સંચાર થયો હતો. 'કદાચ મુસ્તફાએ તેને મારા સંબંધમાં બનાવટી હકીકત કહી હશે અને તે જ વાત સુલતાના–વાલીદાને કરવાનો તેનો ઇરાદો હશે.' એમ લક્ષ્મીદેવીના મનમાં થયું પણ તુરત જ તે પોતાના મનમાં બોલી: 'માસાહેબ સરળ મનનાં લાગે છે. તેઓ અહીં આવશે એટલે હું તેમને મારી તમામ હકીકત વિગતવાર જણાવીશ. એથી તેમની મારા વિષેની શંકા દૂર થઇ જશે અને મારા ઉપર તેમને દયા આવશે.' એ જ વખતે કિસલર આગા એકલો જ

લક્ષ્મીદેવી બેઠા હતી ત્યાં આવ્યો. તેણે સભ્યતાપૂર્વક નીચા નમીને સલામ કરી પરંતુ તેના રાણીપણાના દરજ્જાને શોભે તેવી રીતે તેણે ભાષણ માત્ર કર્યું નહિ. તેણે ટુંકાણમાં જ કહ્યું: "બાઇ સાહેબ! મારી સાથે ચાલો. હું તમને તમારા માટે યોજી રાખેલું દિવાનખાનું બતાવું."

"ત્યારે હવે મારી અને માસાહેબની મુલાકાત હમણાં તો નહિ જ થાય એમ લાગે છે!" લક્ષ્મીદેવી દયામણે મુખે બોલી.

"માસાહેબ અત્યારે કાંઇ બીજા કામમાં ગુંથાયેલાં છે." તે બોલ્યો. "કદાચ પરમ દિવસ મળે તો મળે!"

તદ્દન નિરાશ બનેલી લક્ષ્મીદેવીએ પૂછ્યું: "પેલા મૂઆ મુસ્તફાએ તમને મારે વિષે સાચી ખોટી વાતો કરીને તમારા કાન તો નથી ભર્યા ને?"

"બાઇ સાહેબ! તમે બોલ્યા ચાલ્યા સિવાય મૂંગા મૂંગા મારી સાથે આવો!"

લક્ષ્મીદેવી ઊઠી નહિ. તે થોડોક વખત વિચાર કરતી બેસી રહી. તેનું હૃદય દુઃખથી ગાંજી ગયું હતું. તોપણ તે સ્હેજ અધિકારદર્શક સ્વરે બોલી: "તમે અત્યારે ને અત્યારે રાજાધિરાજ નવાબ સાહેબ પાસે જાઓ, અને તેમને કહો કે વૈતાળગઢની રાણી લક્ષ્મીદેવી અત્યારે ને અત્યારે કાંઇ અગત્યના કામ માટે આપની મુલાકાત લેવા ઇચ્છે છે!"

"બાઇ સાહેબ!" કિસલર આગા દૃઢ નિશ્ચયપૂર્વક પણ નમ્રપણે બોલ્યો: "આપની એ આજ્ઞા હું માન્ય કરી શકું એમ નથી. હું બીજાના હુકમનો તાબેદાર છું, અને અત્યારે મને

માસાહેબે આપને માટે તૈયાર કરેલા દિવાનખાનામાં આપને લેઇ જવાની આજ્ઞા કરી છે. તે આજ્ઞા મારે પહેલી બજાવવી જોઇએ. ”

લક્ષ્મીદેવીની આંખોમાં પાણી આવી ગયાં. તે ગદ્દગદ્દ કંઠે બોલી: “ આગા સાહેબ ! તમે વૃદ્ધ છો. હું તમને મારા વડીલને ઠેકાણે માનું છું. તમારા શબ્દો ઉપરથી તમે માયાળુ છો એવી મારી ખાત્રી થઇ છે. જો તમને પણ મારી દયા નહિ આવે તો આ અજાણ્યા પ્રદેશમાં મારા જેવી અનાથ બાળાની અતિ વિકટ અવસ્થા થશે. ”

પરંતુ લક્ષ્મીદેવીની આ હૃદયભેદક વિનતિ અસ્થાને હતી. કિસલર આગા બાહ્ય દેખાવે બહુ ગરીબ અને માયાળુ દેખાતો હતો, તોપણ તે પક્કો દરબારી હોવાને લીધે પોતાનો મનોગત ભાવ બિલકુલ બહાર દેખાવા દેતો નહોતો. વળી જનાનખાનામાં અનેક પ્રકારની લબાડીનો તેને વારંવાર અનુભવ થતો હોવાને લીધે સ્ત્રીઓનાં મીઠાં ભાષણની કે તેમનાં અશ્રુની તેના મન ઉપર જરા પણ અસર થઇ શકતી નહિ. તે પ્રથમની માફક જ મક્કમપણે બોલ્યો: “ બાઇ સાહેબ ! આ જનાનખાનાની ચાર દિવાલોની વચ્ચે માસાહેબનો શબ્દ એજ કાયદો, એવી સ્થિતિ છે. ”

“ ઇશ્વરની મરજી ! ” લક્ષ્મીદેવી તદ્દન નિરાશ બનીને બોલી, અને ખરેખર પરમેશ્વર સિવાય પોતાને આ દુ:ખમાંથી છોડાવનાર બીજું કોઇ પણ નથી એવી તેની ખાત્રી પણ થઇ. છેવટે તે ઊઠી અને મૂંગીમૂંગી કિસલર આગાની પાછળ પાછળ જવા લાગી.

તેને માટે જે બે મોટાં દિવાનખાનાં તૈયાર કરવામાં આવ્યાં હતાં ત્યાં તે જઇ પહોંચી. એકાદા બાદશાહની બેગમને યોગ્ય એવા

પ્રકારના અનેક પદાર્થોથી તે દિવાનખાનાં શણગારવામાં આવ્યાં હતાં. ત્યાં ઉત્તમ ઉત્તમ કાચનાં સુંદર પાત્રોમાં સુવાસિત પુષ્પો મૂકી રાખવામાં આવ્યાં હતાં. વળી બીજા પણ સુગંધી પદાર્થોનો મઘમઘાટ મગજને તર બનાવી મેલતો હતો. એક મેજ ઉપર જાત જાતના રંગ, કલમો અને ચિત્રકળાને ઉપયોગી પદાર્થો મૂકેલા હતા. દોલતાબાદના આગલા નવાબોની મોટી મોટી તસ્બીરો અને બીજા પણ અનેક પ્રકારનાં શૃંગારિક સુંદર ચિત્રો ભિંતો ઉપર ટાંગ્યાં હતાં. એક બાજુએ બીજા મેજ ઉપર સ્વચ્છ ચાદર પાથરીને તેના પર ચાંદીની રકાબીઓમાં જાત જાતનાં ફૂલ મૂકી રાખ્યાં હતાં. બીજી તરફ તબલાં, સારંગી, તાઉસ વગેરે સંગીત વિષયક વાજીંત્રો મૂકેલાં હતાં. જમીન ઉપર ઘુંટણ સુધી પગ ખૂંચી જાય એવો નરમ અને સુંવાળો મખમલનો ગાલીચો બિછાવ્યો હતો. દિવાનખાનાની બારીઓપર ઉત્તમ કારીગિરીના ચિકના પડદા ટાંગેલા હતા. તે સિવાય કાચનાં કબાટોમાં જુદી જુદી ભાષાનાં અનેક પ્રકારનાં મનોરંજક પુસ્તકો પણ હતાં. તેમજ સંગેમરમરની બેઠકો ઉપર તેવા જ સફેદ પત્થરની સુંદર પુતળીઓ ગોઠવેલી હતી.

આ મુખ્ય દિવાનખાનાનું વર્ણન થયું. તેની પડખે બે નાની ઓરડીઓ હતી. તે પણ એવી જ સુંદર રીતે શણગારેલી હતી. અત્યારે રાત્રીનો સમય થઇ ગયો હોવાથી હાંડીઓ અને ઝુમરોમાં મીણબતીઓ સળગાવીને ઉત્તમ રોષનાઇ કરેલી હતી. એ સ્થળે પ્રવેશ કરીને લક્ષ્મીદેવી એક સોફા ઉપર આડે પડખે થઇ અને વિચારમાં નિમગ્ન બની ગઇ. ત્યાં આગળ બે દાસીઓ ઉભેલી હતી, પરંતુ તેમના તરફ તેનું લક્ષ ગયું નહિ. કેટલોક સમય વિચારમગ્ન

અવસ્થામાં ગાળ્યા બાદ તેને એકાએક કાંઇક વાતનું સ્મરણ થયું. તે બેઠી થઇ. તેણે પેલી બે દાસીઓ તરફ જોયું અને તેમને પોતાની પાસે આવવાની આજ્ઞા કરી.

આ બન્ને દાસીઓ જાતે હિંદુ હતી, પરંતુ તેમણે પોતાના જીવનનો મોટો ભાગ જનાનખાનામાં વિતાવેલો હોવાથી જનાનખાનાનું જીવન શ્રેષ્ટ છે એમ તેમને લાગે એ સ્વાભાવિક હતું. તે દાસીઓ નજીક આવી એટલે લક્ષ્મીદેવીએ પ્રથમ તેમનું નામ ઠામ પૂછીને તેમને પ્રશ્ન કર્યો: " તમે આ પહેલાં પણ રમજાન માસમાં પસંદ કરેલી સ્રીની નોકરીમાં હતી કે ? "

" હા, બાઇ સાહેબ ! " તેમાંની એક દાસીએ ઉત્તર આપ્યો: આજ–કાલ લગભગ ચાર વર્ષથી અમે નવીન આવનાર સ્રીની તહેનાતમાં રહીએ છીએ. "

" શું ? ચાર વર્ષથી ? " લક્ષ્મીદેવીએ આશ્ચર્ય દર્શાવતાં પૂછ્યું: " ત્યારે તો ત્રીજી સાલ ઉપર પસંદ પડેલી સ્રીની સાથે તમને પરિચય હશે જ ? "

" એ તો સુલતાના તારખાના જ ને ? " પોતાની ખાત્રી કરી લેવા માટે પ્રથમ બોલનારી દાસીએ બીજી દાસીને પૂછ્યું.

" હા, ત્રીજી સાલ ઉપર તો તેમને જ પસંદ કરવામાં આવ્યાં હતાં. તેમનું આગલું નામ તો ઘણું કરીને રાજબા હતું ! " બીજી દાસીએ જવાબ આપ્યો.

" હા, હા, તે જ ! " લક્ષ્મીદેવી બોલી ઊઠી: " અત્યારે તેની શી સ્થિતિ છે એ તમારા જાણવામાં છે ? "

"શા માટે નહિ? તેમને એક પુત્રી થઇ છે અને તેમને 'સુલતાના'ની પદવી પણ પ્રાપ્ત થઇ છે." પહેલી દાસી બોલી.

એ સાંભળીને લક્ષ્મીદેવી થોડો સમય સ્તબ્ધ રહી. હવે પેલી વિધવા બાઇની તેની છોકરી સાથે મુલાકાત થવાનો સંભવ રહ્યો નથી, એવો વિચાર તેના મનમાં આવ્યો; તેમજ આ તારખાનાએ પણ પોતાની માતાને મળવાની આશા છોડી જ દીધી હશે, એમ તેને લાગ્યું. તેણે આ બન્ને દાસીઓ સામે તિક્ષ્ણ દ્રષ્ટિથી જોયું. તે તેમનું હૃદય પારખવાનો યત્ન કરતી હતી. પરંતુ આ દાસીઓ ઉપર કેટલો વિશ્વાસ રાખવો અને જનાનખાનાની બાબતમાં તેમની સાથે કેટલે અંશે છૂટ લેવી એ તે નક્કી કરી શકી નહિ. છેવટે તે બ્હિતી બ્હિતી બોલી: "એ બાઇ સુખી તો છે ના?"

"જેના ઉપર સરકારની મહેરબાની હોય તે સદા સુખી જ હોય!" જનાનખાનાના એષઆરામમાં જ આનંદ સમજતી દાસી બોલી: "આ જનાનખાનાની દિવાલોની અંદર દુઃખ એ શી વસ્તુ છે તેની કોઇને ખબર પણ નથી! અહીં તમામ પોતાને સુખી જ સમજે છે."

"એમ કે? ઠીક, પણ જનાનખાનાના રિવાજ મુજબ એ તારખાનાબાઇને મારાથી તો શી રીતે મળી શકાય?" લક્ષ્મીદેવીએ તટસ્થ વૃત્તિ દર્શાવતાં આ પ્રશ્ન કર્યો.

"એમ તો કાંઇ નહિ," દાસી બોલી: "જેને સંતાન થયા પછી સુલતાનાની પદવી પ્રાપ્ત થાય તેને આ જનાનખાનાની અંદર ગમે તે સ્થળે હરવા ફરવાની છૂટ હોય છે. આપની મરજી હશે તો આવતી કાલે આપ મળવા માટે ઉત્સુક છો એમ હું તારખાનાબાઇને જણાવીશ."

એ સાંભળતાં લક્ષ્મીદેવીના મનને જે સંતોષ થયો તે છૂપાવવાને તેને પુષ્કળ પ્રયત્ન કરવો પડ્યો. ડૂબતા મનુષ્યને તણખલાનો આધાર પણ કીમતી લાગે છે ! લક્ષ્મીદેવીની પણ અત્યારે એવી સ્થિતિ હતી. પરંતુ તે પોતાનો આનંદ બહાર પ્રદર્શિત ન કરતાં પૂર્વની માફક જ તટસ્થ ભાવે બોલી: “ભલે, કાલે તેમને જણાવજો. એટલે ઘડીભર તેમની સાથે વાતચીત કરવાનું તો મળે.”

દાસીએ કહ્યું: “આજે અત્યારે રાત્રી વિશેષ ગઇ છે; અને તારખાનાબાઇ કદાચ અત્યારે નવાબ સાહેબ સાથે હશે. નહિ તો અત્યારે જ હું તેમને આપનો સંદેશો કહેત. હાલમાં રમજાન માસ હોવાથી કાલે આખો દિવસ તો જનાનખાનામાં કોઇ પણ સ્ત્રીથી બહાર ફરકી શકાય નહિ. કેમકે દરેકે ધર્મકાર્યમાં આખો દિવસ પ્રવૃત્ત રહેવું એવો અહીં રિવાજ છે. પરંતુ સ્હાંજે તોપના અવાજ થયા બાદ ઉપવાસનાં પારણાં થયાં કે પછી દરેકને પોતાના ખંડમાંથી બહાર નિકળવાની છૂટી. એટલે તારખાના બાંસાહેબ આવતી કાલે રાત્રીએ આપને ચોક્કસ મળશે.”

“કાંઇ હરકત નહિ.” લક્ષ્મીદેવી બોલી: “મારે કાંઇ તેમની ખાસ ઉતાવળે જરૂર નથી. માત્ર તું તેમને મળે એટલે મારા તરફથી આજનેઆજ સંદેશો કહેજે કે થોડા દિવસ પહેલાં તેમની માતાનો મને ભેટો થયો હતો, એટલે મારે તેમના સંબંધમાં ખુશીખબર કહેવા છે.”

“જી સરકાર !” એટલું કહીને તે દાસીએ જમીન સુધી નમીને લક્ષ્મીદેવીને મુજરો કર્યો.

'તારાખાના મળે તો હું તેને મારી ખાત્રી કરી આપીશ, અને પછી તે નવાબ સાહેબ પાસે મારા માટે અરજ ગુજારશે. હું કોણ છું એ જાણતાં નવાબ સાહેબ મને મુક્ત કર્યા સિવાય રહેશે નહિ. તારખાનાને પણ મારી માફક જ જોર જૂલ્મથી પકડી લાવેલ હોવાને લીધે તેને મારી દયા આવ્યા સિવાય રહેશે નહિ. એટલે તે મને તેનાથી બનતી મદદ કર્યા સિવાય નહિ જ રહે !' એવી આશા લક્ષ્મીદેવીના મનમાં ઉત્પન્ન થઇ; અને એ જ પ્રકારના વિચારો તેના મનમાં ચાલવા લાગ્યા. લગભગ અડધી રાત્રી ગયા પછી તેની આંખો ઘેરાણી અને તે નિદ્રાધિન બની ગઇ. રાત્રીએ તે બે-ત્રણ વખત ઉંઘમાંથી ઝબકીને જાગી હતી. તેને કાંઇક સ્વપ્ન આવ્યાનો ભાસ થયો હતો. પરંતુ સ્વપ્નમાં તેણે રાધા અને તેની સાથેની શ્યામવર્ણી સ્ત્રીને જોયા સિવાય બીજી કાંઇ હકીકત તેને યાદ રહી નહોતી.

બીજી સ્હવારે તે જાગૃત થઇ ત્યારે તે આગલા દિવસ કરતાં વિશેષ સ્ફૂર્તિમાન્ જણાતી હતી. તેને રાધા સાધ્વી યાદ આવી અને આ ગામમાં જનાનખાનાની બહાર પોતાની એક મૈત્રિણી છે એમ લાગવાથી સ્હેજ સંતોષ થયો. તેના મનને આનંદ કે શાન્તિ તો કયાંથી જ હોય ? તોપણ તેણે સ્નાનાદિ નિત્ય નૈમિત્તિક કાર્ય આટોપીને થોડાંક ફળનો આહાર કર્યો. તે પછી વખત ગાળવાને માટે તેણે સારંગી હાથમાં લીધી. તે સંગીતવિદ્યામાં કુશળ હતી. તેણે સારંગીના સુર સાથે મીઠે હલકે ઇશ્વરનું પદ લલકારવા માંડયું. તેને એ પ્રમાણે ગાતી જોઇને પેલી બન્ને દાસીઓને પણ લાગ્યું કે 'હવે જનાનખાનાના ઐષઆરામમાં

તેનું મન રૂચ્યું છે!' જેમ તેમ કરીને દિવસ તો પસાર થઇ ગયો. જેમ જેમ સૂર્યાસ્તનો સમય નજીક આવતો ગયો તેમ તેમ તેની ઉત્કંઠા વધતી ગઇ. કયારે તારખાના આવે ને તેને મળું, એમ તેના મનને થતું હતું. સૂર્યાસ્ત સમીપ આવ્યો. શહેરનાં લોકોની પોતપોતાનાં ઘર તરફ જવાની ધાંધલ શરૂ થઇ અને એક પછી એક તોપના પાંચ અવાજ સંભળાયા. મસીદોમાં ' અલ્લા હો અકબર ' એ મુસલમાની પવિત્ર શબ્દોનો ઘોશ થવા લાગ્યો. કાલની વાતની દાસીઓને યાદ આપવી કે નહિ એમ તેના મનમાં થતું હતું, એટલામાં એક દાસી ત્યાંથી નિકળીને બહાર ચાલી ગઇ.. અર્થાત્ તે દાસી ગઇ કાલે થએલી વાતચીત ભૂલી ગઇ નથી એમ લક્ષ્મીદેવીને લાગ્યું.

થોડી પળમાં જ એ દાસી પુનઃ ત્યાં આવી. પરંતુ એ થોડીક પળો પણ લક્ષ્મીદેવીને અસહ્ય થઇ પડી હતી. તે દાસીએ લક્ષ્મીદેવીના નજીક આવી, દરબારી રીતિ પ્રમાણે નમન કરીને વરધી આપી કે " સુલતાના તારખાનાબાઇ મળવાને આવેલ છે."

---

## પ્રકરણ ૨૩ મું.

---

### તારખાના.

ઉજ્જયની નજીકની પેલી વિધવા બાઇએ પોતાની છોકરીના સૌંદર્યનું જે વર્ણન કર્યું હતું, તે અક્ષરશઃ સત્ય અને સ્હેજ પણ અતિશયોક્તિ વિનાનું હતું એમ તારખાના દ્રષ્ટિએ પડતાં જ

લક્ષ્મીદેવીને લાગ્યું. દરેક માતાને પોતાની પુત્રી સુંદર લાગે એ સામાન્ય સિદ્ધાન્ત છે, તો પણ એ વિધવાના કથન મુજબ તારખાનાનું સૌંદર્ય લક્ષ્મીદેવીના સુસ્વરૂપને કેટલેક અંશે મળતું આવતું હતું. લક્ષ્મીદેવીને જેમણે 'મોહિની' ની ઉપમા આપી હતી, તેઓ તારખાના ઉર્ફે રાજબાને 'રંભા' કિંવા 'ઉર્વશી' ની ઉપમા આપ્યા સિવાય રહે નહિ. તેનો બાંધો નાજુક અને સ્હેજ ઉંચો હતો. તેનાં તમામ અવયવો પ્રમાણસરનાં હતાં. તેનું વય જો કે એકવીશ વર્ષનું હતું તો પણ તેનો ચ્હેરો લક્ષ્મીદેવી કરતાં કોમળ દેખાતો હતો. તેનાં નેત્રો કાળાં, અણીદાર, ચંચળ અને પાણીદાર હતાં. તેના કેશ પણ કાળા અને લાંબા હતા, જે તેણે મુસલમાની રિવાજ મુજબ હોળેલા હતા. આખા જનાનખાનામાં એક માત્ર લક્ષ્મીદેવી સિવાય તારાખાના જેવી બીજી એકે સુંદર સ્ત્રી નહોતી એમ કહેવામાં કાંઇ પણ હરકત નથી. તારખાનાનું મુખ પ્રસન્ન દેખાતું હતું, તોપણ તેમાં નિરાશાની કાયમની છાયા ચાણાક્ષ પ્રેક્ષકને જણાઇ આવ્યા સિવાય રહે તેમ નહોતી.

તારખાના દ્રષ્ટિએ પડતાં જ લક્ષ્મીદેવી પોતાની યોગ્યતા વિસરી જઇને તેના પગમાં પડવાને તૈયાર થઇ ગઇ, પણ તે તારખાનાના ધ્યાનમાં આવતાં જ તેને એમ કરતાં અટકાવી અને તેને દ્રઢ આલિંગન આપીને તે બોલી: "લક્ષ્મીબાઇ ! તમે મારી માતા અને બ્હેનોનાં મિત્ર છો, માટે મારાં પણ મિત્ર છો એમ જ હું સમજું છું."

તારખાનાના આ શબ્દો સાંભળીને લક્ષ્મીદેવીના હૃદયમાં શોકનો આવેગ ઉછળી આવ્યો. તથાપિ તે બહાર નહિ દર્શાવતાં તેણે

પ્રથમ તારખાનાને તેની માતા અને બ્હેનોના ખુશીખબર કહ્યા. કેમકે પોતે મોકલેલા સંદેશા પછીથી તે એ ખબર જાણવાને ઇન્તેજાર બની રહી હશે એમ તેણે ધાર્યું હતું. તે બોલીઃ "બાઇ સાહેબ ! આપનાં માતા અને આપની બન્ને બ્હેનો ખુશીમાં છે."

"અલ્લાની કૃપા !" તારખાનાના મુખમાંથી શબ્દો નિકળી ગયા. તેને જો કે પોતાના મૂળ હિંદુ ધર્મ ઉપર સંપૂર્ણ શ્રદ્ધા હતી, તો પણ નવાબના જનાનખાનામાં ઘણો સમય થયા રહેવાથી તથા મુસલ્લમાની ભાષા અને રીતિ રિવાજનો દ્રઢ પરિચય થવાથી ઉપરના શબ્દો તેના મ્હોંમાંથી બહાર પડયા હતા. જો કે આ નવીન હિંદુ સ્ત્રી સમક્ષ પોતે એ શબ્દો ઉચ્ચારેલા હોવાથી તે શરમાઇ ગઇ.

લક્ષ્મીદેવીએ તારખાનાને પોતાની નજીક સોફા ઉપર બેસારી. તે બન્ને વચ્ચે થતી વાતચીત સંભળાય નહિ એટલે દૂર બન્ને દાસીઓ ઊભી હતી. તેઓ ત્યાંથી બહાર જાય તો સારૂં, એવી લક્ષ્મીદેવીની ઇચ્છા હતી. પરંતુ કદાચિત્ તેમને એવું ફરમાન કરવાથી જનાનખાનાના રિવાજનો ભંગ થાય તો, એવો તેને ભય લાગ્યો. તેથી તે મૌનજ રહી. પરંતુ તારખાના લક્ષ્મીદેવીનો હેતુ કળી ગઇ. તેણે દાસીઓને કહ્યુંઃ "છોકરીઓ ! તમે હમણાં બહાર જાઓ. હું બોલાવું ત્યારે પાછી આવજો !"

એ સાંભળતાંજ બન્ને દાસીઓ બહાર ચાલી ગઇ. પછી તારખાના બોલી, "લક્ષ્મીબાઇ ! ખરૂં કહો, મારા વિયોગનું દુઃખ મારી માતા અને બ્હેનો સહન કરી શકે છે ?"

"જો ખરૂં કહું તો તમારા સિવાય તેમને જરી પણ ચેન પડતું નથી." લક્ષ્મીદેવીએ કહ્યું; "તેઓ જેમ તેમ કરીને તેમનો

વખત કાઢે છે. આપની હકીકત મેં આપનાં માતાના મુખે જ સાંભળી હતી. હું પ્રવાસ કરતી હતી ત્યારે એક રાત્રી આપનાં માતાના ઘેર રહી હતી. ત્યાં તેમણે મારૂં આદરાતિથ્ય બહુ સારી રીતે કર્યું હતું. પણ હું આપને સત્યજ કહું છું કે આપ અત્ર ખુશી મજાહમાં છો એ જાણીને આપનાં માતા બિચારાં બહુ આનંદિત થશે. તમે જો અહીં દુ:ખી છો એમ તેમના સાંભળવામાં આવે તો તેમનાં દુ:ખનો પાર રહે નહિ. આપની બ્હેનોને આપનાં માતા જેટલું દુ:ખ ન થાય એ સાહજિક છે. કેમકે તેઓ હજી ન્હાની ઉમરની છે. વળી તેમને આપની યાદ ન આવે માટે આપનું નામ પણ તેમના કાન ઉપર ન જાય તે બાબત આપનાં માતા ખાસ કાળજી રાખે છે.”

લક્ષ્મીદેવીનું ભાષણ સાંભળતાં તારખાનાની આંખોમાંથી અશ્રુનો ધોધ ચાલતો હતો. એ જોઇને લક્ષ્મીદેવી પણ મૌન રહી. થોડી વારે તારખાના બોલી: “બ્હેન! હું શું કરૂં ! અત્યારે મારી પરાધીન અવસ્થા છે, ઇશ્વરની ઇચ્છાથી જે આ દેહનો માલિક બન્યો છે તેની મરજી વિરૂદ્ધ મારાથી કાંઇ પણ થઇ શકે એમ નથી.”

“ખરૂં કહો છો, બાઇ!” લક્ષ્મીદેવી બોલી: “તમારી સ્થિતિ એક તરફ ઉંચો ડુંગર અને બીજી તરફ ઊંડી ખાઇ જેવી છે. નવાબસાહેબની મરજીનું ઉલ્લંઘન થઇ શકે નહિ, તેમજ જે સદોદિત તમારી ચિન્તાથી ઝુરે છે, તેમનું પણ સમાધાન કરી શકાય એમ નથી. ખરેખર તમારાં માતા જેવી પ્રેમાળ મા અને બ્હેનો જેવી માયાળુ બ્હેનો કવચિત જ મળશે.”

અલ્પ સમય થોભીને તારાખાના બોલી: “જો એક કાગળની ચબરખી અથવા મારો મોઢાનો સંદેશો મારી મા ઉપર મોકલી

શકાય તેમ હોત, અને હું અહીં પરમેશ્વરે આપેલી સ્થિતિમાં સંતોષ માનીને રહું છું એમ તેના જાણવામાં આવત તો તેને ઘણોજ સંતોષ થાત; અને મારા મન ઉપરનો દુઃખનો બોજો પણ કમી થાત. આ જનાનખાનામાં જો હું ઇચ્છું તો સો ગુલામો મારી સેવામાં હાજર થાય, હું ગમે તે પદાર્થની ઇચ્છા કરૂં તો તેના ઢગ ને ઢગ મારી સમક્ષ આવીને હાજર થાય પણ જો હું મારી માડીને ચીઠ્ઠી મોકલવાનું કહું તો એ વાતનો સ્વીકાર થાય નહિ. એવો આ જનાનખાનાનો આકરો કાયદો છે !"

"બાઇ સાહેબ !" લક્ષ્મીદેવી બોલી; "જો હું એક વખત આ જનાનખાનામાંથી બહાર પડું તો જરૂર તમારી કુશળતાના સમાચાર તમારી માતાને પહોંચાડું ! પણ એવાં નસિબ ક્યાંથી કે આ બંધીખાનામાંથી મારો છૂટકો થાય !"

એ સાંભળીને તારાખાના લક્ષ્મીદેવી તરફ આશ્ચર્યથી નિહાળતી બોલી; "એટલે ? શું તમે પણ અહીં રહેવાને ખુશ નથી ?"

"હા, બાઇ સાહેબ !" લક્ષ્મીદેવી બોલી: "પેલો મૂઓ મુસ્તફા યાકુબ, જેણે આપને આપના મકાનમાંથી ઉપાડીને અહીં આણ્યાં છે, તે જ મૂઓ મારી આ સઘળી વિપત્તિનું મૂળ છે ! મેં મા સાહેબને પુષ્કળ વિનવ્યાં, પણ વ્યર્થ !"

"તમારી વિનવણી વ્યર્થ ગઇ એમાં કાંઇ નવલ નથી !" તારખાનાએ કહ્યું: "તમે અતિ સુંદર છો ! તેથી તમારા જેવી સુંદરી પોતાના પુત્રને નજર કરવાને મળવાથી તેમના મનમાં તો અત્યંત આનંદ થતો હશે !"

"એમ તો કાંઇ નહિ !" લક્ષ્મીદેવી બોલી: "મારી વિનતિ સાંભળીને માસાહેબને ક્ષણભર તો મારી દયા આવી; પણ એટલામાં

પેલો કોઈ આગા છે ને, તેણે માસાહેબના કાન ફૂંકયા ! થોડાકમાં કહું તો મૂઆ **મુસ્તફાએ** બધાની પાસે એવી વાત કરી છે કે, હું ગાંડી છું અને હું **વૈતાળગઢ**ની રાણી **લક્ષ્મીદેવી** છું એવો મને **ભ્રમ** થયો છે ! પણ બાઈ સાહેબ ! મને કહેતાં પણ શરમ આવે છે કે ઇશ્વરસાક્ષીથી **વૈતાળગઢ**ની રાણી **લક્ષ્મીદેવી** હું પોતે જ છું !"

"હેં ! આ તમે શું કહો છો ? શું આ ખરૂં છે ?" **તાર**ખાનાના આશ્ચર્યનો પાર નહોતો: "હા, આપનું કથન સત્ય જ હોવું જોઇએ. આપની દ્રષ્ટિ જ તેની સાક્ષી પૂરે છે. વળી આવું નિર્દોષ સૌંદર્ય **લક્ષ્મીદેવી** રાણી સિવાય બીજા કોઇનું હોત તો તે કયારનુંયે જગજાહેર થયું હોત ! પણ રાણી સાહેબ ! મને કહો, આપના ઉપર આ દુર્દૈવ કેવી રીતે આવી પડયું અને હું આપને માટે શું કરૂં ?"

જેમ **લક્ષ્મીદેવીએ** સુલતાના–વાલીદાને ટુંકાણમાં પોતાની હકીકત જણાવી હતી, તે પ્રમાણે અત્યારે **તાર**ખાનાને પણ જણાવી. પોતે **ઉજ્જય**ની ખાતે ખાનગી કાર્ય અર્થે આવી હતી, **છદ્મવેશે** પ્રવાસ કરતી હતી, **બળભદ્રદાસ**ના ઘરમાં પણ ગુપ્ત વેશે રહી હતી, અને પોતે **મુસ્તફા**ના હાથમાં ફસી પડી હતી, તે સંબંધી કહી શકાય તેટલી તમામ હકીકત તેણે **તાર**ખાનાને જણાવી. એ સાંભળીને **તાર**ખાનાને મોટું આશ્ચર્ય થયું અને આપણી નવલકથાની નાયિકાને માટે તેને અત્યંત લાગણી થઇ આવી.

**તાર**ખાના બોલી: "રાણી સાહેબ ! આપે ખૂલ્લા દિલે આપની તમામ હકીકત મને જણાવી મારા ઉપર જે વિશ્વાસ મેલ્યો છે તેથી મને અત્યંત સંતોષ થયો છે. પણ મારા એ સંતોષથી

આપને કાંઇ વિશેષ લાભ થઇ શકે એમ હું ધારતી નથી. સરકાર સાહેબ માસાહેબની મૂઠ્ઠીમાં છે ! એ કરે તે પૂર્વ દિશા ! તેમણે એક વખત જો આપ ગાંડા છો એવું સરકારના કાન ઉપર નાખ્યું, તો પછી આપ કિંવા બીજું કોઇ ગમે તેટલો યત્ન કરો તો પણ કાંઇયે વળનાર નહિ. વળી જનાનખાના સંબંધી તેમની સમજ પણ વિચિત્ર છે. એ માટે મને કહેતાં પણ અત્યંત દિલગીરી થાય છે કે મારા હાથે આપને કાંઇ પણ મદદ થઇ શકે એમ નથી. જો આપના સંબંધી હું કાંઇ કહું, અને તેનો ઉંધો અર્થ લેવામાં આવે, અર્થાત્ આપની ઇર્ષ્યા કરીને આપ મારા ઉપરના સરકારના પ્રેમમાં ભાગ ન પડાવી શકો એવા હેતુથી હું ખોટી વાત કહું છું એવું જો સરકારના ધ્યાનમાં આવે તો પછી શું થાય? વળી બીજી અડચણ એ છે કે રોજા પૂરા થાય ત્યાં સુધી જનાનખાનામાં એકાંતમાં સરકારને મળી શકાતું નથી. માત્ર રાત્રે થોડી વાર બધી બેગમોની સાથે તેમની મુલાકાત થાય એટલું માફ ! એટલે એકાંત સિવાય આ બધી વાત તેમને કહી શકાય પણ નહિ. એક બીજી વાત આપને કહું કે એક વખત આ જનાનખાનામાં એક સ્ત્રીનો પ્રવેશ થયો પછી પુનઃ બહાર નિકળવાની આશા જ નહિ ! આપ નાસી જવાનો યત્ન કરો તો પણ તે પાર પાડવાનું અતિ મુશ્કેલ છે. એમાં જો તે યત્ન જાહેર થઇ ગયો તો પ્રાણાંત સિવાય બીજી સજા પણ થવાની નહિ ! ”

તારખાનાનું આ ભાષણ સાંભળીને લક્ષ્મીદેવી તદ્દન નિરાશ બની ગઇ. તારખાના જેવી સુલતાનાથી જે બની શકે તેમ નથી, તે બિચારી રાધા જેવી એક સાધારણ સાધુડીથી કેવી રીતે બની શકશે ? એ વિચાર કરતાં પોતે અત્યારે તદ્દન નિરાધાર અવસ્થામાં

છે, એ વાત ધ્યાનમાં આવતાં લક્ષ્મીદેવીનાં નેત્રોમાંથી પાણીનાં મોતી જેવાં બિન્દુ તેના ગાલ ઉપર એક પછી એક ખરવા લાગ્યાં. એ જોઇને તારખાનાને પણ રડવું આવ્યું.

અલ્પ સમય પછી સ્વસ્થ બનીને તારખાના બોલી: " રાણી સાહેબ! આપનું કલ્યાણ થવા જેવી જો એકાદી ચોકકસ યુક્તિ મને સૂજશે તો મારો જીવ જોખમમાં નાંખીને પણ હું આપને મદદ કરીશ. જો કાંઇ એવું સાધન—"

એટલામાં દિવાનખાનાનું દ્વાર ઉઘડયું અને એક દાસી અંદર આવી. તેણે કિસલર આગા મળવા આવ્યાની વરધી આપી.

તારખાનાએ તેને અંદર આવવાની પરવાનગી આપી. કિસલર આગા અંદર આવ્યો. તેને તારખાના ત્યાં છે એમ માલૂમ નહોતું. તેને જોતાં જ તેણે પ્રથમ જમીન સુધી લળીને નમન કર્યું, અને લક્ષ્મીદેવીને પણ એથી સ્હેજ થોડો નમીને નમન કર્યું. "કેમ શું છે?" એવો તારખાનાએ પ્રશ્ન કરતાં કિસલર આગા બોલવા લાગ્યો. કેમકે મુસલમાની રિવાજ મુજબ જ્યાં સુધી મોટા દરજ્જાના માણસ તરફથી સવાલ ન થાય ત્યાં સુધી કમી દરજ્જાના મનુષ્યથી બોલી શકાય નહિ.

"બાઇ સાહેબ!" તે લક્ષ્મીદેવીને ઉદ્દેશીને બોલ્યો: "આપની એક દાસી આપની શોધ કરતી અહીં આવી પહોંચી છે. "પ્રથમ માફક જ આપની સેવામાં હાજર રહેવાની તેની ખાસ ઇચ્છા છે."

દાસી આવી છે, એ શબ્દો સાંભળતાં જ તેને નર્મદા અને જયા યાદ આવી. તેણે મોટી ઉત્સુકતાપૂર્વક પૂછ્યું: 'તેનું નામ

શું? ગમે તે હોય ને! તેના નામનું શું કરવું છે? જાઓ, તેને અહીં લેઇ આવો!"

"ધીમે બોલો, બાઇ!" જનાનખાનાના શિરસ્તાથી વાકેફગાર તારખાના બોલી: "તમારી દાસીનો અહીં પ્રવેશ થવો એ કાંઇ તમે ધારો છો એટલો સરલ નથી. પણ પહેલાં આગા શું કહે છે તે સાંભળી લ્યો."

"જેની મેં હમણા વાત કહી તે આપને મળવાને ઘણી જ આતુર છે. તે આટલી જલ્દીથી આપની પાછળ આવી, તે ઉપરથી તેનો આપના ઉપર અને આપ તેને મળવા આટલાં ઉત્સુક છો, તેથી આપનો તેના પર અતિશય પ્રેમ હોવો જોઇએ એ સ્પષ્ટ થાય છે. પરંતુ પ્રથમ માસાહેબની પરવાનગી મેળવવી જોઇએ." આગાએ કહ્યું.

"માસાહેબની પરવાનગી મેળવવાનું કામ હું મારે માથે જ લેઉં છું." તારખાના બોલી: "હું અત્યારે જ માસાહેબ પાસે જઇને તુરત જ પાછી અહીં આવું છું."

તારખાના ગયા બાદ લક્ષ્મીદેવી પુનઃ વિચાર કરવા લાગી. 'જયા અથવા નર્મદા એ બેમાંથી કોઇ પણ અહીં આવ્યું હોય તો મારૂં કોઇ આપ્તજન નથી એમ મને લાગશે નહિ. વળી બગાભદ્રદાસ અને અજયસિંહના સમાચાર પણ મળશે અને તેઓ મારા છૂટકારા માટે કાંઇ પ્રયત્નો કરે છે કે કેમ એ પણ જાણવામાં આવશે.'

આશાનિમગ્ન બનવું એ મનુષ્ય સ્વભાવ જ છે. સર્વત્ર નિરાશા ને નિરાશાનાં જ દર્શન થતાં હોય તથાપિ મનુષ્યના મનમાં

આશા વાસ્તવ્ય કરે જ છે ! નિરાશાના સમુદ્રમાં આશા રૂપી મોજુ મનુષ્યને સમુદ્રની ઉપરને ઉપર જ રાખે છે ! અસ્તુ.

અર્ધ ઘટિકાની અંદર તારખાના પાછી આવી. તેના ચ્હેરા ઉપરથી તેણે સ્વીકારેલા કાર્યમાં તે ફતેહ પામી હોય એમ સ્પષ્ટ દેખાતું હતું.

"વિશેષ શ્રમ ન પડતાં–કિંબહુના–બિલકુલ શ્રમ ન પડતાં આપનું કાર્ય થયું. આવું ક્ષુલ્લક કામ કરવામાં પણ તેમણે પુષ્કળ વાંધા લીધા હોત, પરંતુ હમેશની શરત મુજબ–તમે હયાત હો ત્યાં સુધી તેણે માસાહેબની પરવાનગી સિવાય જનાનખાનું છોડવું નહિ એ શરત મુજબ તેને અહીં આવવાની પરવાનગી આપવામાં આવી છે. જે કોઇ આ જનાનખાનામાં આવે તે પોતાના સગાને અગર કે કોઇ ઓળખીતાને કાંઇ પણ સંદેશો મોકલી શકે નહિ એવા હેતુથી આ પ્રમાણે બંધોબસ્ત કરવાનો અહીં કાયમનો રિવાજ છે."

"પણ આવા પ્રકારની શરત ગરીબ બિચારી દાસી ઉપર લાદવી એ નિષ્ઠુરપણું નહિ તો બીજું શું !" લક્ષ્મીદેવીએ કહ્યું.

"તોપણ આપની જે દાસી ઉજ્જયનીથી અહીં સુધી આપની પાછળ પાછળ આવી છે, તે એ શરત સ્વીકારવાને વાંધો નહિ લે." તારખાના બોલી: "જે હશે તે હમણા જ જણાશે. કેમકે આગા તેને એ શરત જણાવવાને તેની પાસે ગયો છે."

આ તેનું ભાષણ પૂરૂં થતાં પહેલાં જ આગા પાછો આવ્યો અને લક્ષ્મીદેવીને ઉદ્દેશીને બોલ્યો: "અમારી શરત કબૂલ કરીને આપની દાસી મારી સાથે આવી છે. તે આપની આજ્ઞાની રાહ જોતી પેલી મેરના દિવાનખાનામાં રોકાણી છે."

"વારૂ, ત્યારે" તારખાના ધીમા અવાજે બોલી: "લક્ષ્મી-બાઇ ! હું જઉં છું હવે. આપને આપની દાસી પાસેથી ઘણી વાતો સાંભળવાની હશે. માટે અત્યારે તો હું જાઇશ, પણ કાલે સ્હાંજે તોપો છૂટયા પછી પાછી આવીને મળીશ."

તારખાના ચાલી ગઇ અને કિસલર આગા પણ પેલી નવીન આવેલી દાસીને અહીં મોકલવાને માટે ગયો. જેણે પોતાને ખાતર તેના સ્વાતંત્ર્યનો નાશ થવા દીધો હતો તે દાસીને મળવાને લક્ષ્મી-દેવી બહુજ ઉત્સુક બની રહી હતી. બહુધા નર્મદા કે જયા એ બેમાંથી એક આવેલ હશે એમ તેને લાગતું હતું. પરંતુ એ બે-માંથી એક પણ નજરે નહિ પડતાં કોઇ ત્રીજી જ અજાણી સ્ત્રી તેની દ્રષ્ટિએ પડી ! એ જોઇને લક્ષ્મીદેવીનું મન બહુ ખાટું બની ગયું. આ નવીન સ્ત્રી ભૂલથી અહીં આવી હશે એમ તેના મનમાં આવ્યું. પરંતુ તે સ્ત્રીનો ઉંચો બાંધો, શ્યામ વર્ણ અને સુંદર ચ્હેરો જોઇને તેના મનમાં પુનઃ આશાનો અંકુર ઉત્પન્ન થયો. નદી ઉતરતાં પહેલાં રાધા સાધ્વીની સાથે જે સ્ત્રી હતી તેજ આ છે, એમ લક્ષ્મીદેવીના લક્ષમાં આવવાથી એ આશા તેના મનમાં ઉત્પન્ન થઇ હતી.

એ નવીન સ્ત્રીએ દિવાનખાનામાં દાખલ થઇને તેનાં બારણાં બંધ કરી દીધાં હતાં. અત્યારે માત્ર લક્ષ્મીદેવી અને તે બે જણાંજ એ દિવાનખાનામાં હતાં. તે લક્ષ્મીદેવીને નમન કરવાને આગળ આવતી હતી એ દરમિયાન લક્ષ્મીદેવીએ તેના સ્વરૂપનું બરોબર નિરિક્ષણ કરી લીધું. એકાદી રાણીની દાસીને શોભે તેવાં રેશમી વસ્ત્રો તેણે પહેર્યાં હતાં. તેનો વર્ણ અત્યંત કાળો હતો, પરંતુ તે

શ્યામતા સીદી લોકોના કાળાપણા કરતાં જુદા પ્રકારની હતી. નાક મરોડદાર હતું. ઓષ્ટ લાલ હતા. આંખો મોટી અને પાણીદાર હતી. કપાળ વિસ્તીર્ણ હતું. કપાળના મધ્યભાગમાં હિંગળાનો ચાંલ્લો કર્યો હતો. તેનાં સર્વ અવયવો પ્રમાણસર હોવાથી તે રંગે કાળી હોવા છતાં પણ દેખાવડી લાગતી હતી. તેના દાંત સ્વચ્છ અને ચળકતા હતા અને તેના કાળા રંગના પ્રમાણમાં તે બહુજ ધોળા લાગતા હતા. આવા પ્રકારની કાળી સ્ત્રી કદી પણ જોવામાં આવેલી નહિ હોવાથી લક્ષ્મીદેવી તેના વયનો અંદાજ કરી શકી નહિ, તથાપિ તે પોતાથી ચાર-પાંચ વર્ષ કરતાં વધુ મોટી નહિ હોય એવી તેણે કલ્પના કરી.

આ સ્ત્રી લક્ષ્મીદેવી નજીક આવી અને સ્હેજ દૂર ઉભી રહીને તેણે નમન કર્યું. પછી તે લક્ષ્મીદેવી તરફના હુકમની રાહ જોતી મૌનપણે ઉભી રહી.

લક્ષ્મીદેવી તેને મૌન રહેલી જોઇને બોલી: "બાઇ ! તું કોણ છે અને મારે માટે શા સારૂ અહીં આવી છે, તે કહે ?"

"રાણી સાહેબ !" રૂપેરી ઘંટડીને પણ શરમાવે તેવા મંજુલ સ્વરે તે સ્ત્રી બોલી: "મારૂં નામ સુમતી !"

"વાહ, નામ તો બહુ મધુર છે !" લક્ષ્મીદેવીએ કહ્યું: "પણ, સુમતી ! તેં મારે ખાતર તારી સ્વતંત્રતાનો નાશ શા માટે થવા દીધો ? એમ કરવાનું તને શું કારણ મળ્યું ? આ પ્રમાણે મારી દાસી તરીકે અહીં આવવામાં તારો કાંઇ ખાસ હેતુ હોવો જોઇએ. તે હેતુ શો છે એ એકદમ જણાવીને મારા મનમાં થતી તાલાવેલીને શાંત કર !"

સુમતીએ પાછળ ફરીને બારણાં તરફ જોયું. પછી ચોતરફ

બારિકાઇથી નિહાળ્યું, અને ત્યાં બીજું કોઇ પણ નથી એ બાબતની બરોબર ખાત્રી કર્યા પછી લક્ષ્મીદેવીના કાન પાસે પોતાનું મ્હોં લેઇ જઇને કહ્યું: " મને રાધા સાધ્વીએ અહીં મોકલી છે."

આ શબ્દો સાંભળવાને લક્ષ્મીદેવી તૈયાર તો હતી જ. તોપણ એ સાંભળતાં તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેણે પોતાના એ આશ્ચર્યને દબાવી દીધું. તેણે સુમતીને બાઝી પડીને તેને દૃઢ આલિંગન આપ્યું.

બન્ને થોડીવાર સ્તબ્ધ રહ્યાં. પછી લક્ષ્મીદેવીએ એ સ્તબ્ધતાનો ભંગ કર્યો: " ત્યારે આ જગતમાં હું હજી તદ્દન મિત્ર રહિત બની નથી. હજી પણ કાંઇક આશા છે ખરી ! બાઇ સુમતી ! મારૂં અહીંથી મુક્ત થવાનું કામ બીલકુલ અશક્ય તો નથી જ ! પણ તું જ મને તમામ હકીકતથી વાકેફ કરીને મારા મનનું સમાધાન કર ! "

" બા સાહેબ ! " સુમતી પહેલાંની માફક જ બહુ ધીમા અવાજે બોલી: " હા, આપને આ બંધીવાસમાંથી મુક્તિ મળવાનો માર્ગ છે. નિરાશ ન થશો. "

સુમતીના આ થોડાક શબ્દોએ લક્ષ્મીદેવીના અંતઃકરણ ઉપર જાદુઇ અસર કરી. તેણે એ દાસી તરફ એટલા આનંદપૂર્વક અને એટલી ઉત્કંઠા અને આશાપૂર્ણ રીતે દ્રષ્ટિ કરી કે તેનું વર્ણન કરવું અશક્ય છે. તેણે હસ્ત જોડીને આકાશ તરફ જોયું. પરમેશ્વરે છેવટે પોતાના ઉપર કરૂણા કરીને આ બાને અહીં પોતાની મુક્તિ માટે મોકલી છે, એમ ઇશ્વરનિષ્ટ લક્ષ્મીદેવીએ મનમાં કલ્પના કરીને દયાઘન મનાતા પરમેશ્વરની મનમાં ને મનમાં પ્રાર્થના કરી.

# પ્રકરણ ૨૪ મું.

---

## વિષપાન !

પછી લક્ષ્મીદેવીએ મોટા આદરપૂર્વક સુમતીને પોતાની પાસે સોફા ઉપર બેસવાનો આગ્રહ કર્યો. પરંતુ એ તેને પસંદ પડયું નહિ. તે બોલી: "રાણી સાહેબ ! આપની અને મારી યોગ્યતામાં મોટો ફરક છે. આપ જેવાં રાજવંશીની જોડાજોડ બેસવાને હું બિલકુલ પાત્ર નથી. વળી આપણાં કાર્ય તરફ લક્ષ આપતાં પણ મારે આપની સાથે સમાન દરજાથી વર્ત્તવું એ ગોગ્ય નથી કેમકે આપણું કાર્ય સરલતાથી સિદ્ધ થાય એ હેતુથી હું આપની દાસી બનીને અહીં આવી છું. અત્ર જનાનખાનામાં હું આપની દાસી અને આપ મારાં સ્વામિની છો એમજ સર્વને દર્શાવવું જોઇએ. એમાં કોઇને શંકા આવે અને આપ મારી સાથે એક દાસીને બદલે એક સખી જેવો સંબંધ દર્શાવો છો એમ કોઇને માલૂમ પડે તો આપણી વાત બગડી જવાનો ભય રહે છે."

"એમ હોય તો પણ" લક્ષ્મીદેવી બોલી; "મારા મનમાંથી તો તારા પ્રત્યેની સ્નેહ અને માનબુદ્ધિ દૂર થનાર નથી જ. મારી મુક્તતા થાય વા ન થાય, તદાપિ હું તો તને મારી સખીજ સમજીશ. કેમકે મારી ખાતર જન્મભર બંધીવાસ સ્વીકારીને તું અહીં આવી છે. પણ સુમતી ! કહે વારુ, મારા છૂટકારાની કાંઇ આશા છે ખરી ?"

સુમતી બોલી: "બાઇ સાહેબ ! રાધાબાઇએ જે યુક્તિ યોજી

છે તે પૂર્ણ કરવાને માટે જ હું અહીં આવી છું. પણ તે જો આપને પસંદ પડે તો જ !"

"મારા છુટકારાની યુક્તિ મને પસંદ ન પડે એમ તે કદી બને ખરૂં ?" લક્ષ્મીદેવી બોલી: "ગમે તેવું સંકટ આવો, ગમે તેટલો શ્રમ પડો, થવાનું હોય તે થાઓ, પણ હું આ કષ્ટમાંથી મુક્તિ મેળવવાને તૈયાર છું. વિશેષ તો શું કહું પણ આત્મહત્યાનું પાપ સર્વથી મોટું છે એમ કહેવાય છે; તદપિ આ જનાનખાનામાં રહીને મારૂં કૌમાર્ય અને જાતિ ભ્રષ્ટ થવા દેવા કરતાં આત્મહત્યા કરવાનું હું વિશેષ પસંદ કરૂં છું !"

"બાઇ સાહેબ ! રાધાબાઇએ જે યુક્તિ યોજી છે તથા જે હું અમલમાં મેલવાને અહીં આવી છું, તે ટુંકામાં કહી શકાય તેવી નથી; અને કદાચ તે એકદમ આપને રૂચશે પણ નહિ. માટે હમણાં તે રહેવા દ્યો. મારે આપને એક બીજી મહત્ત્વની પણ દુ:ખદાયક વાત કહેવાની છે."

લક્ષ્મીદેવી ચમકી અને બોલી: "દુ:ખદાયક! એ તું શું કહે છે ?"

સુમતીએ કહ્યું: "આપનું મન પત્થરના જેવું મજબૂત બનાવો. આપના સ્નેહી—મુરબ્બી—ઉપકારકર્ત્તા બળભદ્રદાસ—"

"એમનું શું થયું ?" લક્ષ્મીદેવીએ ઉત્કંઠાપૂર્વક પૂછ્યું: "એ પરોપકારી સાધુ પુરુષ ઉપર કાંઇ સંકટ તો આવ્યું નથી ને ?"

સુમતીએ દુ:ખિત અંત:કરણે કહ્યું: "તેઓ પોતાની અમર કીર્તિ આ લોકમાં મૂકીને પરલોકના અનન્ત સુખના ભોક્તા થવાને સિધાવ્યા છે ! કોઇ દુષ્ટે તેમનું ખુન કર્યું છે !"

એ સાંભળીને લક્ષ્મીદેવીને જાણે પોતાના ઉપર દુઃખનો ડુંગર પડયો હોય એમ લાગ્યું. તે એફામ જેવી બનીને સુમતીના મ્હોં સામે જોઇ રહી !

" હા, બાઇસાહેબ ! એ વાત તદ્દન ખરી છે." સુમતી બોલીઃ " એ નીચપણાનું કામ પેલા સંગ્રામસિંહે કર્યું છે એમ કહેવાય છે. તેને એ આરોપ માટે કાચી કેદમાં પણ નાખ્યો છે !"

" હાય ! " લક્ષ્મીદેવી પોતાની આંખો લૂછતી બોલીઃ " મને પહેલાંથી જ એ મૂઆને માટે સંશય આવ્યો હતો ! એ સંશય જો મેં તે જ વેળાએ બળભદ્રદાસને જણાવ્યો હોત તો આ પ્રસંગ આવ્યો હોત નહિ ! "

એ કામ સંગ્રામસિંહનું જ છે, એ વિષયમાં તો જરા પણ શંકા નથી." સુમતી બોલીઃ " ખૂન થયું તે જ વખતે અને તે જ સ્થળે બળભદ્રદાસને ત્યાં અજયસિંહ નામના કોઇ ગૃહસ્થ હતા તેમણે તેને પકડ્યો. વળી આપના ઉપર આ ગજબ ગુજારવામાં પણ એ મૂઆનો જ હાથ હોવો જોઇએ એવો ઉજ્જયનીમાં તમામ લોકોને સંશય આવ્યો છે. આપ મુસ્તફા યાકુબના હાથમાં સપડાયાં છો એવી રાધાબાઇને બાતમી મળી કે તુરત મને પોતાની સાથે લેઇને આ ગામનો રસ્તો લીધો; અને ત્યાંથી નિકળતાં પહેલાં તમારી હકીકત અજયસિંહને પણ લખી જણાવી. રાધાબાઇની ચીઠ્ઠી જ્યારે બળભદ્રદાસને ઘેર પહોંચી ત્યારે અજયસિંહ તમારી શોધમાં ગયા હતા. તે આવ્યા હશે કે રાધાબાઇની ચીઠ્ઠી તેમને મળી જ હશે; અને તે વાંચતાં જ તેઓ તુરત આ ગામમાં આવીને રાધાબાઇની મુલાકાત લેશે, એમાં જરા પણ શંકા નથી. "

" સુમતી ! ખરેખર તું સારી અને માઠી બન્ને ખબર એકી સાથે જ લાવી છે." લક્ષ્મીદેવી બોલી; "પણ બળભદ્રદાસની હકીકત સાંભળીને મારૂં હૃદય અતિશય ભગ્ન બની ગયું છે. એ સંગ્રામ—"

સુમતી વચ્ચેજ બોલી ઉઠી: " અમે જ્યારે ઉજ્જયની છોડયું ત્યારે તે સરકારના હાથમાં હતો. એ ખૂન સંબંધી અનેક વિલક્ષણ વાતો બહાર આવશે, એવું લોકોનું ધારવું હતું. પણ ખૂન થયા પછી અમે ઉજ્જયનીમાં માત્ર થોડો સમય જ રહ્યાં હતાં. આપને બને તેટલી સહાય બની શકતી ત્વરાથી કરવી, એવી રાધાબાઇને અતિશય ઉત્કંઠા થઇ હતી. કેમકે મૂઆ મુસ્તફા યાકુબના હાથમાં સપડાયા પછી આપનું શું થશે એ તેને બરોબર માહિત હતું. ખૂનના સંબંધમાં મારા જાણવામાં તો માત્ર એટલું જ આવ્યું છે કે બળભદ્રદાસનું શબ બાગમાંથી મળી આવ્યું, સંગ્રામસિંહને કેદ કર્યો અને પછી ઘણી વારે આપ ગૂમ થઇ ગયાં છો એ જાણવામાં આવ્યું. પણ, હેં બાઇ સાહેબ ! આપને કેવી રીતે એ લોકો ત્યાંથી ઉપાડી લાવ્યા ? "

લક્ષ્મીદેવીએ કહ્યું: " એ કેમ બન્યું તે હું કહું છું. હમેશ મુજબ હું તથા મારી દાસીઓ અમારી ઓરડાના દરવાજા બંધ કરીને સઇ ગયાં; અને જ્યારે હું જાગૃત થઇ ત્યારે મેં મને એક ગાડીમાં બેઠેલી જોઇ. તે ગાડી ઝડપથી ચાલી જતી હતી. મને લાગે છે કે કાંઇ પણ બેભાન બનાવનારૂં ઔષધ મારા પેટમાં ગએલું હોવું જોઇએ; અથવા તો કાંઇ દવાનો નાકદ્વારા મારા મગજમાં પ્રવેશ થએલો હોવો જોઇએ. એથી મારી બેભાન અવસ્થામાં શું થયું ને શું નહિ એમાંનું કાંઇ

પણ મને માલૂમ નથી. પેલો સંગ્રામસિંહ એ માણસોની મદદથી મને બળભદ્રદાસના મકાનમાંથી ઉપાડી ગયો હતો એ પાછળથી મારા જાણવામાં આવ્યું. એ બેમાંના એકે મને પોતાની બ્હેન ઠરાવીને મુસ્તફાને વેચી હતી. ''

એ વખતે લક્ષ્મીદેવીની તહેનાતમાં રહેલી પેલી બે હિંદુ દાસીઓ સુગ્રાસ ભોજનથી ભરેલી બે ચાંદીની મોટી રકાબીઓ લાવી. રાધાનો શો ઇરાદો છે એ લક્ષ્મીદેવી સુમતીને પૂછનાર હતી. પરંતુ આ બે દાસીઓના આગમનથી એ વાત બંધ રહી. લક્ષ્મીદેવી હજી ધર્મભ્રષ્ટ થએલી નહિ હોવાને લીધે તેને રોજા પાળવાની જરૂર નહોતી; તોપણ ખાવું પીવું તેને ચિંતાને લીધે મીઠું લાગે એ શક્ય નહિ હોવાને લીધે આગલા દિવસની સ્હાંજથી તેને ઉપવાસ જ હતો. માત્ર પ્રાતઃકાળમાં થોડાંક ફળ ખાધાં હતાં એટલું માફ. દાસીઓએ બન્ને રકાબીઓ જમીન ઉપર એક સફેદ ચાદર બિછાવી તેના ઉપર મૂકી કે જેથી ગાલીચો ખરાબ થાય નહિ. પછી દાસીઓ બહાર ચાલી ગઇ.

અત્યારે સુમતીને મળવાથી લક્ષ્મીદેવીનું મન કાંઇક સ્વસ્થ બન્યું હતું. તેણે તથા સુમતીએ ભોજન કર્યું. તેઓ જમી રહ્યાં એટલે દાસીઓ આવીને બન્ને રકાબીઓ લેઇ ગઇ. આ વખતે રાત્રી પણ વિશેષ ગઇ હતી એટલે બન્ને જણાંએ સૂવાની તૈયારી કરી. રાત્રે વિશેષ કાંઇ વાતચીત થઇ નહિ.

બીજે દિવસે સ્હવારે સુમતી અને લક્ષ્મીદેવી પ્રાતર્વિધિ આટોપાને નવરી થઇ એટલે એકાંતમાં બેઠી અને રાધાએ જે યુક્તિ યોજી હતી તે સંબંધી વાતચીત કરવા લાગી. એ યુક્તિ જાણવાને

લક્ષ્મીદેવી અત્યંત ઉત્કંઠિત બની રહેલી હતી એ અત્ર કહેવાની જરૂર નથી.

સુમતી બોલી: " બાઇ સાહેબ ! કાલે આપ કહેતાં હતાં કે જનાનખાનામાં રખાત તરીકે રહેવા કરતાં આપ પ્રાણત્યાગ કરવાનું વધારે પસંદ કરો છો ! "

" હા, " લક્ષ્મીદેવી બોલી: " કાલે મેં એમ કહ્યું હતું, અને આજે પણ હું પુન: તેમજ કહું છું. "

આજે પણ ગઇ કાલની માફક સુમતી લક્ષ્મીદેવીને વાત કરવી કે નહિ એ વિચારમાં ગુંચવાવા લાગી. આ સ્ત્રી કાંઇ કપટ તો નહિ કરતી હોય, એવું એક વખત લક્ષ્મીદેવીના મનમાં આવ્યું. હમણાં હમણાં તેનું મન બહુ ઉદ્વિગ્ન બન્યું હતું, અને તેથી પોતાના ઉપર કયે વખતે કોના તરફથી કેવા પ્રકારનું સંકટ આવશે એનો નિયમ નહિ, એવું જ તેના મનમાં થયા કરતું હતું.

" ત્યારે આપ મૃત્યુ સુદ્ધાંત સ્વીકારવાને તૈયાર થયાં છો ખરૂંને ? " પોતાનાં પાણીદાર નેત્રો વડે લક્ષ્મીદેવીના મનના વિચારોનું પાન કરવાનો પ્રયત્ન કરતી સુમતી બોલી: " ખરેખર ! મરણ સિવાય આપનો છૂટકો જ નહિ ! જે સ્ત્રીને એક વખત નવાબને નજર કરવાને અર્થે અહીં આણવામાં આવી તેનું શબ જ માત્ર જનાનખાનામાંથી બહાર નિકળી શકે; અને આપે પણ મૃત્યુ દ્વારાએ જ અહીંથી બહાર નિકળવું જોઇએ ! "

" અહા પ્રભુ ! " લક્ષ્મીદેવી તદ્દન હતાશ વદને બોલી: " સુમતી ! આ તું શું બોલે છે ? તારા આ અમંગળ ભાષણનો હેતુ શો છે ? "

" સરકાર " સુમતી શાંતપણે બોલી: " એમ હતાશ બની ન જાઓ. બાઇ સાહેબ! આપને એમ લાગે છે કે હું કાંઇ કપટ કરવા ધારૂં છું? પણ મારે આપની સાથે કપટપટુતા વાપરવાનું કારણજ શું છે? તેમજ રાધાબાઇ પણ પ્રવાસનો શ્રમ વેઠીને અહીં સુધી દોડધામ કરતી આપની પાછળ આવી તે શા માટે? આગળ જ્યારે ઉજ્જયનીમાં આપ ચંદ્રપ્રભાબાઇનાં શબ પાસે ગયાં હતાં ત્યારે પણ આપને એવી શંકા આવી હતી. શું એ વખતે રાધાબાઇએ આપની સાથે લેશ પણ કપટાચરણ ચલાવ્યું હતું? તો પછી તેમણે આ ગરીબ દાસીને અહીં મોકલી તેમાં શું ખોટું થયું?"

" સુમતી!" લક્ષ્મીદેવી દીન વદને બોલી: " અત્યારે મારી સ્થિતિ એવી તો ચમત્કારિક થઇ છે, કે મને દરેક વાતમાં પહેલાં સંશય જ આવ્યા કરે છે. બાઇ! હું પરમેશ્વરના સોગન ખાઇને કહું છું કે મારો તારા ઉપર અને રાધા સાધ્વી ઉપર સંપૂર્ણ વિશ્વાસ છે; પણ, બ્હેન! તારૂં બોલવું અસ્પષ્ટ હતું અને તારી દ્રષ્ટિ મને ચમત્કારિક લાગી, એથી મારા મનમાં સ્હેજ સંશય આવ્યો હતો. જો કે તે સંશય વધુ વખત ટકી શકયો નથી."

" હવે મારા ધ્યાનમાં આવ્યું." સુમતી બોલી: " પરંતુ મારૂં કથન જે આપને અસ્પષ્ટ લાગ્યું તેમાં ખાસ હેતુ સમાયેલો છે. ગઇ કાલે આપ આત્મહત્યાની વાત કરતાં હતાં તે મને આજે યાદ આવી. આપના આત્મહત્યાના વિચાર અને રાધાબાઇની યુક્તિમાં એક પ્રકારનું સામ્ય છે!"

" એ વળી કેવી રીતે? શું મારે આ બંધીવાસમાંથી બહાર પડવાને માટે આત્મહત્યા કરવી પડશે એમ તારૂં કહેવું છે?" લ-

ક્ષ્મીદેવીએ આતુરતા અને આશ્ચર્યપૂર્વક પ્રશ્ન કર્યો: " પણ તું આવી લાંબી લાંબી પ્રસ્તાવના નહિ કરતાં એકદમ તમારી યુક્તિ શી છે તે મને કેમ કહેતી નથી ? "

" બાઇ સાહેબ ! આપ જાણો છો કે આ જનાનખાનામાંથી નિર્વિઘ્ને બહાર પડવું એ સહેલું નથી. એટલે તેને માટે કદાચ કાંઇ મોટું જોખમ ખેડવું પડે તો તેને માટે આપ તૈયાર છો કે કેમ એ મારે જાણવું હતું. હવે હું જોઇ શકી છું કે આપ ગમે તે રીતે અહીંથી બહાર નિકળવાને તૈયાર છો. આપને અમારા ઉ-પર સંપૂર્ણ વિશ્વાસ છે અને તેથી મારી ખાત્રી છે કે રાધાબાઇએ જે યુક્તિ યોજી છે તે આપને અયોગ્ય ભાસશે નહિ. હવે હું એ યુક્તિ શી છે તે આપને જણાવીશ. આપ જાણતાં હશો કે રાધા-બાઇને વનસ્પતિનું ઉત્તમ જ્ઞાન છે. જૂઓ આ ચૂર્ણ. " એમ કહીને સુમતિએ એક પડીકી કાઢીને તે ખોલીને તેમાંનું ચૂર્ણ લક્ષ્મીદેવીને બતાવ્યું અને કહ્યું: " જે મનુષ્યના પેટમાં આ ચૂર્ણ જાય તે અલ્પ સમયમાં જ મૃત્યુવત્ સ્થિતિમાં આવી પડે છે. ગમે તેવા અનુભવી વૈદ્ય કે હકીમની પણ પછી તે મનુષ્ય જીવન્ત છે એમ કહેવાની છાતી ચાલનાર નહિ. આ ચૂર્ણ લેનારનું શરીર એકદમ ઠંડુગાર બની જાય છે, પરંતુ તેનો સર્વ વ્યાપાર સૂક્ષ્મ રીતે ચાલે છે અને તે મનુષ્યનો આત્મા તેના દેહનો ત્યાગ કરીને ચાલ્યો જતો નથી. આટલા પરથી રાધાબાઇની યુક્તિ શી છે તે કેટલેક અંશે આપના ધ્યાનમાં આવ્યું હશે. તો કહો આપનો શો વિચાર છે ? "

આ ભીતિપ્રદ અને ચમત્કારિક યુક્તિ લક્ષ્મીદેવીએ સાંભળી તો ખરી. પરંતુ તેના મનમાં અનેક પ્રકારના વિચારો ઉદ્દભવવા

લાગ્યા: પોતે મૃત્યુવત્ સ્થિતિમાં પડી રહે, લોકો પોતાના દેહને નનામી ઉપર બાંધે અને તે નનામી તેમની ખાંધ ઉપર ઉચકીને લેઇ જાય એ વિચાર આવતાં તે રોમાંચ અનુભવવા લાગી. પણ વળી પાછું પોતાની લજ્જા અને શિયળ ઉપર કેટલું મોટું સંકટ આવી પડેલું છે તેનું પણ તેને સ્મરણ થયું. વળી તે જીવ ઉપર ઉદાર થઇને લજ્જા અને શિયળના રક્ષણને માટે આત્મહત્યા કરવાને પણ તૈયાર થઇ હતી. તો પછી માત્ર મરણનો ઢોંગ કરીને જો પોતાનો અહીંથી છુટકારો થતો હોય તો એમ શા માટે ન કરવું, એવો પણ તેને વિચાર આવ્યો. યદાકદાચિત્ આ કૃત્રિમ મૃત્યુનો ભાસ કરાવનારા ઔષધથી જો ખરેખર મૃત્યુ આવે તો? તો પણ શું થયું? છેવટે પણ આત્મઘાત તો કરવો જ પડશે! ત્યારે પછી આપોઆપ મરણ આવે તેમાં ખોટું શું? એ પ્રમાણે દરેક રીતે તેણે આ યુક્તિ સંબંધી વિચાર કરી જોયો.

જો કે સ્પષ્ટપણે તો નહિ જ, પરંતુ કેટલેક અંશે લક્ષ્મીદેવીના હૃદયમાં ચાલતા વિચારો સુમતી કળી ગઇ હતી. તે બોલી: "રાણી સાહેબ! આ વાતનો ચારે કોરનો વિચાર આપ શાન્ત પણે કરી જૂઓ. હજી આપને નવાબ સન્મુખ હાજર થવામાં બે દિવસ બાકી છે."

"વિચાર કરી જોયો." લક્ષ્મીદેવી બોલી: "હવે એ સંબંધી વિચાર કરવાની જરૂર નથી. હું એ ચૂર્ણ લેવાને તૈયાર છું."

"વારૂ ત્યારે, આપ એ ચૂર્ણ લેઇને કૃત્રિમ મૃત્યુ સ્વીકારશો તો ખરાં, પરંતુ યદાકદાચિત્ આપનું શબ તેની પછીની વ્યવસ્થા કરવાને માટે મને સુપ્રત ન કરે અને જનાનખાનાના મુસલમાની રિવાજ

મુજબ તેને જમીનમાં દાટી દેવાનો આ લોકો આગ્રહ કરશે, તો જૂઓ આ શીશી; તેમાંના પ્રવાહીનાં ચાર બિન્દુ આપના પેટમાં ગયાં કે અલ્પાવધિમાં પાછાં આપ પૂર્વવત્ સ્થિતિમાં આવી જશો. લ્યો આ શીશી આપની પાસે રાખો અને તેનો પ્રત્યક્ષ અનુભવ કરી જૂઓ."

એટલું કહીને સુમતીએ ઉઠીને એક કાચના પ્યાલામાં થોડું પાણી આણ્યું અને પોતાની પાસેની પડીકીમાંનું થોડું ચૂર્ણ તેમાં નાખ્યું. એ જોઈને લક્ષ્મીદેવી આશ્ચર્યચકિત થઇને બોલી: "પણ આ તું શું કરે છે ?"

"રહો જરા, હું શું કરૂં છું તે હમણાં જ આપને એનીમેળે સમજાશે." એમ કહી સુમતીએ કાચનો પ્યાલો પોતાના મોઢે માંડ્યો.

તેને તેમ કરતી અટકાવીને લક્ષ્મીદેવી બોલી: "સુમતી તું એમ ધારે છે કે મને તારે માટે શંકા છે? જરા પણ નહિ. આ ઓષધ તારે પિવાની જરા પણ જરૂર નથી. મારી હવે સંપૂર્ણ ખાત્રી થઇ છે. તારા માટે કિંવા રાધા માટે મને લેશ પણ શંકા રહી નથી. હું તને એ ઓષધ પીવા દેઇશ નહિ. એ પ્યાલો એમને એમ રહેવા દે મારે માટે. હું જ તેનો ઉપયોગ કરીશ." એટલું કહી લક્ષ્મીદેવીએ તેના હાથમાંથી તે પ્યાલો લેઇને કાચની તળે મૂક્યો અને પોતાની પાસેની શીશી પાછી સુમતીને આપી દીધી.

*   *   *   *   *   *   *

આગલે દિવસે આપેલા વચન મુજબ સૂર્યાસ્ત થયા બાદ તારખાના લક્ષ્મીદેવી પાસે આવી. લક્ષ્મીદેવીએ તેને બધી વાત કરી. તે સાંભળીને તારખાના બોલી: "સુમતી અને રાધા ઉપર કેટલો વિશ્વાસ મૂકવો તેનો વિચાર તમે જ કરી લ્યો." છેવટે લક્ષ્મીદેવીનો દૃઢ નિશ્ચય જોઇને તારખાનાએ તેને પોતાની સંમતિ આપી;

અને લક્ષ્મીદેવી મૃત્યુ પામ્યાના સમાચાર જાહેર થતાં પોતાથી બને તેટલો પ્રયત્ન કરીને તેનું શબ સુમતીને સુપ્રત કરાવવાનું તેણે વચન આપ્યું, અને એ રીતે આ બંધીવાસમાંથી તેની મુક્તિ થવા માટે પરમેશ્વરની કૃપા યાચી. છેવટે પછીથી લક્ષ્મીદેવી અને તારખાનાની મુલાકાત થવાનો સંભવ નહિ હોવાથી તારખાનાએ પોતાની વિધવા માતાને કહેવાના સમાચાર લક્ષ્મીદેવીને કહ્યા.

થોડી વાર પછી તારખાના ગઇ અને રાત્રીભોજનની તૈયારી થઇ. પેલી દાસીઓ એ પિરસેલી રકાબીઓ લેઇને આવી. તેમના સાંભ-ળતાં લક્ષ્મીદેવી બોલી: " મારે ખાવું નથી, મને ભૂખ નથી, મારું માથું દુ:ખ્યા કરે છે અને પેટમાં પણ દુ:ખાવો જણાય છે. " પરંતુ સુમતી અને દાસીઓએ આગ્રહ કરવાથી તેણે પોતાની રકાબીમાંથી ચાર પાંચ ગ્રાસ લીધા અને તુરત હાથ ધોઇ તે એકદમ જઇને બિછાના ઉપર પડી.

દાસીઓ ચાલી ગયા બાદ એકાન્ત મળતાં લક્ષ્મીદેવીએ સુમ-તીને કહ્યું: " લાવ, પેલો કાચનો પ્યાલો તેં તૈયાર કરી રાખેલો છે તે આપ મને. આ સંકટમાં મુક્ત કરનારા એ ઔષધનું મને પાન કરવા દે. મેં તારખાનાને બધી વાત કરી છે. એ આપણને આ કામમાં ઘણી ઉપયોગી થઇ પડશે. "

સુમતીએ પેલો તૈયાર કરી રાખેલો પ્યાલો લક્ષ્મીદેવીના હાથમાં આપ્યો, અને તે જરા પણ વિચાર કર્યા વગર કે સંકોચ પામ્યા સિવાય એકી સપાટે તે ઔષધનું પાન કરી ગઇ !

ઔષધ પેટમાં જતાં જ ધીમે ધીમે પોતાની નાંડીઓ તૂટતી હોય એમ લક્ષ્મીદેવીને લાગવા માંડ્યું. તેના મનમાં પુન: ભયંકર

સંશયનો પ્રવેશ થયો. તેણે સુમતી સામે જોયું. સુમતી મનમાં કાંઇક ગણગણતી હોય એવો તેને ભાસ થયો, તે મનમાં ને મનમાં જ બોલી: "હાય! આ સ્ત્રીએ ખરેખર મને વિષ આપ્યું! હે ભક્તવત્સલ ભગવાન્! હું તારે શરણે આવું છું. આ જગત્‌માં જન્મ ધારણ કરીને મેં કાંઇ પણ પાપ કર્યું હોય, મારા હાથે કોઇને દુઃખ થયું હોય તો તેની મને માફી આપજે!" તે અલ્પ ક્ષણમાં જ બેભાન બની ગઇ અને તેનું માથું બિછાના ઉપર પટકાયું.

એક ઘટિકાની અંદર જનાનખાનામાં સર્વત્ર હાહાકાર થઇ રહ્યો! નવાબ સાહેબને અર્પણ થનારી સુંદરીનો એકાએક અંત આવ્યાના સમાચાર વિજળીને વેગે જનાનખાનામાં તેમજ આખા શાહેરમાં પ્રસરી ગયા!



## પ્રકરણ ૨૫ મું.

---

### મુક્તિ!

રમજાન ઇદને રોજ જે સુંદરી નવાબ સાહેબને અર્પણ કરવામાં આવનાર હતી તે અકસ્માત મરણ પામ્યાની બાતમી જનાનખાનામાં પ્રસરતાં ત્યાં જે ગભરાટ ફેલાઇ રહ્યો હતો તેનું વર્ણન થઇ શકે તેમ નથી. લક્ષ્મીદેવીને બિછાના ઉપર મૂર્છિત પડેલી જોતાં જ સુમતીએ મોટેથી પોક મૂકી. તે સાંભળતાં બન્ને દાસીઓ બહારથી દોડી આવી. તેઓ પણ લક્ષ્મીદેવીની એ દશા જોઇને

બ્હાવરી બની ગઇ. સુમતીએ જરીક હિમ્મતનો દેખાવ કરીને લક્ષ્મીદેવીના મસ્તક અને નેત્રો ઉપર પાણી છાંટ્યું. થોડું પાણી તેના મુખમાં પણ રેડયું. પરંતુ તે સાવધ થયાનું કાંઇ પણ ચિન્હ દેખાયું નહિ. તેથી તેણે એ બન્ને દાસીઓને એકદમ ગમે ત્યાંથી કોઇ વૈદ્ય કે હકીમને બોલાવવાનું કહ્યું. એક દાસી કિસલર આગા પાસે તથા બીજી દાસી સુલતાના-વાલીદા પાસે દોડતી ગઇ. થોડી પળમાં જ તે બધાં બે હકીમની સાથે ત્યાં આવ્યાં. એ વખતે પણ સુમતી મોટે અવાજે રડતી અને વચ્ચે વચ્ચે કાંઇ તુટક શબ્દો ઉચ્ચારતી હતી. તારખાના પણ ત્યાં આવી પહોંચી હતી. તેને અંદરનો ભેદ માલૂમ હતો, તો પણ બહારથી તેણે પોતાને અત્યંત દિલગીરી થતી હોય એવો દેખાવ કર્યો હતો.

બન્ને હકીમજી આગળ આવ્યા. તેમણે બારિકપણે લક્ષ્મીદેવીની નાડી તપાસી. પરંતુ નાડી ચાલતી હોય ત્યારે ને ! પછી એક સ્વચ્છ અરીસો લેઇને લક્ષ્મીદેવીના મુખ સામે ધર્યો. તેનો શ્વાસોચ્છ્વાસ પણ ચાલતો નથી, એવી તેમની ખાત્રી થઇ. હકીમોની આ તપાસ ચાલતી હતી તે વખતે સુલતાના-વાલીદા, તારખાના, કિસલર આગા અને પેલી બન્ને દાસીઓ તેમની સામે જોઇ રહ્યાં હતાં. છેવટે હકીમોએ નાડી મૂકી દીધી અને અરીસો પણ નીચે મેલી દીધો અને હવે કાંઇ નથી, બધું ખલાસ થઇ ગયું છે, એમ સૂચવવાને તેમણે ગંભિરતાથી માથું હલાવ્યું ! એ જોઇને સુમતીના શોકનો પાર રહ્યો નહિ. તે અત્યંત આક્રંદ કરવા લાગી અને પોતાના કેશ વીખવા લાગી !

આ બન્ને હકીમો વૃદ્ધ, અનુભવી અને વિદ્વાન્ હતા. પરંતુ લક્ષ્મીદેવીનો આમ ચમત્કારિક રીતે અંત આવેલો જોઇને તેઓ અજાય-

બીમાં ગરકાવ થઇ ગયા હતા. એનું મૃત્યુ શા કારણથી થયું એ નહિ સમજી શકવાથી તેઓ એકબીજાની સામે જોવા લાગ્યા ! વિષપ્રયોગ કહીએ તો વિષનું લક્ષણ બીલકુલ દેખાતું નથી. રોગ પણ કહી શકાતો નથી. કોઇ જાતના આઘાત કે જૂલ્મજબરીથી તેનું કદાચિત મરણ થયું હોય, તો તેનું એક પણ ચિન્હ નથી ! આવી સ્થિતિમાં જો આ સ્ત્રી શા કારણથી મરણ પામી, એવો સુલતાના-વાલીદા પ્રશ્ન કરશે અને તેનો સમાધાનકારક જવાબ આપી નહિ શકાય તો પોતાની આબરૂને બટ્ટો લાગશે, એમ તે બન્ને હકીમોને લાગ્યું.

એટલામાં એક હકીમની સુમતી તરફ નજર ગઇ. સુમતી જે તુટક શબ્દો બોલતી હતી તે તેના સાંભળવામાં આવ્યા હતા. તેથી તેણે પૂછ્યું: "છોકરી ! હમણાં તું શું બોલી ? ફરીથી એકવાર કહે જોઇ ! 'આ બધું મૂઆ **મુસ્તફા યાકુબે** કર્યું છે' એમ કાંઇક તું બોલતી હતીને ? જે હોય તે વિગતવાર કહે. **મુસ્તફાએ** શું કર્યું ?"

"કોણ ? **મુસ્તફા યાકુબ** ?" સુલતાના-વાલીદા બોલી: "**મુસ્તફા યાકુબ** તો ગુલામોનો વ્યાપારીને ? એની પાસેથી જ આ છોકરી મેં વેચાતી લીધી હતી."

"હા હા, **સરકાર** !" સુમતી સ્ફુંદન સ્ફુંદત બોલી: "હું છું તો પરાશ્રિત ગરીબ દાસી, પણ મારી અરજ ધ્યાનપૂર્વક સાંભળો એટલે એ મૂઆની નીચતાની આપને ખાત્રી થશે. એ મૂઆએ જ મારી આ બાઇ સાહેબના પ્રાણ લીધા છે ! એણે મારી બાઇ સાહેબને કાંઇક બેભાન બનાવનારૂં ઓષધ આપીને, તેને મૂર્છીત અવસ્થામાં જ તેના ઘરમાંથી જોરજૂલમથી ઉપાડી મંગાવી

હતી ! તેના એ ઓષધનું જ આ પરિણામ છે. ત્યારથી બાઇ સાહેબને કાયમનો માથાનો દુ:ખાઓ રહ્યા કરતો હતો અને સ્હેજ સ્હેજમાં ચકરી આવતી હતી. એવી જ રીતે ચકરી આવી અને મારી બાઇ સાહેબ બાપડી મરણ પામી ! એ મૂઆ મુસ્તફાનો કુળક્ષય થાજો ! એ મૂઆનું નિ:સંતાન જાજો !" એમ બોલતી અને મુસ્તફા ઉપર શાપ અને ગાળોનો વર્ષાદ વર્ષાવતી તે ઊભી થઇ. પુનઃ જમીન ઉપર પડીને સુલતાના–વાલીદાના ચરણમાં મસ્તક નમાવી, તેના એ પગ પકડીને તે બોલી: "સરકાર ! આ અન્યાયનો–આ ખૂનનો બરોબર બદલો આપવો જોઇએ. આપ એ મૂઆને સખ્તમાં સખ્ત સજા કર્યા સિવાય નહિ રહો, એવું મને વચન આપો."

"ઊઠ, બાઇ !" સુલતાના–વાલીદા બોલી: "છાની રહે. હું આ બધી બાબતની બારિકાઇથી ચોકસી કર્યા વગર નહિ રહું. તું ખાત્રી રાખજે કે જેનો ગુન્હો હશે તેને સજા થયા વગર નહિ રહે !"

અહીંઆ આ પ્રકાર ચાલતો હતો તે વખતે બીજી બાજુએ કિસલર આગા લક્ષ્મીદેવીની તહેનાતમાં રહેનારી બે હિંદુ દાસીઓને એક તરફ બોલાવીને સુમતીના સંબંધી પૂછગાછ કરતો હતો. પણ તે બન્ને દાસીઓએ તેને કહ્યું કે "એનો પોતાની સ્વામિની ઉપર અત્યંત પ્રેમ હતો. તે અમારી સાથે પણ બહુ મમતાથી વર્તતી હતી." દાસી તરફથી મળેલો આ જવાબ પણ કિસલર આગાએ સુલતાના–વાલીદાના કાન ઉપર નાખ્યો, જે સુમતી માટે સુલતાના–વાલીદાના મનમાં ઉત્પન્ન થએલા સદ્‌ભાવમાં વૃદ્ધિ કરનારો જ હતો.

હકીમે વાલીદાને નમન કરીને કહ્યું: "સરકાર ! આ છોકરી જે કહે છે તે તદ્દન ખરૂં છે. તેના કથન ઉપરથી આ બાઇના મરણના કારણનો સ્પષ્ટ ખુલાસો થઇ શક્યો છે."

બીજો હકીમ તેને વિશેષ અનુમોદન આપતાં બોલ્યો: "આ બાઇને પૂર્વે જે બેફામ બનાવવાનું ઔષધ આપેલું તે પ્રમાણથી વધારે હોવાને લીધે એ ઔષધનું તેના મગજ ઉપર અનિષ્ટ પરિણામ નિપજેલું હોવું જોઇએ. તેને લીધે જ તેને વારંવાર ચકરી આવતી હતી અને એ ચકરીમાંજ તેનો અંત આવ્યો એમાં જરા પણ શંકા નથી. આવા ઘણા દાખલા અમારા જોવામાં આવ્યા છે."

"મારી સમક્ષ પણ એક વખત તેને મૂર્ચ્છા આવી હતી." સુલતાના-વાલિદા કિસલર આગાની સામે જોતી બોલી: "પણ એ વખતે મને એમ લાગ્યું હતું કે દુ:ખને લીધે કે તેને પોતાનું કાંઇ સગું યાદ આવ્યાથી તે મૂર્ચ્છિત થઇ હશે ! એથી એ વખતે મેં વિશેષ તપાસ કરી નહોતી. પણ, ત્યારે હકીમ સાહેબ ! તેને પૂર્વે જે બેભાન બનાવવાનું ઔષધ આપેલું તેનું જ આ પરિણામ છે એમ તમારૂં કહેવું છેના ?"

પોતાનું અજ્ઞાન ઉઘાડું ન પડતાં, પોતે આ સ્ત્રીના મૃત્યુનું કારણ કહેવાને શક્તિમાન્ થવાથી હકીમોના આનંદનો પાર રહ્યો નહોતો. બન્ને હકીમો પુન: લક્ષ્મીદેવી સૂતી હતી ત્યાં ગયા. ફરીથી તેમણે અગાઉની માફક તેના શરીરની પરીક્ષા કરી, અને પોતે જ જાણે મૃત્યુનું કારણ શોધી કાઢ્યું હોય એવા ભાવથી ગંભિરતા પૂર્વક બેમાંનો એક હકીમ બોલ્યો: "સરકાર ખાવિંદ ! હવે એ સંબંધી અમને જરી પણ શંકા રહી નથી. કેટલાંક ઔષધ એવાં

હોય છે કે તે જો થોડા પ્રમાણમાં પેટમાં જાય તો તે માત્ર મનુષ્યને મૂચ્છિંત બનાવી દે છે. તેનાથી કાંઇ અપાય થતો નથી. પરંતુ તેજ ઔષધ જો પ્રમાણ કરતાં વિશેષ પેટમાં ગયું તો તે પ્રાણઘાતક નિવડે છે. મૂર્ખ મનુષ્યોના હાથે જો એ ઔષધ જરાં વધુ પ્રમાણમાં અપાયું કે થોડા વધુ અવકાશમાં તે આવી રીતે પ્રાણઘાતક નિવડયા સિવાય રહેતું નથી. આ બાઇસાહેબની પ્રકૃતિ નાજુક હોવાથી તેની પ્રકૃતિને એ ઔષધ માફક આવ્યું નહિ. તે શરીરમાં એમનું એમ રહેલું હોવું જોઇએ અને તેને લીધે જ તેનો પ્રાણ ગયો છે ! "

તારખાના જે અત્યાર સુધી મૌન રહી હતી તે હવે આગળ આવી અને સુલતાના વાલીદાને સંભળાવવાને કિસલર આગાને ઉદ્દેશીને બોલી: " આગા સાહેબ ! આ દાસીનું મુસ્તફા સંબંધી કથન તદ્દન ખરૂં છે. એ મૂઓ મને પણ બેફામ બનાવનારૂં ઔષધ આપીને મારી માતા પાસેથી ઉપાડી લાવ્યો હતો. વળી હું ગઇ કાલે અને આજે લક્ષ્મીબાઇને મળવા આવી ત્યારે પણ ' મને ઠીક નથી, હું વધુ દિવસ કાઢીશ નહિ ' એમ તે મારી પાસે બોલતી હતી. પણ એ વખતે મેં એમ ધાર્યું હતું કે વખતે તેને અહીં ગોઠતું નહિ હોય એટલે તે એમ બોલતી હશે. એથી મેં તેના બોલવા ઉપર લક્ષ આપ્યું નહોતું. "

" વળી આજે એમને ખાવાનું પણ ભાવ્યું નહોતું. એમના માથા અને પેટમાં દુ:ખાવો થતો હતો. " લક્ષ્મીદેવીના તહેનાતમાં રહેલી દાસીઓમાંની એક બોલી.

" એકંદર તાત્પર્ય એટલું જ કે મુસ્તફા યાકુમે આપેલા ઔષધને પરિણામે આ બિચારીનો પ્રાણ ગયો ! " સુલતાના–વા-

લીદા બોલી: " ફિસલર આગા ! તમે જલ્દી જાઓ અને એ મુસ્તફાને કેદ કરીને મારી રૂબરૂ હાજર કરો ! "

તેનો હુકમ બજાવવાને આગા ત્યાંથી ચાલ્યો ગયો. પોતાની આબરૂને બટ્ટો ન લાગતાં આ બાઇના મૃત્યુનું કારણ પોતે કહી શકયા તે માટે મનમાં ને મનમાં ખુદાનો આભાર માનતા બન્ને હકીમો પણ સુલતાના-વાલીદાની રજા લેઇને ગયા.

પછી તારખાના સુલતાના વાલીદાને ઉદ્દેશીને બોલી: " મા સાહેબ ! મેં આ જનાનખાનામાં પગ મૂકયો ત્યારથી આપ મારા પર અત્યંત પ્રેમ દર્શાવો છો અને મેં જે કાંઇ વિનતિ આપને કરી હશે તેનો આપે સ્વીકાર કર્યો છે. અત્યારે પણ એક અરજ મારે આપને કરવાની છે, અને મને આશા છે કે તે પૂર્ણ કરવાની આપ મારા પર મહેરબાની કરશો. "

" બોલ, તારે શું કહેવું છે ? " વાલીદા બોલી. ખરી રીતે તો સુલતાના-વાલીદા હાડે ગરીબ હતી, પરંતુ તે માનની ભુખી અને જનાનખાનાના શિરસ્તા મુજબ ચાલનારી હોવાથી બીજાને કડક લાગતી હતી. પણ જો તેને કોઇ જરા સન્માન આપીને જનાન-ખાનાના શિરસ્તાને બાધ ન આવે એવી માગણી તેની પાસે કરે તો તેની માગણીનો ભાગ્યે જ તિરસ્કાર થતો. તેથી જો કોઇને વાલીદા પાસેથી કાંઇ સંપાદન કરવાનું હોય તો જરા તેને ચઢા-વવી પડતી હતી.

તેની અનુમતી મળતાં તારખાના બોલી: " મા સાહેબ ! હું એ વખત લક્ષ્મીબાઇને મળવાને આવી ત્યારે તે પોતે થોડા વખ-તમાં જ મરણ પામનાર છે એવું ભવિષ્ય તેણે મારી પાસે અગા-ઉથી જ ભાખ્યું હતું એ તો મેં આપને હમણાં જ કહ્યું છે. એ

વખતે તેણે એવો પણ ઉદ્‌ગાર કાઢ્યો હતો કે ' જો મુસલમાની મજહબની દિક્ષા લીધા પહેલાં મારૂં મૃત્યુ નિપજે તો મારો અગ્નિ-સંસ્કાર કરાવજો અને મારી ઉત્તરક્રિયા કોઇ રાજપુતને હાથે કરાવજો. ' એ બિચારીની છેવટની મરતી વખતની ઇચ્છા આપ પૂર્ણ કરાવશો એવી મારી વિનતી છે.

" ભલે ત્યારે, એમાં શો વાંધો છે ? " વાલીદાએ કિંચિત વિચાર કરીને તારખાનાને કહ્યું. પછી તે સુમતી તરફ ફરીને બોલી: " છોકરી ! તારો તારી સ્વામિની ઉપર પૂર્ણ પ્રેમ છે, એવી મારી ખાત્રી થઇ છે. આવી સ્વરૂપવની સુંદરી મારા પુત્રના નસીબમાં નહિ હોય, તેથી જ તેનું આટલી નાની ઉમરમાં અકાળે મૃત્યુ થયું; પણ તું હવે વધારે શોક ન કરીશ. હું મુસ્તફાને જડમૂળમાંથી ઉખેડી નાખ્યા સિવાય રહેનાર નથી. વળી તને પણ તારી ઇમાનદારી માટે ઉત્તમ બક્ષિસ આપીશ. "

સુમતીએ વાલીદાનો આભાર માનવાને જમીન પર્યંત લળીને તેને નમન કર્યું. પછી લક્ષ્મીદેવીના શબ તરફ એક વાર નજર નાખીને સુલતાના-વાલીદા ત્યાંથી ચાલી ગઇ.

લક્ષ્મીદેવીની તહેનાતમાં રહેનારી એ દાસીઓ શોકમાં ગીરફતાર બનીને એક બાજુએ ઊભી હતી. જે પલંગ ઉપર લક્ષ્મીદેવી પડી હતી તેની નજીકના સોફા ઉપર તારખાના બેઠી. સુમતી તે સોફા આગળ જમીન ઉપર બેઠી. પોતાનો અવાજ બીજું કોઇ સાંભળી શકે નહિ એ પ્રમાણે તારખાનાએ અત્યંત ધીમા અવાજે સુમતીને કહ્યું: " તેં મોટી યુક્તિથી બધું ઓળઘોળ મુસ્તફા ઉપર નાખ્યું તે માત્ર તેના ઉપરનું વૈર્ય લેવાને માટે જ, એમાં તો કાંઇ શક નથી ! "

"હા, સરકાર ! કેવળ વૈર્યની તૃપ્તિ માટે જ મેં એ યુક્તિ કરી હતી." સુમતીએ પણ ધીમેથી જ જવાબ આપ્યો. તેના મુખ ઉપર ભયંકર હાસ્યની કિંચિત્ છટા વિલસી રહી હતી.

"પણ એવી લક્ષ્મીબાઇની ઇચ્છા હતી ખરી ?" તારખાનાએ પૂછ્યું. કેમકે પોતાની મુક્તતા કરવાની સાથે મુસ્તફા ઉપરનું વૈર્ય વાળવું, એવું લક્ષ્મીદેવીએ તેને પોતાના ભાષણમાં જણાવ્યું નહોતું.

"ના, સરકાર !" સુમતીએ જવાબ આપ્યો: "લક્ષ્મીદેવી બાઇ સાહેબ એટલાં ઉદાર દિલનાં છે કે તેમના મનમાં વૈર્યની કલ્પના સુદ્ધાંત ઉદ્દ્ભવી શકે નહિ ! એ બધો મારો જ ખેલ છે. પ્રથમથી જ એ વિચાર મારા મનમાં ઘોળાયા કરતો હતો. પરંતુ મેં તેની ગંધ પણ બાઇસાહેબને આવવા દીધી નહોતી. એમ કરવામાં મારા બે હેતુ હતા. એક તો મારા ઉપર કોઇને સંશય આવે નહિ, અને બીજો એ કે જે મૂઆને લીધે મારાં બાઇ સાહેબ ઉપર આવો મોટો દુર્ઘટ પ્રસંગ આવ્યો હતો, તેને તેના દુષ્કૃત્યનો બરોબર બદલો મળે ! મારા એ બન્ને ઉદ્દેશ સિદ્ધ થયા. તેમાં વળી પેલા હકીમોના અજ્ઞાનને લીધે તથા આપે આપેલી પુષ્ટિથી વિશેષ સરળતા થઇ !"

"ખરેખર હવે એ મૂઆની બરોબર ટાલ પડશે !" તારખાના બોલી. એ વર્ષ પહેલાં તારખાનાને પણ મુસ્તફા યાકુબ જોરજબરીથી ઉપાડી લાવ્યો હોવાથી તે પણ તેના ઉપર બળી રહી હતી; અને એથીજ તેણે સુમતીના કથનને ટેકો આપવાને પોતાના સંબંધમાં પણ કાંઇક બનાવટી હકીકત સુલતાના-વાલીદાને સંભળાવી હતી.

આ વખતે બીજા દિવાનખાનામાં શું ચાલતું હતું તે આપણે જોવું જોઇએ. સુલતાના–વાલીદા બુરખાથી પોતાનું અંગ ઢાંકીને એક ઉચ્ચાસન ઉપર બેઠી હતી. તેની નજીકમાં જ એક અન્ય આસન ઉપર શહેરનો મૂખ્ય કાજી–ન્યાયાધીશ બેઠો હતો. તે વૃદ્ધ હતો અને તેની સફેદ દાઢી તેના પેટ સુધી વધેલી હતી. ત્યાં કેટલાક કાળા હબસી ગુલામો હાથમાં ખૂલ્લી તલવાર રાખીને ઊભા હતા. થોડીવારમાં દરવાજામાંથી કિસલર આગા અંદર આવ્યો.

તેની પાછળ પાંચ–છ સિપાઇઓએ મુસ્કેટાટ બાંધેલો મુસ્તફા પણ અંદર આવ્યો. તેના હાથ દોરી વડે પાછળથી બાંધી લેવામાં આવ્યા હતા. પોતાના ઉપર શો આરોપ છે તે તેને હજી સુધી માલૂમ પડી શકયું નહોતું. કેમકે લક્ષ્મીદેવીના મૃત્યુસમાચાર તેના જાણવામાં આવ્યા નહોતા. પરંતુ પોતાના ઉપર કાંઇ પણ વિકટ પ્રસંગ આવનાર છે એમ તો તેના મનમાં આવી ચૂક્યું હતું. તેણે અંદર દાખલ થતાં જ એકદમ જમીન ઉપર પડીને સુલતાના–વાલીદા અને કાજીને સાષ્ટાંગ પ્રણામ કર્યા. પરંતુ સિપાઇઓએ તેને દોરી વડે ખેંચી ઊભો કરીને એક બાજુએ ઊભો રાખ્યો.

કાજી દાઢી ઉપર હાથ ફેરવતા બોલ્યા: "મુસ્તફા યાકુબ ! અમે જે સવાલ તને કરીએ તેનો ખરેખરો જવાબ આપજે. જો તું એક પણ અસત્ય શબ્દ ઉચ્ચારીશ તો તને વધારે કડક સજા થશે. તારી બદમાશી અગાઉથી જ અમારા જાણવામાં આવી ગઇ છે. તેના અમારી પાસે મજબૂત પૂરાવા છે. તે પૂરાવાને આધારે પણ તને સજા કરી શકાય; પરંતુ તે પહેલાં તને તારો બચાવ કરવાની તક આપવી એવી માસાહેબની ઇચ્છા છે. જો તું ખરે-

ખરૂં બોલીશ તો તારા ઉપર દયા કરી તને થનારી સજા નરમ બનાવવામાં આવશે.

"આપ નામદાર અને માસાહેબની હજુર જૂઠું બોલવાની હિમ્મત કોણ ચલાવી શકે?" અતિ નમ્રતાપૂર્વક મુસ્તફાએ કહ્યું.

"અચ્છા! આખી દુનિયાના પાલક ખાવિંદ સરકારને નજર કરવાને માટે તેં એક સુંદર સ્ત્રી માસાહેબને વેચાતી આપી હતી, ખરૂં ને?" કાજીએ ગંભિરતાપૂર્વક પૂછ્યું.

"હા, સરકાર!" મુસ્તફા બોલ્યો: "પણ એમાં મેં શો અપરાધ કર્યો?"

"ચૂપ રહે! જાસ્તી ન બોલ." કાજી કડક આવાજે બોલ્યા: "હું પૂછું તેનો જ માત્ર જવાબ આપ; વચ્ચે તારૂં ડહાપણ ન ચલાવ. તેં જે સ્ત્રીને વેચી હતી, તેને પ્રથમ તેં પોતે બેફામ બનાવનારૂં ઔષધ આપ્યું હતું અથવા બીજા પાસે અપાવ્યું હતું?"

"નામદાર! હું જરા પણ અસત્ય કહીશ નહિ." મુસ્તફા બોલ્યો: "જ્યારે તે છોકરીને તેનો ભાઇ મારી પાસે લાવ્યો ત્યારે તે બેભાન હતી ખરી! મેં તેને એવીજ સ્થિતિમાં ગાડીમાં નાખીને ગાડી હાંકી મેલી હતી. પણ પછી તુરતજ તે બરોબર શુદ્ધિમાં આવી ગઇ હતી."

"અરે લુચ્ચા!" કાજી સાહેબ બોલ્યા: "તારા મોઢે જ તું તારો અપરાધ કબૂલ કરે છે. તે સ્ત્રી કાંઇપણ ઔષધના પરિણામે બેભાન બનેલી, એજ સ્થિતિમાં તું તેને અમારી પાસે લાવ્યો! જે સ્ત્રી સરકારને નજર કરવાની હોય તે તદ્દન તન્દુરસ્ત હોવી

જોઇએ: તે રોગીષ્ટ કિંવા મંદવાડમાંથી તુરતની ઉઠેલી કે કાંઇ પણ રોગ થવાના સંભવ વાળી અથવા રોગી માબાપથી જન્મ પામેલી હોવી જોઇએ નહિ. એવી જો કોઇ સ્ત્રી માસાહેબ સમક્ષ લાવવામાં આવે તો તે ઘોર અપરાધ ગણાય છે, એ કાયદો તને માલૂમ નથી ? સરકારને થનારી સંતતિ નિરોગી અને સુદૃઢ બને તે માટે એ વાત તરફ વિશેષ લક્ષ આપવામાં આવે છે, એ તું કેમ ભૂલી ગયો ? અરે પાજી ! તેં જે સ્ત્રી સરકાર માટે વેચી, તે તારા ગાફીલપણાને લીધે તેને બેકામ બનાવનારૂં ઔષધ આપ્વાથી એકાએક મરણ પામી છે ! તું એ નાકબૂલ કરે છે ? શું તારી એમ જણાવવાની મતલબ છે કે તેને બેભાન બનાવનારૂં ઔષધ આપવામાં આવ્યું નથી ! પણ યાદ રાખ, એ તારી લબાડી અમારી પાસે ચાલનાર નથી. અમને બધી બાતમી પક્કે પાગે મળી ચૂકી છે ! ''

આ વિલક્ષણ હકીકત અને કાજીની ધમકાવણીથી મુસ્તફાના ગભરાટનો પાર રહ્યો નહિ. પોતે કાયદાના પંજામાં બરોબર સપડાઇ ગયો છે, એ પણ તુરત તેના ધ્યાનમાં આવી ગયું. તે દયામણે ચ્હેરે સુલતાના-વાલીદા સામે જોઇને બોલ્યો: “ માસાહેબ ! મને માફ કરો. એમાં મારો લેશ પણ અપરાધ નથી. એ સ્ત્રીને માટે જે રકમ મને મળી છે તે પાછી આપી દેવાને હું તૈયાર છું. એ સ્ત્રીને મેં બેભાન બનાવનારૂં ઔષધ આપ્યું નથી, તેમજ કાંઇ-પણ ઔષધને પરિણામે તે બેકામ બની ગઇ હતી એમ પણ મારા જાણવામાં આવ્યું નહોતું. હું તો માત્ર એમજ ધારતો હતો કે એ બાઇની મરજી વગર તેનો ભાઇ તેને જોરજૂલ્મથી લાવ્યો હશે તે કારણથી તે ભયને લીધે મૂર્ચ્છિત બની ગઇ હશે ! ''

"જૂઠું ! તદ્દન જૂઠું ! હકીમ સાહેબે પણ અભિપ્રાય આપ્યો છે કે કાંઇ પણ વિષ એ સ્ત્રીના પેટમાં જવાથી જ તેનું મોત નિપજ્યું છે ! એ વાત તું ન જાણતો હોય એમ બની શકે જ નહિ. કેમકે એ દવા તેના પેટમાં ગઇ ત્યારથી જ એ બાઇ માંદા જેવી રહ્યા કરતી હતી અને તેને વારંવાર ચકરી આવતી હતી. તેમ છતાં પણ તું ખોટું બોલીને તારો બચાવ કરવા માગે છે ? તારા જેવા જૂઠા માણસને હવે વધુ સવાલ કરવા નામુનાસિબ છે !" એટલું કહીને કાજી સાહેબ તેને સજા ફરમાવતાં બોલ્યા: "તારા આ ઘોર અપરાધની તને સખ્તમાં સખ્ત સજા થવી જોઇએ-તને ફાંસીને લાકડે જ લટકાવવો જોઇએ; છતાં આ તારો પહેલો અપ-રાધ હોવાથી મા સાહેબની ઇચ્છાથી તારા ઉપર દયા દર્શાવવામાં આવે છે ! તારી જે કાંઇ માલ મીલ્કત હશે તે બધી જપ્ત કરીને તે ધર્મકાર્યમાં આપી દેવામાં આવશે; તારી પાસે અત્યારે જે દાસીઓ હશે તેને વેચી નાખી તેની જે રકમ ઉપજશે તે ખેરાત કરી દેવામાં આવશે; અને તારી પીઠ ઉપર પચાશ ફટકા મારીને તને અહીંથી હાંકી કાઢવામાં આવશે. યાદ રાખજે ! જો કાલે સૂર્યોદય થયા પછી તું આ શહેરના કિલ્લાની અંદર નજરે પડીશ તો પછી તારૂં ડોકું ધડથી જૂદું થઇ જશે ! જાઓ, આને લેઇ જાઓ અને સજાનો અમલ કરો !"

હથિયારબંધ સિપાઇઓ મુસ્તફાને ખેંચીને દરબારગઢના ખૂલ્લા ચોગાનમાં લેઇ ગયા અને તેના કાલાવાલા કે બૂમ બરાડાની દર-કાર નહિ કરતાં તેને બરોબર ગણીને પચાસ ફટકા મારવામાં આવ્યા. ત્યાંથી તેને ઉચકીને એક ગાડીમાં ઘાલીને શહેર બહાર નદી ઉ

લેઇ જઇ નોકા વાટે નદીની પેલી મેર લેઇ જઇને શહેરમાં કદી પણ પગ નહિ મૂકવાની સખ્ત તાકીદ આપીને ત્યાં છોડી દીધો, અને તેની શહેરમાંહેની માલમિલ્કત લૂટી લેવાની કરવામાં આવેલી સજા પણ અક્ષરશઃ અમલમાં મેલવામાં આવી.

અહીંઆ સુમતી, **તારખાના** અને બે દાસીઓ આખી રાત લક્ષ્મીદેવીના શબ પાસે બેસી રહી હતી. લક્ષ્મીદેવી શબવત્ પલંગ ઉપર પડેલી હતી. જો પેલી બે દાસીઓ ત્યાં નહોત તો બીજી દવા આપીને સુમતીએ લક્ષ્મીદેવીને થોડા વખતને માટે શુદ્ધિમાં આણી હોત. પરંતુ એમ કરવાને માટે દાસીઓને દિવાનખાનામાંથી બહાર કાઢવી પડે, જે શંકાને અવકાશ આપનારૂં હોઇ **તારખાના**ને પણ પસંદ પડયું નહિ.

બીજે દિવસે સ્હવારે **તારખાના**એ એક ગુલામને ગામમાં મોકલ્યો. લક્ષ્મીદેવીનો હિંદુ ધર્મ મુજબ અગ્નિસંસ્કાર કરવાનું કામ સુલતાના–વાલીદાએ **તારખાના**ને સોંપ્યું હતું. રાધા સાધ્વીએ પણ પોતાના વતનના એક રાજપૂતને યથેચ્છ દ્રવ્ય આપીને પોતાને અનુકુળ કરી રાખ્યો હતો. તે એ રાજપૂતના ઘરતાં જ રહેતી હતી. સુમતી તે રાજપૂતનું નામ અને ઠેકાણું જાણતી હતી, ને તેણે **તારખાના**ને પણ જણાવ્યું હતું. તેથી તેણે એ રાજપૂતને લક્ષ્મીદેવીના શબને લેઇ જઇ તેનો અગ્નિસંસ્કાર કરવાની વરધી દેવાને ગુલામને ગામમાં મોકલ્યો હતો.

એ રાજપૂત પોતાની સાથે ચાર આસામીઓ તથા એક પાલખી લેઇને દરબારગઢમાં આવ્યો. એક હબસી ગુલામે તેના આગમનની **કિસલર આગા**ને ખબર આપી, એટલે તે જનાનખાનામાંથી ચાર-

પાંચ દાસીઓ પાસે લક્ષ્મીદેવીનું શબ ઉચકાવીને બહાર ચોકમાં લાવ્યો, તથા તે શબ પાલખીમાં મૂકાવ્યું. લક્ષ્મીદેવીને પલંગ ઉપરથી ઉચકીને લેઇ જતી વખતના સુમતીના આક્રંદનો પાર જ નહોતો. તે છાતીફાટ રડતી હતી. તારખાનાએ તેને આશ્વાસન આપી તેનું સાંત્વન કરવાનો વેશ પણ બરોબર ભજવ્યો હતો. છતાં સુમતી શાંત રહી નહિ. તે લક્ષ્મીદેવીના શબની પાછળ પાછળ રોતી રોતી ચાલી.

લક્ષ્મીદેવીને જનાનખાનામાંથી બહાર લેઇ જવાનો બંદોબસ્ત થયા બાદ કિસલર આગાએ સુમતીને આશ્વાસન આપતાં કહ્યું: "છોકરી ! તું છાની રહે. તારી બાઇ ગઇ તે હવે ગમે તેટલું કલ્પાંત કરે પાછી આવનાર નથી. તારી ઇમાનદારી અને તારી બાઇ પ્રત્યેની ભકિત જોઇને માસાહેબ અત્યંત ખુશ થયાં છે. જો તારી મરજી હોય તો તેઓએ તને પોતાની તહેનાતમાં રાખવાને મરજી દર્શાવી છે. જો તારી જનાનખાનામાં રહેવાની મરજી ન હોય તો તને તારી સાથે કરવામાં આવેલી શરતથી મુકત કરવામાં આવે છે."

સુમતી રડતી રડતી બોલી: "માસાહેબના ઔદાર્ય માટે હું તેમનો અત્યંત આભાર માનું છું. પરંતુ હવે મારાથી અહીં રહી શકાય તેમ નથી. કેમકે મારી બાઇસાહેબના મરણના દુઃખદ સમાચાર તેમનાં આપ્તજનોને જણાવવાને તેમની પાસે જવું પડશે. વળી અહીં મારી બાઇ સાહેબનું અકાળ મૃત્યુ થએલું હોવાથી મને અહીં રહેવાનું ગમશે પણ નહિ. માટે મહેરબાની કરીને મને રજા આપો અને મારો આભાર માસાહેબને જણાવજો."

"મરજી તારી." કિસલર આગા બોલ્યો: "જો તારી અહીં

રહેવાની ઇચ્છા ન હોય તો માસાહેબે તને પોતાનું સ્મરણ રહે તે માટે આ બક્ષિસ આપી છે તેનો તું સ્વીકાર કર !"

એમ કહીને તેણે દાગીનાથી ભરેલી એક ન્હાની પેટી સુમતીને આપી અને તે ત્યાંથી ચાલ્યો ગયો. ભોઇ લોકોએ પાલખી ઉચકી. પેલો રાજપૂત પાલખીની આગળ તથા સુમતી તેની પાછળ એમ ચાલવા લાગ્યાં. તેઓ દરબારગઢના મુખ્ય દરવાજા પાસે આવી પહોંચ્યાં. ત્યાં આગળ કેટલાક સિપાઇઓ ઊભા હતા. તેમને ઉદ્દેશીને તેમનો નાયક બોલ્યો: "જોયું આ નવી બાઇસાહેબનું શબ ! એ બહુ જ સુંદર હતી એમ મેં સાંભળ્યું હતું."

સિપાઇઓમાંનો એક બોલ્યો: "હા ! મેં પણ એમ સાંભળ્યું હતું. અહા ! જો મને તેનો ચ્હેરો માત્ર જોવાને મળે તો તેના ખૂબસુરત ચ્હેરા ઉપરથી હું મારો અરબ્બી ઘોડો બક્ષિસ કરી દઉં !"

એક બીજો સિપાઇ બોલ્યો: "માતા, બ્હેન, પોતાની સ્ત્રી અને દીકરી સિવાયની બીજી સ્ત્રીઓનો ચ્હેરો જોવાની આપણા મજહબમાં મનાઇ ફરમાવી છે; પરંતુ મરણ પામેલી સ્ત્રીનો ચ્હેરો જોવાની કોઇની મનાઇ નથી."

"ખરૂં કહે છે તું !" પહેલો સિપાઇ બોલ્યો: "આવી સુંદર સ્ત્રીનો, તે મરી ગયા પછી, ચ્હેરો જોવા માત્રમાં શી હરકત છે ?"

"ભલે ત્યારે !" ત્રીજો બોલ્યો: "ઊભી રાખો પાલખી અને ખસેડી નાખો તેના મોઢાપરનું વસ્ત્ર !"

પહેલો સિપાઇ આગળ આવીને લક્ષ્મીદેવીના મુખ ઉપર ઢાંકેલું વસ્ત્ર ખસેડવાની તૈયારી કરવા લાગ્યો. લક્ષ્મીદેવી તો જો કે બેભાન અવસ્થામાં જ હતી. તદપિ તેનું આવી રીતે થતું અપમાન સુમતી

સાંખી શકી નહિ. તે બોલી: "ખાનસાહેબ! આ તમે શું કરો છો? આ બાઇ કોણ છે તે તમે નથી જાણતા? જો માસાહેબ અને નવાબસાહેબને તમારી આવી બેશરમ રીતભાતની ખબર પડશે તો શું પરિણામ આવશે તેનો વિચાર કરો! જો તમે એક પણ પગલું આગળ વધશો કે મારી બાઇસાહેબને અપમાન પહોંચાડશો તો હું તુરત જઇને માસાહેબને જણાવીશ."

માસાહેબનો કરપ નવાબસાહેબ કરતાં પણ વધારે હતો. પાલખીની નજીક આવેલો સિપાઇ પાછળ હઠી ગયો. સિપાઇઓના નાયકને પણ આ અયોગ્ય વર્ત્તનના પરિણામનો ડર લાગ્યો. તેણે આ પાલખીને પસાર થવા દેવાનું સિપાઇઓને ફરમાવ્યું. બધા સિપાઇઓ બાજુએ થઇ ગયા અને લક્ષ્મીદેવી નિર્વિઘ્ને દરબારગઢમાંથી બહાર પડી. બધાં રાધાસાધ્વી જે રાજપૂતને ઘેર ઉતરી હતી અને જે આ પાલખી લેઇને આવ્યો હતો તેને ઘેર પહોંચી ગયાં!

---

## પ્રકરણ ૨૬ મું.

---

### મુસ્તફા ચમકયો.!

ત્યાં પહોંચ્યા બાદ લક્ષ્મીદેવીના શબને સ્નાન કરાવવા તથા વસ્ત્ર પહેરાવવાનું બ્હાનું કરીને સુમતી પેલા રાજપૂતની બીની સહાયથી લક્ષ્મીદેવીને અંદર લેઇ ગઇ. રાજપૂતે ભોઇ લોકોને પૈસા ચૂકવી આપ્યા એટલે તેઓ ચાલ્યા ગયા. રાધા સાધ્વી રાહ જો-

ઇને જ બેઠી હતી. તેણે લક્ષ્મીદેવીને એક ખાટલા ઉપર સૂવાડી. તેણે અગાઉથી જ એક કૃત્રિમ શબ તૈયાર કરી રાખ્યું હતું. બીના આકારનું બનાવટી મુખ પણ તૈયાર કર્યું હતું અને કપાળે કંકુની પીળ કરીને મ્હોં ઉપર પુષ્કળ ગુલાલ નાખ્યો હતો, અર્થાત્ એમ કરવાથી તે કૃત્રિમ ચ્હેરો કોઇ ઓળખી શકે તેમ નહોતું. પેલાં રાજપૂતના ચાર-પાંચ સગા જેમને પણ રાધાએ પૈસા આપીને પોતાને અનુકુળ કરી લીધા હતા તેમણે એ કૃત્રિમ શબને નનામી ઉપર બાંધ્યું અને તેઓ તેને ઉપાડીને સ્મશાન ઉપર લેઇ ગયા. ત્યાં ચીતા ખડકીને તેમાં શબને મૂકીને પેલા રાજપૂતે અગ્નિસંસ્કાર કર્યો. શબ ભડભડાટ બળી ગયું. દહનક્રિયા કરવાને આવેલા માણસો નદીમાં સ્નાન કરીને વિખરાઇ ગયા.

કૃત્રિમ શબને સ્મશાનપર લેઇ ગયા બાદ રાધા સાધ્વીએ સુમતી પાસેની શીશીમાંથી પાંચ-છ ટીપાં લક્ષ્મીદેવીના મુખમાં નાખ્યાં. એ ઔષધ પેટમાં પહોંચતાં જ ચાર-પાંચ પ્રહરથી પ્રેતવત્ પડેલા લક્ષ્મીદેવીના દેહમાં પુનઃ જીવનકળા ઉત્પન્ન થતી દેખાવા લાગી. જે પ્રમાણે કોઇ ગાઢ નિદ્રામાંથી જાગૃત થાય તે પ્રમાણે ધીમે ધીમે લક્ષ્મીદેવી શુદ્ધિમાં આવવા લાગી. તેણે પોતાનાં નેત્રો ઉઘાડયાં પરંતુ પોતાની આસપાસ કોણ છે એ હજુ તેના ધ્યાનમાં આવી શક્યું નહિ. તેમજ હજી તેની સ્મરણશક્તિ બરોબર જાગૃત થએલી નહિ હોવાને લીધે શું બની ગયું અને શું બનવાનું છે એ વિષેની તે કલ્પના કરી શકતી નહોતી. વિષપાન કરતી વખતે જે ભીતિ તેના મનમાં પ્રવેશવા પામી હતી તેની અસર તેના ચ્હેરા ઉપર થએલી હોવાથી અત્યારે પણ તે ભયભીત

અવસ્થામાં હોય એવું તેની મુખમુદ્રા ઉપરથી લાગતું હતું. ધીમે ધીમે એ ભીતિનું ચિન્હ નાબુદ થવા લાગ્યું અને તે સંપૂર્ણ શુદ્ધિમાં આવી ગઇ.

શુદ્ધિમાં આવતાં પોતાની આસપાસ બેઠેલાં માણસોનાં મુખ ઉપર સ્મિત પ્રસરી રહેલું તેના જોવામાં આવ્યું. તેની મનનશક્તિ, વિચારશક્તિ અને સ્મરણશક્તિ બરોબર જાગૃત થઇ ગઇ. પોતે જનાનખાનાના દિવાનખાનામાં નહિ પરંતુ એક નાના મકાનના અંધારા ઓરડામાં હતી એમ તેને લાગ્યું. તેણે સુમતીને પોતાના પગ પાસે ખાટલા ઉપર બેઠેલી જોઇ. તેને જોઇને લક્ષ્મીદેવી બોલી: " બાઇ ! મેં તારા ઉપર વિશ્વાસ ન રાખ્યો ! હું ભૂલી–તારા જેવી એકનિષ્ટ અને પરોપકારી બાઇને માટે મેં નિરર્થક શંકા કરી !" એમ કહેતાં તે બેઠી થઇ અને તેણે સુમતીને દ્રઢ આલિંગન આપ્યું.

" રાણી સરકાર ! " સુમતી બોલી: " હવે એ વિચાર કરવાની જરૂર જ નથી. એવા વખતમાં આપને શંકા આવે એ સ્વાભાવિક છે. એ ઓષધ પીતી વખતે આપને તો એમજ લાગ્યું હશે કે ' હવે હું મરી જઇશ ! ' પરંતુ એ વિષ નહિ પણ અમૃત હતું. એ અમૃતે જ આપને જનાનખાના રૂપી કબરમાંથી ઊઠાડીને આ નવીન જીવન પ્રાપ્ત કરાવ્યું છે ! "

પછી લક્ષ્મીદેવીની દ્રષ્ટિ રાધા તરફ ગઇ. રાધાએ લીધેલા શ્રમ તથા દર્શાવેલી લાગણી માટે લક્ષ્મીદેવીએ તેનો અત્યંત આભાર માન્યો. તેને અટકાવતી રાધા બોલી: " કેવળ પરોપકાર અર્થે જ મેં આ જન્મ ધારણ કર્યો છે અને પરોપકારમાં જ મારૂં

આખું જીવન વિતાવવાનો મારો વિચાર છે. માટે મેં જે કાંઇ કર્યું છે તે મારા હૃદયે મારા ઉપર મૂકેલી ફરજ બજાવવા કરતાં વિશેષ કર્યું નથી. તેથી એ કાર્ય માટે તમારે મારો આભાર માનવાની બિલકુલ જરૂર નથી. પણ ઉજ્જયનીની વિશેષ હકીકત જાણવાને માટે તમે આતુર થઇ રહ્યાં હશો ? ''

" બળભદ્રદાસ શેઠનું સંગ્રામસિંહે ખૂન કર્યાના સમાચાર તો સુમતીએ મને કહ્યા હતા. '' લક્ષ્મીદેવી બોલી.

" બળભદ્રદાસ શેઠ સાથે મારે પણ એક વખત પિછાન થઇ હતી એ તેમની સાથે વાતચીત કરતાં કદાચ તમારા ધ્યાનમાં આવ્યું હશે ? '' લક્ષ્મીદેવીની મુખમુદ્રા સામે સૂચકદ્રષ્ટિ કરીને રાધાએ પ્રશ્ન કર્યો.

" હા, આજથી લગભગ અઢારેક માસ ઉપર તમે તેમની સાથે પેલાં સ્થળે ગયાં હતાં ! '' લક્ષ્મીદેવીએ નંદનવનની ગુફાનો ઉલ્લેખ કર્યો પરંતુ સુમતી ત્યાં છે એ લક્ષમાં આવતાં તેણે વાત બદલાવવાનાં હેતુથી પ્રશ્ન કર્યો: " ઉજ્જયનીના બીજા કાંઇ વર્તમાન છે ? ''

" હા છે. બળભદ્રદાસ શેઠને ત્યાં અજયસિંહ નામના એક સરદાર ઉતર્યા હતા, તે પોતાના બે સેવકો સાથે અહીં આવેલા છે અને અત્યારે આ જ મકાનમાં છે ! '' રાધા બોલી: " તેઓ તમને મળવા બહુ ઉત્સુક બની રહ્યા છે ! ''

અજયસિંહનું નામ શ્રવણ કરતાં લક્ષ્મીદેવીના મુખ ઉપર સ્ફૂર્તિ ધાઇ આવી. તે પ્રસન્ન વદને બોલી: " એમ કે ? પણ એ તો મારાં ફોઇબાના દીકરા થાય ! તેઓ કયાં છે ? એમને બોલાવો

અહીં, નહિ તો ચાલો હું જ તેમની પાસે આવું. મારી તબીયત હવે બરાબર સારી છે અને મારામાં શક્તિ પણ છે."

"ના, તમે અહીં જ રહો. હું અજયસિંહને મોકલું છું;" રાધા બોલી: "અને, સુમતી તું પણ જા, ભોજનની તૈયારી કરાવ." એમ કહીને રાધા તથા સુમતી બન્ને તે ઓરડામાંથી બહાર ચાલ્યાં ગયાં.

થોડી વારે અજયસિંહ ઓરડામાં આવ્યો. બન્નેની આંખે આંખ મળતાં એકબીજાના અંતરમાં કેટલો આનંદ પ્રગટયો હશે, તેમનાં મનમાં કેવા કેવા વિચારો ઉછાળા મારી રહ્યા હશે એનું વર્ણન આ લેખિનીથી થઇ શકે એમ નથી. વાચકોએ જ તેની કલ્પના કરી લેવી. અમે તો માત્ર એટલું જ કહીશું કે લક્ષ્મીદેવી ખાટલાપર બેઠી હતી, તે ત્યાંથી સફાળી ઊભી થઇ. તેનું મન પોતાના પ્રિયતમને આલિંગન આપવાને તલ્પી રહ્યું હતું. અજયસિંહ પણ પોતાના હૃદયની દેવીને અમુક સમયના વિયોગ પછી દુઃખમુક્ત સ્થિતિમાં જોઇને તેને પોતાના હૃદય સરસી ચાંપવાને ઉત્સુક બની રહ્યો હતો. પરંતુ શાસ્ત્રમર્યાદાએ બન્નેને તેમ કરતાં અટકાવ્યાં. એ સમયે આત્મલગ્નની ભાવના એટલી બધી બળવત્તર થઇ નહોતી કે દેહલગ્નની આવશ્યકતાનો સ્વીકાર ન કરે; તેમજ એ બન્ને વચ્ચે વિષયવાંચ્છનાની ક્ષણિક તૃપ્તિને અર્થે ઉદ્ભવેલો પ્રેમ નહિ પરંતુ વિશુદ્ધ, નૈસર્ગિક અને દૈવી પ્રેમ હતો. એ પ્રેમને પ્રકટ થવાનો માર્ગ આલિંગન દ્વારા નહિ પણ ચક્ષુઓ દ્વારા હતો, અને તેથી તેમની બન્નેની ચક્ષુઓમાંથી વહેતા પ્રેમામૃતનું બન્ને જણાં યથેચ્છ પાન કરવા લાગ્યા. થોડો સમય એ પ્રેમપિયુષના પાનમાં મુગ્ધ બનેલાં

બન્ને સ્તબ્ધ ઊભાં રહ્યાં. છેવટે અજયસિંહે એ સ્તબ્ધતાનો ભંગ કર્યો અને લક્ષ્મીદેવીને ખાટલા ઉપર બેસવાનું કહી પોતે પડખે પડેલી એક લાકડાની પેટી ઉપર બેઠો.

એ બન્નેને સુખદુઃખની પુષ્કળ વાતો કરવાની હતી. તેમાં બળભદ્રદાસનું મૃત્યુ અને સંગ્રામસિંહની ધરપકડને લગતી હકીકત મુખ્ય હતી. પ્રથમ લક્ષ્મીદેવીના મુખેથી તેને નિદ્રામાં ઉચકીને લેઇ ગયા ત્યારથી જનાનખાનામાંથી તેની મુક્તિ થઇ ત્યાં સુધીની તમામ હકીકત અજયસિંહે સાંભળી. તે સાંભળતાં તેના અંતઃકરણમાં દુઃખ, ઉદ્વેગ, તિરસ્કાર, અનુકંપા, દ્વેષ, આશ્ચર્ય, આનંદ ઇત્યાદિ ભિન્ન ભિન્ન પ્રકારના વિકારો ઉપસ્થિત થયા. તેના પોતાના સંબંધમાં વિશેષ કાંઇ કહેવાનું નહોતું. તે લક્ષ્મીદેવીની શોધ અર્થે ગયો હતો ત્યાંથી પાછો ફરતાં તેને રાધા સાધ્વીનો પત્ર મળ્યો હતો. પરંતુ બળભદ્રદાસ અચાનક ગુજરી ગએલા તે વખતે તેમના પુત્રોમાંનું કોઇ હાજર નહિ હોવાથી મોટો દીકરો આવ્યો ત્યાં સુધી અજયસિંહને ઉજ્જયનીમાં રોકાવું પડવાથી બે દિવસ નિકળી ગયા અને તેને લીધે દોલતાબાદ આવી પહોંચતાં આટલી વાર થઇ. તે તથા તેના સેવકો આજે સ્હવારે જ અહીં આવી પહોંચ્યા હતા.

એક બીજાએ એક બીજાના સમાચાર જણાવ્યા બાદ પેલા ગુપ્ત સ્થળ સંબંધી વાતચીત નિકળી. જે ગુપ્ત સ્થળ પોતાને બતાવવાનો બળભદ્રદાસનો ઇરાદો હતો, એ સ્થળની માહિતી મેળવવાને માટે બળભદ્રદાસના સ્વર્ગવાસથી હવે એક પણ માર્ગ રહ્યો નથી એમ તેમને લાગ્યું. તેમણે એ ગુપ્ત સ્થળનું વર્ણન જે

કાગળ ઉપર લખી રાખ્યું હતું તેનું શું થયું ? એ કાગળો બળભદ્રદાસે લક્ષ્મીદેવી તથા અજયસિંહને વંચાવવાને માટે જ લખી રાખ્યા હતા. તેથી તેમને વંચાવ્યા સિવાય તે તેનો નાશ કરી નાખે એમ આ બન્નેને લાગ્યું નહિ. બનવા જોગ છે કે ગૂહાનો માર્ગ તેણે આ બન્નેને દર્શાવી દીધો હોત તો કદાચ તે એ કાગળોનો નાશ કરત. પરંતુ એ ગૂહા સંબંધી માત્ર સામાન્ય હકીકત જણાવ્યા સિવાય એ સંબંધી વિશેષ વાતચીત કરવાનો વખત મળ્યો નહોતો. તેથી આ બન્નેએ કલ્પના કરી કે એ કાગળો બળભદ્રદાસે પોતાના મકાનમાં કોઇ ગુપ્ત સ્થળે મૂકેલા હોવા જોઇએ. અજયસિંહે કહ્યું કે "બળભદ્રદાસના બીજા કાગળોની સાથે આ કાગળો પણ તેમના દીકરાના હાથમાં આવ્યા હશે. પરંતુ તેમના મોટા દીકરાને હું મળ્યો છું. તે પણ પોતાના પિતાના જેવો લાયક સજ્જન છે. તેથી તે ગૂમ થવાનો કે તેનો દુરુપયોગ થવાનો ભય નથી. આપણે ત્યાં જઇશું એટલે જો તેને મળ્યા હશે તો તે જેવીને તેવી સ્થિતિમાં એ કાગળો આપણને મળ્યા સિવાય નહિ રહે."

તે પછી અજયસિંહ અને લક્ષ્મીદેવી વચ્ચે રાધા સાધ્વીને લગતી વાત નિકળી. રાધા અને સુમતી એ બન્ને જણીઓ જેટલી ત્વરાથી ઉજ્જયનીથી દોલતાબાદ આવી તેટલી ત્વરાથી આવવામાં તેમને પુષ્કળ ખર્ચ થયું હશે એવી બન્નેએ કલ્પના કરી. એ ખર્ચ રાધાએ પોતાની પદરમાંથી જ કરેલું હોવું જોઇએ, અને તે ભરી દેવું એ પોતાનું કર્ત્તવ્ય છે. એમ તેમણે ઠરાવ્યું. લક્ષ્મીદેવીના દાગીનાની પેટી ઉજ્જયનીમાં રહી હતી. પરંતુ અજયસિંહ પોતાની

સાથે ઉજ્જયનીથી નિકળતી વખતે કદાચ જરૂર પડે એમ ધારીને કેટલુંક જવાહીર લાવ્યો હતો. તેમાંથી રાધા સાધ્વીને તેના શ્રમ અને ખર્ચના બદલામાં સારી બક્ષિસ આપવાનો તેણે વિચાર કર્યો.

લક્ષ્મીદેવી પોતાની દાસીઓના સંબંધમાં પૂછગાછ કરવાનું વિસરી નહોતી. તેના જવાબમાં અજયસિંહે કહ્યું કે "જ્યારે હું ઉજ્જયનીથી નિકળ્યો ત્યારે આપની મુક્તતા જલ્દીથી જ થશે એવી તે બન્નેને મેં આશા આપી હતી, અને 'અમે જ્યાં સુધી પાછાં ન આવીએ ત્યાં સુધી તમે બળભદ્રદાસ શેઠનું ઘર છોડીને બીજે કયાંય જતાં નહિ' એમ પણ હું તેમને કહેતો આવ્યો છું."

એ પછી પાછું ઉજ્જયની કેવી રીતે જવું એ સંબંધી વિચાર તેમણે શરૂ કર્યો. તેમણે સંધ્યાકાળ થતાં ગામમાંથી નિકળી જવાનો નિશ્ચય કર્યો; પરંતુ કેવી રીતે જવું એ કાંઇ નક્કી થઇ શકયું નહિ. છેવટે રાધા સાધ્વીની સલાહ લેવાનું ઠરાવ્યું અને સુમતીને હાકલ મારીને રાધાને ત્યાં બોલાવવાનું લક્ષ્મીદેવીએ તેને કહ્યું.

તે આવી એટલે પ્રથમ અજયસિંહે તેનો આભાર માન્યો અને પછી અહીંથી નિકળવા સંબંધી તેની સલાહ માગી. એટલે રાધા બોલી: "મહારાજ ! આપ બન્નેના પ્રવાસની તમામ વ્યવસ્થા સંપૂર્ણપણે કરવામાં આવી છે. માત્ર હું અહીં થોડાક દિવસ રોકાવાની ઇચ્છા રાખું છું. પણ સુમતીની આપની સાથે આવ-વાની ઇચ્છા છે, અને તે આપ પૂર્ણ કરશો એવી મારી વિનતિ છે. વળી તે પ્રવાસમાં પણ રાણી સાહેબને ઘણી ઉપયોગી થઇ પડશે."

એ સાંભળીને લક્ષ્મીદેવીને તો આનંદ જ થયો. તેણે પૂછ્યું: "પણ ત્યારે સુમતી તમારી દાસી નથી ?"

"અરે, સરકાર !" રાધા બોલી: "મારા જેવી ભટકતી ભિખારણને વળી દાસી કેવી ? સુમતીને અને મારે આજ કેટલોક સમય થયાં સખીપણું છે. તેના ઉપર મને સંપૂર્ણ વિશ્વાસ હોવાથી આ કાર્યમાં તે મને ઉપયોગી થઇ પડશે એમ ધારીને હું તેને અહીં લાવી હતી. પરંતુ મારે અહીં રોકાવું છે અને તેને પોતાના વતન ઉજ્જયની જવું છે. તેથી આપની સાથે તે હોય તો માર્ગમાં તેને કોઇ જાતની હરકત નડે નહિ. વળી હું અહીંથી નિકળીને કયાં જઇશ એનું પણ કાંઇ ઠેકાણું નથી. મેં તો મારો આખો જન્મારો આમ ને આમ ભટકવામાં જ ગાળ્યો છે."

"પણ બાઇ !" લક્ષ્મીદેવી બોલી: "હવે તમારે ઠારોઠાર ભટકતા ફરવાની શી જરૂર છે ? તમે મારા માટે જે કાંઇ ખર્ચ કર્યું છે તે બધું તો હું ભરપાઇ કરી દઇશ, પરંતુ મારા પ્રત્યે લાગણી દર્શાવીને જે જોખમ ભર્યું સાહસ ખેડયું છે તે ઉપકારનો બદલો પૈસાથી વાળી શકાય તેમ નથી. માટે તમે મારી સાથે ચાલો. હું તમને મારી સગી બ્હેન જેવાં માનું છું. વૈતાળગઢમાં હું તમારે માટે દરેક પ્રકારની વ્યવસ્થા કરી આપીશ."

"રાણી સાહેબ !" રાધા સ્મિત કરતી બોલી: "આ દુનિયામાં કોઇ કોઇના ઉપર ઉપકાર કરતું જ નથી. જો સર્વનો આત્મા એકરૂપ છે એ સિદ્ધાંત આપણે માન્ય રાખીએ તો એક મનુષ્યે બીજાને તેની આપત્તિના પ્રસંગમાં સહાય કરવી એ તેનું કર્ત્તવ્ય જ છે. તેમ છતાં પણ મેં આપના ઉપર ઉપકાર કર્યો છે એમ આપ માનતાં હો અને તેનો બદલો વાળવાની ઇચ્છા રાખતાં જ હો, તો કૃપા કરીને મને મારી ઇચ્છા પ્રમાણે વર્ત્તવા દો; તેમજ

મને કાંઇ પણ આપવાનો આપે વિચાર કર્યો હોય તે પણ બાજુએ રાખો. મારી પાસે દ્રવ્યની તો વાત જ ન કરશો. મને પોતાને તો દ્રવ્યની કાંઇ જરૂર પડતી જ નથી. તદપિ કોઇ શ્રીમાન્ દરદીને આરામ કરીને તેમની પાસેથી મારી મહેનતનો બદલો હું લઉં છું. તે પ્રમાણે બળભદ્રદાસ શેઠના પરિચિત જે વૃદ્ધ દરદીને મારા ઓષધોપચારથી આરામ થયો હતો તેમની પાસેથી મને અઢળક ધન પ્રાપ્ત થયું છે. એમાંથી હું જોઇએ તેમ ખર્ચ કરૂં છું. હજી પણ મારી પાસે પુષ્કળ છે. વળી મારૂં અખૂટ દ્રવ્ય તો મારાં ઓષધો જ છે. જ્યાં સુધી વૈદ્યક સંબંધી મારૂં જ્ઞાન નાશ પામ્યું નથી અને મને જોઇતી વનસ્પતિ મળી શકે છે ત્યાં સુધી દ્રવ્યની મને કદી પણ તાણ પડનાર નથી. હું માત્ર આપની પાસે એટલું જ માગી લઉં છું કે મને મારી મરજીમાં આવે ત્યાં વિચરવા દ્યો કે જેથી હું દુ:ખી અને દરિદ્રી જનોની સેવા બજાવીને તેમની આંતરડીનો અમોલો આશીર્વાદ મેળવી પરભવનું ભાતું એકઠું કરૂં !"

"અહા ! ધન્ય છે, બાઇ ! તારી પરોપકાર વૃત્તિને." લક્ષ્મીદેવી બોલી: "જ્યારે તારી સ્વતંત્રપણે એકલી વિચરવાની ઇચ્છા છે તો ભલે, એ વિષે હું આગ્રહ કરતી નથી. પરંતુ મારે માટે જે કાંઇ ખર્ચ તને થયું હોય તે જણાવ એટલે તે રકમ હું તને આપી દઉં. જો એટલી મારી ઇચ્છાનો તું સ્વીકાર નહિ કરે, તો મારૂં મન હમેશાં ખેદ પામ્યા કરશે."

"રાણી સાહેબ ! આપનો અત્યાગ્રહ છે તો અત્યારે આપની યાદગીરી દાખલ એકાદી ચીજનો હું સ્વીકાર કરીશ; અને બીજી મોટી બક્ષિસ જે કાંઇ મને આપવાનો આપનો ઇરાદો હોય તે

હાલ મુલતવી રાખો. આપ વૈતાળગઢ સુખરૂપ પહોંચી ગયાના મને સમાચાર મળશે, એટલે જરૂર હું ત્યાં આવીશ અને તે વખતે એ બક્ષિસ લેઇને કૃતાર્થ થઇશ."

"ભલે, બાઇ ! જેવી તારી મરજી." એટલું કહીને લક્ષ્મીદેવીએ પોતાની રત્નજડિત વીંટી તેને ભેટ આપી.

અજયસિંહ જે અત્યાર સુધી મૌન રહ્યો હતો તે બોલ્યો: "રાધાબાઇ ! ત્યારે મારા તરફની કાંઇ ભેટનો સ્વીકાર નહિ કરો?"

"કરીશ, પરંતુ સમય આવે, અત્યારે તો નહિ જ !" એટલું કહીને સૂચક દ્રષ્ટિએ રાધાએ પ્રથમ લક્ષ્મીદેવી તરફ અને પછી અજયસિંહ તરફ જોયું. બન્ને તેનો મનોગત ભાવ સમજી ગયાં. તેણે એ બન્નેનાં લગ્નનો નિર્દેશ કર્યો હતો.

તે પછી લક્ષ્મીદેવી બોલી: "રાધાબાઇ ! હજી એક વાતની મને બરોબર સમજ પડતી નથી. હું મુસ્તફાના હાથમાં સપડાઇ હતી એ તમારા જાણવામાં કેવી રીતે આવ્યું ?"

"એ મુસ્તફા યાકુબને હું ઘણા વખતથી પિછાનું છું. તે કેટલી છોકરીઓને લેઇને ઉજ્જયનીમાં આવ્યાની તથા કયે સ્થળે ઉતર્યો છે તેની મને માહિતી હતી. તેથી તમારા ગૂમ થવાના સમાચાર મારા જાણવામાં આવ્યા કે તુરત જ એમાં મુસ્તફાનો હાથ હોવો જોઇએ એવું મેં અનુમાન કર્યું. તેથી એ જે સ્થળે ઉતર્યો હતો ત્યાં હું ગઇ. એ તો ત્યાંથી ચાલ્યો ગયો હતો. પરંતુ તે મકાનના પહેરેગીરને મળીને પૂછતાં તેણે કહ્યું કે 'રાત્રે બે જણા એક છોકરીને લાવ્યા બાદ તુરત જ મુસ્તફા યાકુબે કુચ કરી છે.' રાત્રીએ આપનું ગૂમ થવું અને મુસ્તફાને ત્યાં તેજ વખતે એક છોકરીનું આવવું, એ બન્ને સંયોગનો એકી સાથે વિચાર કરતાં

મારી ખાત્રી થઇ કે આપને મુસ્તફા જ ઉપાડી ગયેલો હોવો જોઇએ. વળી આગલે દિવસે એક માણસ ત્યાં આવ્યો હતો એમ કહીને તે પહેરેગીરે તે માણસનું વર્ણન કરતાં એ બરોબર સંગ્રામસિંહને મળતું આવવાથી મારૂં અનુમાન વિશેષ દૃઢ થયું. તેથી વિના વિલંબે હું સુમતિ સાથે અહીં આવવાને માટે નિકળી. કારણ કે રમજાન માસ નજીક આવવાથી મુસ્તફા પણ સિદ્ધો અહીં જ આવશે એમ સ્વાભાવિક રીતે જ હું સમજી શકી હતી.''

એ વખતે ભોજન તૈયાર થયાની વરધી સુમતીએ આપી. બધાં જમવાં ઊઠયાં. ભોજન કરીને લક્ષ્મીદેવી અને અજયસિંહે વિશ્રાંતિ લીધી. સંધ્યાકાળ થઇ. અજયસિંહ અને લક્ષ્મીદેવી નિકળવાની તૈયારી કરવા લાગ્યાં. સુમતી પણ તેમની સાથે જવાને તૈયાર થઇ ગઇ. બપોરે પુષ્કળ જમેલાં હોવાથી કોઇને ભૂખ નહોતી, તોપણ બીજે દિવસે વ્હેલું મોડું થવાનો સંભવ હોવાથી રાધાના આગ્રહથી અજયસિંહ, લક્ષ્મીદેવી અને સુમતીએ ભાવે તેટલું ખાઇ લીધું. એ વખતે એક બુરખાવાળી ગાડી તે મકાન પાસે આવી પહોંચી. એ ગાડીને બે વેગવાન્ ઘોડા જોડેલા હતા. સુમતી, લક્ષ્મીદેવી અને રાધા એ ત્રણ જણાં એ ગાડીમાં બેઠાં અને ગાડી ચાલી. અજયસિંહ પણ પોતાના ઘોડા ઉપર સ્વાર થઇને નિકળ્યો. તેના બે સેવકો અક્કલમલ અને જયમલ એક ધર્મશાળામાં હતાં. ત્યાંથી તેમને સાથે લેવાના હોઇને તે જે રસ્તે ગાડી ગઇ તેનાથી વિરૂદ્ધ રસ્તે ગયો. ગાડી શહેર બહાર નદી કિનારે આવી પહોંચી. ત્યાં રાધાએ અગાઉથી જ જે રાજપૂતને ત્યાં પોતે ઉતરી હતી તેની મારફત બે હોડીઓ તૈયાર રખાવી હતી. એક હોડીમાં ગાડીસહ સુમતી અને લક્ષ્મીદેવી બેઠાં એટલે તે ચાલુ થઇ અને

સામે કિનારે જતાં ગાડીને હોડીમાંથી નીચે ઉતારી. ગાડી સુમતી અને લક્ષ્મીદેવીને લેઇને ચાલતી થઇ. રાધા આ બાજુએ ઉતરી પડી હતી. તે અજયસિંહ અને તેના સેવકોની રાહ જોતી હતી. થોડી વારે એ ત્રણે જણા પણ આવી પહોંચ્યા. રાધાએ બીજી હોડી તેમને બતાવી. એ ત્રણે જણા પોતાના અશ્વો સાથે હોડીમાં બેઠા અને સામે કિનારે જવા લાગ્યા. તેમને સામે કિનારે ઉતરીને પોતાના ઘોડા ઉપર સ્વાર થઇને જતા જોઇને રાધા નિશ્ચિંત મને શહેર તરફ પાછી ફરી.

હવે આપણે જરા મુસ્તફા યાકુબની મુલાકાત લેઇએ. તેને નદીની પાર કરીને ફરીથી કદી પણ દોલતાબાદમાં પગ નહિ મૂકવાની સુચના કરીને સિપાઇઓએ છોડી દીધો હતો એ તો વાચકો જાણે જ છે. મુસ્તફાને લગાવેલા ફટકાથી તેના વાંસા ઉપર સોળ ઊઠ્યા હતા અને તેને ઘણીજ પીડા થતી હતી. એવી સ્થિતિમાં તેનાથી ચાલી શકાય તેવું નહોતું કે તે કોઇ નજીકના ગામમાં જઇ શકે, વળી તેની પાસે ખર્ચ કરવાને માટે દ્રવ્ય પણ નહોતુ. તેથી હવે કયાં જવું એ એક મુખ્ય સવાલ થઇ પડયો. છેવટે વિચાર કરતાં પોતાનો એક દોસ્ત તેને યાદ આવ્યો. એ પણ ગુલામોનો વ્યાપાર કરતો હતો. નદીની પેલીમેર નદીથી એક કોસ દૂર તેનો બગીચો હતો. એ બગીચામાં તેણે એક નાનો સરખો બંગલો બંધાવ્યો હતો. ત્યાં જવાનો મુસ્તફાએ વિચાર કર્યો. તેણે વિચાર્યું કે 'એ બંગલામાં કોઇ માળી કે રખેવાળ હશે તેને કહીને મારા દોસ્તને બોલાવીશ, અને તે આવ્યા બાદ હવે મારે શું કરવું એ સંબંધી તેની સલાહ લેઇશ.' તે ધીમે ધીમે ચાલતો બંગલા સુધી પહોંચી ગયો. સદ્દભાગ્યે તેનો દોસ્ત પણ હમણા થોડા દિવસથી એ

બંગલામાંજ રહેતો હતો. તે મુસ્તફા યાકુબને ચાલતો આવતો જોઇને એકદમ બંગલામાંથી બહાર નિકળીને તેની પાસે આવ્યો. બન્ને જણા બંગલામાંના દિવાનખાનામાં જઇને બેઠા. મુસ્તફાના દોસ્તે પોતાના નોકરને આજ્ઞા કરી એટલે તે બે હુક્કા ભરીને મૂકી ગયો. હુક્કા પિતાં પિતાં મુસ્તફાએ પોતાના વિતકથી પોતાના દોસ્તને વાકેફ કર્યો. તેના દોસ્તે થોડા વખત વિચાર કરીને કહ્યું: "જો કે બાસાહેબની સંમતીથી કાજીએ સજા કરી છે, એટલે બીજો ઇલાજ તો નથી. પણ મારે ને વઝીર સાહેબને સારો નાતો છે. હું તેમની પાસે જઉં અને તમારા સંબંધી બે શબ્દો કહું તો કદાચ સજામાં થોડેક ઘટાડો કરાવી શકાય."

મુસ્તફાને એ ઠીક લાગ્યું. તેને વિશેષ નહિ ને પોતાની મીલકતમાંથી અર્ધી રકમ મળે અને દોલતાબાદમાં જવા આવવાની છૂટ મળે તોએ સંતોષ હતો. મુસ્તફાની સંમતી મળતાં તેનો દોસ્ત વઝીરને મળવાને ગયો હતો, જે હજી સુધી પાછો આવ્યો નહોતો. મુસ્તફાની સર્વ આશા આ મુલાકાત ઉપર અવલંબી રહી હતી. જેમ જેમ સંધ્યાકાળ થવા આવી તેમ તેમ મુસ્તફાની ધીરજ ખૂટતી ચાલી. તે બગીચાના દરવાજા ઉપર આવીને પોતાના મિત્રની રાહ જોતો બેઠો. એ જ વખતે ત્યાં આગળ લક્ષ્મીદેવીવાળી ગાડી આવી પહોંચી. તે વખતે લક્ષ્મીદેવીએ અજયસિંહ આવી પહોંચ્યો કે નહિ તે જોવાને માટે ગાડીનો બુરખો ખસેડયો અને તે બારીની બાર ડોકું કાઢીને જોવા લાગી. અજયસિંહ અને તેના સેવકોના ઘોડા પાછળ કેટલાક અંતર ઉપર દેખાવા લાગ્યા. તેઓ પોતાની સાથે થઇ જાય એ હેતુથી લક્ષ્મીદેવીએ ગાડીવાળાને થોડીક વાર ગાડી થોભાવવાનું કહ્યું. એ વખતે ગાડી બરોબર જે સ્થળે મુસ્તફા

બેઠો હતો તેની સામે જ આવીને ઊભી રહી. લક્ષ્મીદેવીની દ્રષ્ટિ અજયસિંહના ઘોડા તરફ હતી. તેનો ચ્હેરો મુસ્તફાની દ્રષ્ટિએ પડયો. જે સ્ત્રીને પોતે મરણ પામેલી ધારતો હતો અને જેના મરણને લીધેજ પોતાનો સર્વનાશ થયો હતો, એ સ્ત્રીને જીવતી જાગતી-આ ગાડીમાં જોઇને મુસ્તફાને કેટલું બધું આશ્ચર્ય થયું હશે !

કોઇ મનુષ્ય રસ્તા નજીક બેઠેલો છે એ વાત લક્ષમાં આવતાં લક્ષ્મીદેવીએ પોતાનું માથું અંદર લેઇ લીધું અને બુરખો બારી આડો કરી દીધો. એ માણસ મુસ્તફા યાકુબ છે એવી તો તેને શંકા જ નહોતી. મુસ્તફા તો તેને જોઇને પત્થરના પુતળાના જેવો જ્યાં ઊભો હતો ત્યાં જ સ્તમ્ભ બની ગયો ! એટલામાં અજયસિંહના ઘોડાનાં પગલાંનો અવાજ સંભળાયો એટલે લક્ષ્મીદેવીએ ગાડીવાનને ગાડી ચલાવવાની આજ્ઞા કરી. ગાડીને જોડેલા ઘોડા ત્વરાથી દોડવા લાગ્યા. અજયસિંહ અને તેના સેવકો પણ ઝપાટાબંધ ઘોડા દોડાવતાં મુસ્તફા ઊભો હતો ત્યાંથી પસાર થઇ ગયા. અજયસિંહ કે મુસ્તફા એક બીજાને ઓળખતા નહોતા. મુસ્તફાનું ધ્યાન તો પેલી ગાડી તરફ જ હતું. તે દ્રષ્ટિમર્યાદાની બહાર ગઇ ત્યાં સુધી મુસ્તફા તેના તરફ જ જોતો દરવાજા પાસે ઊભો રહ્યો. લક્ષ્મીદેવીને જોવાથી તેના હૃદયમાં ક્રોધ અને આનંદ બન્નેનું મિશ્રણ થયું હતું. ક્રોધ એટલા માટે કે પોતાને ગેરવાજબી રીતે ફટકા સહન કરવા પડયા હતા અને પોતાની માલમીલકત જપ્ત થઇ હતી. આનંદ એટલા માટે કે લક્ષ્મીદેવી જીવતી હોવાની ખબર સુલતાના-વાલીદાને કરતાં પોતાની જપ્ત થએલી મીલકત પાછી મળવાની સંભાવના હતી.

## પ્રકરણ ૨૭ મું.

---

### પલાયનનો પરિસ્ફોટ.

પ્રથમ મુસ્તફાને એવો વિચાર આવ્યો કે એ ગાડીની પાછળ જઇને એ છોકરીને અટકાવું. પરંતુ તેમ કરવું તેને માટે અશકય હતું. કેમકે તેની પાસે નહોતો ઘોડો કે નહોતી ગાડી. કદાચ ઘોડો કિંવા ગાડી હોત તોએ એકલા જવાથી કાંઇ વળે તેમ નહોતું. તેથી દરબારગઢમાં જઇને આ બાતમી સુલતાના-વાલીદાને પહોંચાડવી એમ તેના મનને થયું. પરંતુ પાછો તેને વિચાર આવ્યો કે "જો હું ત્યાં જઇને તેમને એમ કહીશ કે આ છોકરી ન્હાસી જાય છે; તો તેઓ મને જરૂર ગાંડો ધારશે. કેમકે મૂએલી સ્ત્રી જીવતી થાય અને ન્હાસી જાય, એ વાત તેમને સાચી લાગશે નહિ ! અને તેથી કદાચ તેઓ મને તેમના હુકમનું ઉલ્લંઘન કરીને ગામમાં દાખલ થએલો જોઇને કેદ કરશે અથવા ફાંસીને લાકડે પણ લટકાવશે!" કેટલોક સમય તે વિચાર-નિમગ્ન બની રહ્યો. શો રસ્તો લેવો એ તેને સુજતું નહોતું. છેવટે તે પોતાના મન સાથે બોલ્યો: "જે થવાનું હોય તે ભલે થાય, પણ એક વખત દરબારગઢ સુધી જવું તો ખરૂં જ. ત્યાં જવાથી એ છોકરીના મૃત્યુને લગતી ઘણી વાતો મારા સાંભળવામાં આવશે. તે ઉપરથી તે કેવી રીતે ન્હાસી જઇ શકી, તેની કલ્પના કદાચ થઇ શકશે. મારો દોસ્ત વઝીર સાહેબની મુલાકાતે ગયો છે, પરંતુ તેની રાહ જોઇને રોકાઇ રહેવું એ પણ ઠીક નથી. અત્યારે પ્રાપ્ત થ-

એવી સોના સરખી તક જો હું વ્યર્થ જવા દેઇશ તો પછી આખો જન્મારો ભૂખમરામાં અને ભટકતી અવસ્થામાં કાઢવો પડશે !"

પરંતુ પાછો તેને બીજો વિચાર આવ્યો: 'મેં જે સ્ત્રીને જોઇ તે લક્ષ્મી કે કોઇ બીજી ? જો લક્ષ્મી હોય તો જનાનખાનાનાં મનુષ્યોને તે મરણ પામી છે એવી ખાત્રી શી રીતે થઇ ? અને જો તે ખરેખર મરી ગઇ હોય તો પાછી જીવતી શી રીતે થઇ ? ગમે તેમ હો, પરંતુ મેં જેને જોઇ તે લક્ષ્મી તો ખરી જ. તેના જેવું અદ્વિતિય સૌંદર્ય હજી સુધી મેં બીજી કોઇ પણ સ્ત્રીનું જોયું નથી. એવા અદ્દભુત સ્વરૂપવાળી સ્ત્રીનો ચ્હેરો એક વખત જોયા છતાંયે ભૂલી ન શકાય તો પછી આ સ્ત્રી તો મારી સાથે પંદર-વીશ દિવસ સુધી હતી; એટલે તેનો ચ્હેરો તો ભૂલાય જ શાનો ? માટે ખરેખર તે સ્ત્રી લક્ષ્મી તો ખરી જ; અને વળી તે જલ્દીથી પ્રવાસ કરતી હોવાને લીધે તે ન્હાસી જતી હતી એમાં પણ શક નથી. ગમે તેમ હો પણ એ સ્ત્રી અને તેનાં સહાયકોએ જનાનખાનાનાં તમામ મનુષ્યોની આંખમાં ધૂળ નાખીને આવું કલ્પનામાં પણ ન આવી શકે તેવું સાહસ ખેડયું છે. તેમના એ સાહસને ફતેહમંદ નિવડવા નહિ દેતાં એ સ્ત્રીને પાછી પકડાવવી અને મારા ઉપર એ લોકોએ નાખેલા સંકટનો બરોબર બદલો લેવો !"

એ પ્રમાણે છેવટનો ઠરાવ કરીને તે શહેર તરફ જવાને તત્પર થયો. એ વખતે જ તેનો દોસ્ત પોતાની ગાડીમાં પાછો આવ્યો, તે ગાડીમાંથી નીચે ઉતરીને મુસ્તફાને મળ્યો અને બોલ્યો: "દોસ્ત ! આપણો હેતુ બર ન આવ્યો ! વઝીર સાહેબને મેં ઘણા સમજાવ્યા. તેમની પણ તારા તરફ દિલસોજી ખેંચાણી. પરંતુ તે બોલ્યા કે

સુલતાના-વાલીદાની સમક્ષ અને તેમની જ પસંદગીથી કાજીએ જે સજા કરી છે તે ફેરવવાનું કાર્ય મારી સત્તાની બહારનું છે.' અર્થાત્ હવે તો જે માથે પડ્યું તે—''

"સહન કરી લેવું" એમ કહેવાનો તેનો ઇરાદો હતો. પરંતુ પોતે જાણેલી હકીકત કહેવાને અધીરો બની રહેલો મુસ્તફા પોતાના દોસ્તને તેનું કથન પૂરૂં કરવા નહિ દેતાં વચ્ચે જ બોલી ઊઠયો: "બિરાદર ! તારા શ્રમ માટે તારો આભાર માનું છું. પણ એ સ્ત્રી જીવતી છે અને હમણાં જ મ્હેં તેને એક બુરખાવાળી ગાડીમાં રફુચક્કર થઇ જતી જોઇ!" એમ કહીને તેણે પોતે જોયેલી હકીકતનું સંપૂર્ણ બ્યાન કરીને પોતે તેને માટે પગલાં લેવાની રાખેલી ધારણા જણાવી. પ્રથમ તો તેના મિત્રને એ વાત ખરી જ લાગી નહિ. તેણે એમ ધાર્યું કે મુસ્તફા દ્રવ્યશોકને લીધે ભ્રમિત બની ગએલો હોવો જોઇએ, અને એ ચિતભ્રમ અવસ્થામાં તેને જ્યાં ત્યાં એ સ્ત્રીનો જ ભાસ થતો હોવો જોઇએ. મુસ્તફા પણ પોતાના મિત્રના મનની શંકા કળી ગયો. તેથી તેણે ખુદાના કસમ ખાઇને શાંત અને ગંભિરપણે પોતાનો વિચાર જણાવ્યો અને તેમાં પોતાને સહાય કરવાની માગણી કરી. જ્યારે મુસ્તફા આટલા આગ્રહપૂર્વક કહે છે ત્યારે તેમાં કાંઇ પણ રહસ્ય હશે એમ તેના મિત્રે ધાર્યું. તો પણ જાહેરમાં તે મુસ્તફા સાથે સંબંધ રાખવાને ખુશ નહોતો. છેવટે તેણે કહ્યું:. "દોસ્ત ! તું કહે છે તે તદ્દન ખરૂં પણ હોય, તો પણ અત્યારે હવે રાત્રી પડી ગએલી હોવાથી અત્યારે ને અત્યારે કાંઇ બની શકશે નહિ. કેમકે બધાં રોજા છોડવાની ધમાલમાં હશે એટલે કોઇ તમારૂં સાંભળશે નહિ; અને કદાચ તમોને રાત્રીભર પુરહેજ કરી રાખશે.

માટે હવે તો કાલે સ્હવારે તમે દરબારગઢમાં જજો અને જે યોગ્ય લાગે તે કરજો. હું તમારી સાથે ત્યાં આવી શકીશ નહિ. મારી ગાડી તમને આપીશ, જે નદીના આ કિનારા સુધી તમને પહોંચાડી જશે. ત્યાંથી હોડીમાં બેસી તમે તમારી મેળે ગામમાં જજો."

મુસ્તફાને પણ પોતાના મિત્રની સલાહ ઠીક લાગી. જો કે એ રાત્રીએ તેને બિલકુલ નિંદ્રા આવી નહિ. બીજે રોજ સ્હવારે તે વ્હેલો ઊઠયો. પોતાના મિત્રની ગાડી જોડાવીને નદી સુધી ગયો. હજી સુધી હોડી ચાલુ થઇ નહોતી એટલે થોડી વાર તેને રોકાવું પડયું. હોડી આવતાં તે તેમાં બેસીને નદીપાર ગયો. ત્યાંથી પગે ચાલતો શહેરના દરવાજામાં થઇને દરબારગઢ તરફ જવા લાગ્યો.

આ તરફ રાધા સાધ્વી લક્ષ્મીદેવી તથા અજયસિંહને વિદાય કરીને જે રાજપૂતને ત્યાં ઉતરી હતી તેને ઘેર આવી. રાત્રે તે સુઇ રહી. લક્ષ્મીદેવી સાથે નહિ જતાં દોલતાબાદમાં રોકાવામાં તેનો ખાસ ઉદ્દેશ હતો. દુનિયાનો તેને પુષ્કળ અનુભવ હતો. મોટી કુશળતા અને ચતુરાઇથી યોજેલી યુક્તિ પણ ઘણી વાર છેક છેલ્લી ઘડીએ નિષ્ફળ જાય છે એ વાત તે જાણીતી હતી. તેથી પોતે જે યુક્તિ યોજી હતી તે પાર પડે-લક્ષ્મીદેવી અજયસિંહ સાથે નિર્વિઘ્નપણે ઉજ્જયની પહોંચી જાય ત્યાં સુધી દોલતાબાદ છોડવું નહિ એવો તેનો વિચાર હતો. વળી જે રાજપૂતને ત્યાં પોતે ઉતરી હતી તેનો પણ લક્ષ્મીદેવીને ન્હસાડવામાં હાથ હોવાથી કદાચ આ વાત બહાર આવે તો તેને નુકસાન થવાનો સંભવ હતો. એ ઉપરથી પોતાની યુક્તિ સંપૂર્ણપણે પાર ઉતરે ત્યાં સુધી અહીં રોકાવું અને જનાનખાનાની ચિકિત્સા જોયા કરવી એવો તેણે નિશ્ચય કર્યો હતો.

બીજે દિવસે સ્હવારે ઊઠીને તે પોતાનાં ઓષધોનો વાટવો લેઇને દરબારગઢમાં ગઇ. ત્યાં જવામાં તેનો હેતુ માત્ર ત્યાં શું શું બને છે તે જાણવાનો જ હતો. તેણે પોતાનાં ઓષધોની પ્રશંસા કરનારી એતો બોલવા માંડી, એટલે ત્યાંના સિપાઇઓ, ગુલામો અને બીજાં માણુસો તેની આસપાસ એકઠા થવા લાગ્યાં. તે તેમને પોતાના પાસેનાં અનેક પ્રકારનાં ઓષધો, તેલ, અત્તર વગેરે વેચવા લાગી. પરંતુ તે દરમિયાન પોતાની આસપાસ શી વાતચીત ચાલે છે એ જાણવા તરફ જ તેનું લક્ષ હતું.

એટલામાં થોડા સમય પછી મુસ્તફા યાકુબ ત્યાં આવી પહોંચ્યો. તેને જોઇને એક સિપાઇ બોલી ઊઠ્યોઃ "જોયો, પેલો બદમાશ મુસ્તફા! એ હરામખોરે વિષપાનથી બિમાર બનેલી છોકરી માસાહેબને વેચી હતી!"

"અને એટલા માટે જ પરમ દિવસ રાત્રે તેને પચાશ ફટકાની સજા કરીને ગામમાં ફરીથી દાખલ નહિ થવાની તાકીદ આપીને કાઢી મેલ્યો હતો!" બીજો વચ્ચે પૂરાયો.

"એમ છતાં પણ આ હરામખોર શું આપણી દાઢીના મશ્કરી કરવા અહીં આવ્યો છે? ઠીક છે. પકડો એ પાજીને અને લેઇ ચાલો માસાહેબ પાસે! હવે એનો માત્ર ફટકાથી જ છૂટકો થવાનો નથી. હવે તો 'રેશમી દોરી' જ તેની આ ધીટતાનો બદલો આપશે!" ત્રીજો સિપાઇ જરા ગુસ્સાપૂર્વક બોલ્યો.

'રેશમી દોરી'નો ભાવાર્થ વાચકો કદાચ સમજી શક્યા નહિ હોય. જનાનખાનામાં સુલતાના–વાલીદાની તહેનાતમાં રહેનારા હબશી ગુલામોની દરેકની પાસે રેશમી ગુંથેલી અને મીણ પાયેલી મજબૂત

દોરી રહેતી હતી. જ્યારે સુલતાના-વાલીદાનો કોઇના પર ભયંકર ગુસ્સો ઉતરે ત્યારે તે 'રેશમી દોરી'ની સજા કરવાનું ફરમાન કરતી; એટલે એ ગુલામો આરોપીને પકડી રાખતા તથા એક ગુલામ તેના ગળામાં પોતાની પાસેની રેશમની દોરીનો ફાંસો નાખીને તે દોરી બે હાથે જોરથી ખેંચતો એટલે અલ્પ સમયમાં આરોપી ગતપ્રાણ થઇ જતો. તે આરોપીને દફનાવવાને માટે કાંઇ પણ ધાર્મિક ક્રિયા કરવામાં આવતી નહિ, પરંતુ તેના મડદાને જનાનખાનાના એક એકાન્ત ભાગમાં જ દાટી દેવામાં આવતું હતું. આ 'રેશમી દોરી'નો ભય એટલો બધો હતો કે તેને લીધે રાજ્યનો મોટો અધિકારી પણ સુલતાના-વાલીદાથી કાંપતો રહેતો હતો.

'રેશમી દોરી'નું નામ સાંભળીને ભયથી કમ્પતો મુસ્તફા યાકુબ અતિ નમ્રતાપૂર્વક બોલ્યો: "ખાન સાહેબ! હું કાંઇ આપની દાઢીની મશ્કરી કરવાને આવ્યો નથી; પરંતુ આપણી બધાની દાઢીમાં ધૂળ ઘાલીને જે લોકો માસાહેબનો ભયંકર અપરાધ કરી ન્હાસી ગયાં છે અને જેમણે મને વિના વાંકે સજા કરાવી છે, તેમની બદમાશીની ખબર કરવાને આવ્યો છું. 'રેશમી દોરી'ની સજા મને નહિ પણ તેમને થવી જોઇએ!"

"પણ આ તું ગાંડાની માફક શો બકબકારો કરી રહ્યો છે!" તે સિપાઇઓના નાયક જેવા લાગતા એક માણસે સવાલ કર્યો.

"હું એજ કહેવા માગું છું કે જે છોકરી મેં માસાહેબને વેચી હતી તે જીવતી છે અને—"

"સૂવર કા બચ્ચા!" નાયક ક્રોધથી રાતોતાતો થતો બોલ્યો: "હજી પણ લબાડી! પણ યાદ રાખ બચ્ચા! તું ગમે તેવી બ-

નાવટી વાત ઊભી કરે, પણ હવે અહીંથી છુટનાર નથી ! " એમ કહીને નાયકે મુસ્તફાનું કાંડું પકડીને જોરથી ખટખટાવ્યું.

પોતાના હાથને દાબતો અને તેમાં થતી વેદના સહન કરતો મુસ્તફા બોલ્યો: " સાહેબ ! હું, ખુદાના કસમ–આપણા મહાન્ પયગંબર સાહેબના કસમ ખાઇને કહું છું કે હું એક પણ શબ્દ ખોટો કહેતો નથી. લક્ષ્મી–એ સુંદર છોકરી જીવતી જ છે. મેં મારી સગી આંખે તેને જોઇ છે. તે એક બીજી છોકરી સાથે ગાડીમાં બેસીને પલાયન કરી જતી હતી. તેની પાછળ ત્રણ ઘોડેસ્વારો હથિયારબંધ પોતાના ઘોડા દપટાવતા જતા હતા. "

" યા ખુદા ! " એક સિપાઇ બોલ્યો: " આ માણસ નક્કી ગાંડો બની ગયેલો હોવો જોઇએ ! "

" હું ગાંડોયે નથી તેમ જૂઠ્ઠું પણ કહેતો નથી. હું તદ્દન શુદ્ધિમાં છું અને મારા કથનનો શબ્દે શબ્દ સાચો છે. મને જલ્દીથી કિસલર આગા પાસે લેઇ જાઓ. ઢીલ કરવામાં માસાહેબ ગુસ્સે થવાનો સંભવ છે. " મુસ્તફા આતુરતાપૂર્વક બોલ્યો.

નાયકે વિચાર્યું કે 'આ માણસ કદાચ ખરૂં બોલતો હોય અને આપણે કિસલર આગા પાસે તેને નહિ લેઇ જઇએ તો વખતે ' રેશમી દોરી ' નો ફાંસો એના ગળામાં આવતાં પહેલાં આપણા જ ગળામાં પડશે !' એમ વિચાર કરીને તે મુસ્તફા યાકુબનું કાંડું પકડીને તેને જનાનખાનામાં કિસલર આગા પાસે લેઇ ગયો.

રાધાએ આ બધી વાતચીત શ્રવણ કરી હતી. તે હવે વિશેષ જાણવા માટે ત્યાં થોભી નહિ. તેને વિચાર આવ્યો કે ' આ બાબતની તપાસ થતાં હું જે રાજપૂતને ત્યાં ઉતરી છું તેને પહેલો

પકડવામાં આવશે અને તેના ઉપર સુલતાના-વાલીદાનો તમામ રોષ ઉતરશે. માટે જલ્દી જઇને તેનો બચાવ કરવો જોઇએ.'

એમ વિચાર કરીને તે ઝપાટાબંધ ચાલતી પોતાના મકાને જઇ પહોંચી. ત્યાં રાજપૂત અને તેની સ્ત્રી બેઠાં હતાં. રાધાએ તેમને ટુંકાણમાં પ્રસ્તુત હકીકત જણાવી. તે સાંભળીને રાજપૂત તો ગભરાઇ જ ગયો અને તેની સ્ત્રી રોકકળ કરવા લાગી. તેમને બન્નેને શાંત પાડતાં રાધા બોલી: "હજી પણ પૂરતો સમય છે. મેં તમને અત્યાર પહેલાં જે કાંઇ આપ્યું છે ટેટલાથી તમે જીવો ત્યાં સુધી તમારે ગુજરાનને માટે ચિંતા કરવી પડે તેમ નથી. છતાં પણ જે પ્રમાનીપૂર્વક તમે ભયંકર જોખમ માથે વ્હોરી લીધું છે તેના બદલા તરીકે આ હું તમને આપું છું." એટલું કહીને રાધાએ પોતાના વાટવામાંથી એક ડાબડો કાઢીને તેમાંથી બે નાનાં રત્નો આપ્યાં અને કહ્યું: "આ બે રત્નોની ઓછામાં ઓછી દશ હજાર સોના મહોર ઉપજશે. એટલાથી તમે તમારૂં જીવન સુખ અને આનંદપૂર્વક ગાળી શકશો."

રાજપૂત અને તેની સ્ત્રીને આ રત્નો જોઇને તથા રાધાનું ભાષણ સાંભળીને ધીરજ આવી. તે બન્ને જણાંએ રાધાની સલાહથી ઘરમાંનાં જૂનાં પાનાં વસ્ત્રો પહેરી લીધાં અને પોતાની પાસેની સોનામહોરો તથા આ બે રત્નો તથા બીજું જવાહીર જે અગાઉ રાધાએ તેમને આપ્યું હતું તે પેલા રાજપૂતે એક દોરીની ગુંથેલી વાંસળીમાં નાખીને તે વાંસળી કમરે બાંધી દીધી. તે બન્ને જુદા જુદા રસ્તેથી મકાનમાંથી નિકળીને સહિસલામત વિદાય થઇ ગયાં.

એ બન્ને જણા મકાનમાંથી સુખરૂપ બહાર નિકળી ગયા બાદ રાધા સાધ્વીએ પોતે પણ વેષાંતર કરીને ત્યાંથી પસાર થઇ જવાની

તૈયારી કરવા માંડી, પરંતુ એટલામાં કેટલાક લશ્કરી સિપાઇઓની સાથે એક લશ્કરી અધિકારી ત્યાં હાજર થયો અને સિપાઇઓને ઘરની આસપાસ ફરી વળવાનું જણાવી તે બે ત્રણ સિપાઇઓ સાથે મકાનની અંદર દાખલ થયો. તેને જોતાં જ રાધા સાધ્વી બધો મામલો કળી ગઇ. તે અધિકારીએ રાધાને કેદ કરવાનો પોતાના માણસોને હુકમ કર્યો. તે સાંભળીને રાધા બોલી કે " હું તો ગરીબ સાધુડી છું અને આ લોકોને ત્યાં બે-ત્રણ દિવસથી મ્હેમાન તરીકે આવી છું." પરંતુ તેના કથન તરફ લક્ષ નહિ આપતાં સિપાઇઓએ તેના હાથમાં બેડી ઠોકી દીધી. આખા ઘરની તપાસ કરવામાં આવી પરંતુ રાધા સિવાય બીજું કોઇ ત્યાં મળી આવ્યું નહિ. જે ગુલામને તારખાનાએ, પેલા રાજપૂતને પાલખી લેઇને આવવાનું કહેવા માટે મોકલ્યો હતો, તે પણ આ મકાન બતાવવાને અત્યારે સાથે જ આવ્યો હતો. તેણે કહ્યું કે " અહીંયા આ સ્ત્રી ઉપરાંત એક રાજપૂત અને તેની સ્ત્રી બે જણાં હતાં." એ બે જણાંને માટે તેમણે ઘણી તપાસ કરી. મકાનનો ખૂણે ખૂણો શોધી વળ્યા. પેટી, પટારા, કોઠીઓ વગેરે તમામ ખોલીને તપાસ્યું, પરંતુ તેમનો પત્તો ખાધો નહિ. એટલે તેઓ ન્હાસી ગએલાં હોવાં જોઇએ એમ ધારીને તેમના સંબંધી લશ્કરી અધિકારીએ રાધાને કેટલાક પ્રશ્નો કર્યા. પરંતુ તેણે તેનો કાંઇ પણ જવાબ આપ્યો નહિ. એથી લશ્કરી અધિકારીએ વિશેષ સમય નહિ ગૂમાવતાં પેલા ગુલામની સાથે ત્રણ સિપાઇઓને શહેરમાં પેલાં બે જણાંની શોધને માટે મોકલી આપ્યા અને આ મકાનમાં જે કોઇ માણસ હાથ લાગે તેને કેદ કરીને લાવવાનો માસાહેબનો હુકમ હોવાથી રાધાની ગમે તેટલી આજીજી છતાંએ તે અધિકારી તેને પોતાની સાથે દરબારગઢમાં લેઇ ચાલ્યો.

હવે આપણે પુનઃ મુસ્તફા તરફ વળીએ. મુસ્તફાએ કિસલર આગા પાસે જઇને તમામ હકીકત તેને જણાવી. કિસલર આગાનો પણ પ્રથમ તો તેની વાત ઉપર વિશ્વાસ બેઠો નહિ, પરંતુ જેમ જેમ પુષ્કળ સમ સોગાન ખાઇને, જરા પણ સંકોચાયા વગર, વિશેષ આગ્રહ પૂર્વક મુસ્તફા યાકુબ પોતાની વાત કરવા લાગ્યો, તેમ તેમ તેની વાતમાં કાંઇ પણ તથ્યાંશ હોવું જોઇએ એમ કિસલર આગાને લાગ્યું; અને તેણે આ પ્રકરણની પૂર્ણ ચોકસી કરવાનો વિચાર કર્યો. આ વખતે તેને, જે રાત્રીએ લક્ષ્મીદેવી મૃતવત્ સ્થિતિમાં પડી હતી અને તારખાના તથા સુમતી તેની પાસે બેઠી હતી તે વખતે કાંઇ કામ પ્રસંગે પોતે ત્યાં જતાં તારખાના અને સુમતીને પોતાને જોઇને થએલો ક્ષોભ યાદ આવ્યો. એ વખતે એ બન્ને જણાં લક્ષ્મીદેવીના મૃત્યુથી ઉપજેલા શોકને લીધે ક્ષુબ્ધ બની ગયાં હશે એમ તેણે ધાર્યું હતું. પરંતુ અત્યારે તેને સંશય આવ્યો કે કદાચ સુલતાના–તારખાના પણ આ ભેદમાં સામેલ હોય તો ના નહિ ! તેણે પ્રથમ તો સુલતાના–વાલીદાના નામથી જે સ્થળે લક્ષ્મીદેવીના શબને લેઇ જવામાં આવ્યું હતું ત્યાં જઇને ત્યાં રહેતા રાજપૂત તથા બીજું જે કોઇ એ મકાનમાંથી મળી આવે તેને પકડીને હાજર કરવાનો સિપાઇઓના અધિકારીને હુકમ કર્યો અને મુસ્તફાને પણ હાલ તુરત પરહેજ રાખવાની સૂચના કરી.

પછી તે આ બધી હકીકત માસાહેબના કાન ઉપર નાખતાં પહેલાં તેનો થોડોક ઇશારો તારાખાનાને કરી દેવાનું ઇષ્ટ માનીને પ્રથમ તારખાના પાસે ગયો. તેણે વિચાર્યું કે ' જો તારખાના ઉપર કાંઇ પણ આફત આવી પડશે તોપણ તેના ઉપર નવાબ

સાહેબને વિશેષ પ્રેમ હોવાને લીધે તે એ આફતમાંથી મુક્ત થઇ શકશે; પરંતુ જો હું તેને અગાઉથી સાવચેત નહિ કરૂં તો તેનો રોષ મારા ઉપર ઉતરશે અને મારે તેને લીધે કાંઇક સહન કરવું પડશે.' એમ વિચાર કરીને તેણે તારખાના પાસે જઇને તેને પોતાના જાણવામાં આવેલી તમામ હકીકત કહી. પોતાના હૃદયમાં તેના માટે ઉદ્‌ભવેલા સંશયનો લેશ પણ ભાસ તારખાનાને થવા દીધો નહિ.

પછી જ્યારે તે સુલતાના–વાલીદા પાસે ગયો અને તેને આ હકીકત કહેવા લાગ્યો ત્યારે પણ તારખાનાને ઉપજેલા ક્ષોભ સંબંધી તેણે ચકાર સરખો કર્યો નહિ. સુલતાના–વાલીદા પણ પ્રથમ તો આ વાત સાંભળીને વિસ્મિત બની ગઇ. પોતાના અનુભવી હકીમો પણ ભૂલમાં પડી ગયા એવી મૃતવત્ સ્થિતિમાં લક્ષ્મીદેવી કેવી રીતે આવી શકી અને તેમ છતાં તે કેવી રીતે પાછી જીવતી થઇ શકી એ કોયડો તે ઉકેલી શકી નહિ. એ વખતે પેલા સિપાઇઓ જે રાજપૂતને પકડવાને ગયા હતા તે પાછા આવ્યા. તેમણે રાધા સાધ્વી કિસલર આગાના ગુલામોને સુપ્રત કરી. તે ગુલામોની સાથે સિપાઇઓનો અધિકારી સુલતાના–વાલીદા પાસે આવ્યો અને કુરનસ બજાવીને બોલ્યો: " માસાહેબ ! એ મકાનમાં એક રાજપૂત તથા તેની સ્ત્રી રહેતાં હતાં. પરંતુ અમે જ્યારે ગયા ત્યારે આ બાઇ સિવાય બીજું કોઇ પણ ત્યાં નહોતું. એ ઉપરથી એમ લાગે છે કે પેલો રાજપૂત અને તેની સ્ત્રી ભાગી ગએલાં હોવાં જોઇએ."

એ સાંભળીને સુલતાના–વાલીદાની શંકા વિશેષ દૃઢ થઇ. તેણે રાધા સાધ્વીની જડતી લેવાનું પોતાના ગુલામોને ફરમાવ્યું તો તેની

પાસેથી એક ઓષધનો વાટવો મળી આવ્યો. તે જોતાં જ સુલતાના-વાલીદાએ પોતાના હકીમોને બોલાવી મંગાવ્યાં અને તેમની પાસે આ વાટવામાંનાં ઓષધોની તપાસ કરાવી. હકીમો કેટલાંક ઓષધોને તો તુરત ઓળખી શકયા પણ બીજાં કેટલાંક ઓષધોનો પ્રયોગ કર્યા સિવાય ઓળખી શકાય એમ નથી એ પ્રમાણે તેમણે જણાવ્યું. સુલતાના–વાલીદાએ તેમને એ ઓષધો પ્રયોગો કરીને તેમાં કેવા પ્રકારનો ગુણ રહેલો છે તે જણાવવાની સૂચના કરી. એ હકીમો તે ઓષધો પોતાની સાથે લેઇ ગયા. લક્ષ્મીદેવી જીવતી થઇને ન્હાસી ગયાની બાતમી આ હકીમોને પણ મળી હતી. તેથી તેમણે આમાં એકાદ સુશુપ્તિમાં નાખી દેનારૂં ઓષધ છે કે નહિ એ જાણવાને માટે સર્વ ઓષધો તપાસવામાં પોતાના જ્ઞાન અને અનુભવનો સંપૂર્ણ ઉપયોગ કર્યો; પણ વ્યર્થ ! છેવટે એક પ્રહર બાદ તે હકીમો માસાહેબ પાસે આવ્યા અને તેમણે ગાંભિર્યપૂર્વક પોતાનો અભિપ્રાય પ્રદર્શિત કર્યો કે " આ ઓષધોમાંનાં કેટલાંક ખનિજ પદાર્થોમાંથી બનાવેલાં છે, જ્યારે કેટલાંક કેવળ વનસ્પતિમાંથી બનાવેલાં છે. તે ખાવાના કિંવા ચોપડવાના ઉપયોગમાં આવી શકે તેવાં છે, પુરંતુ સુશુપ્તિ કે મૃત્યુવત્ સ્થિતિ આણનારૂં એક પણ ઓષધ આમાં માલૂમ પડતું નથી ! "

પછી સુલતાના–વાલીદા તારખાના પાસે ગઇ. તારખાના ઉપર તેને કોઇ જાતનો સંશય આવ્યો નહોતો તદપિ તે એ વખત લક્ષ્મીદેવી પાસે ગએલી હોવાથી, તેને પૂછવાથી કદાચ આ બનાવમાં કાંઇક વિશેષ પ્રકાશ પડશે એવા આશયથી તે તારખાના પાસે ગઇ હતી. તારખાના પણ અગાઉથી તૈયાર થઇ રહી હતી. આપણે

જાણીએ છીએ કે તેને આ હકીકતની પૂરેપૂરી માહિતી હતી. પણ પોતાનો આ ખટપટમાં પણ જરા પણ હાથ છે એમ જણાઇ આવતાં પોતાના તો બાર જ વાગી જવાના, એવી તેની ખાત્રી હતી. તેથી સુલતાના-વાલીદા પાસેથી આ વાત સાંભળીને પોતે અત્યંત આશ્ચર્ય-ચકિત બની ગઇ હોય એવો દેખાવ તેણે કર્યો. તેણે પોતાનો વેશ એટલી કુશળતાપૂર્વક ભજવ્યો કે લક્ષ્મીદેવીના પલાયન થવામાં તારખાનાનો કાંઇ પણ હાથ છે એવી સુલતાના-વાલીદાને શંકા આવી નહિ. તેમજ તારખાના સાથેની વાતચીત દ્વારા પણ તે કાંઇ વિશેષ જાણી શકી નહિ. તારખાનાએ આ ભાષણપ્રસંગ એવા કૌશલ્યપૂર્વક પાર પાડયો કે સુલતાના-વાલીદાના મનમાં તારખાના માટે અધિક વિશ્વાસ અને વિશેષ આદરબુદ્ધિ જ ઉત્પન્ન થઇ!

પછી તેણે રાધા સાધ્વીની જુબાની લેવાનો પ્રારંભ કર્યો. રાધા સંપૂર્ણ શાંતિ અને ધૈર્યપૂર્વક સુલતાના-વાલીદાની સમક્ષ આવીને, તેમને મુસલમાની રિવાજપૂર્વક કુરનસ બજાવીને ઊભી રહી.

" બાઇ! તું ગમે તે હો, પણ તેં મોટો પ્રપંચ રચ્યો છે, અને તે પણ સુલતાના-વાલીદાની સામે!" સુલતાના-વાલીદા બોલી: " એ વાત ધ્યાનમાં રાખીને તું તમામ હકીકત ખરેખરી કહી દેજે. સર્વ પ્રકાર અમારા જાણવામાં આવ્યો છે એ તો તને માલૂમ હશે જ?"

રાધા બોલી: " જ્યારે તમામ વાત આપના જાણવામાં આવી છે ત્યારે હું આપને નવીન શું જણાવી શકું તેમ છું? હવે તો આપ જે શિક્ષા ફરમાવો તેજ મારે ભોગવવાનું બાકી રહ્યું છે."

" ત્યારે," વાલીદા બોલી: " લક્ષ્મીના પલાયનના અપરાધમાં મુખ્ય ગુન્હેગાર તુંજ છે, એ તું કબૂલ કરે છે ને?"

"મોટું શા માટે કહું !" રાધાએ ગંભિરતાથી કહ્યું: "એ કૃત્ય કરવામાં મોટું જોખમ સમાયેલું છે એ હું સમજતી જ હતી. તદપિ એ કાર્ય કરવાની મારા મનોદેવતાએ મને પ્રેરણા કરી, તેથી મેં કર્યું છે તેનું સારૂં કિંવા નરસું જે પરિણામ આવે તે મારે ભોગવવુંજ જોઇએ."

"પણ એક વાત તું જણાવી શકે તેમ છે." સુલતાનાએ પૂછ્યું: "એટલું માત્ર જણાવ કે એવું તેં કયું ઔષધ તેને આપ્યું કે એથી તે છોકરી એટલી બેશુદ્ધ, ઠંડીગાર મૃતવત્ સ્થિતિમાં પડી ગઇ ?"

રાધાએ જવાબ આપ્યો: "જો આ પ્રશ્ન આપ કેવળ આપની ઉત્કંઠાને સમાવવાને માટે જ કરતાં હો તો તેનો ઉત્તર મારી પાસેથી મળી શકે તેમ નથી. પણ જો વૈદ્યકીય જ્ઞાનની પ્રાપ્તિને અર્થે આપ મને પૂછતાં હો તો હું ઘણી ખુશીની સાથે જણાવીશ."

સુલતાના–વાલીદાને રાધાના આ પ્રશ્નથી જરા ક્રોધ ઉપજ્યો ખરો, પરંતુ તે પ્રકટ થવા ન દેતાં તે બોલી: "બાઇ ! વૈદ્યકીય જ્ઞાનની પ્રાપ્તિને માટે જ એ પ્રશ્ન મેં તને કર્યો છે !"

રાધાએ પૂછ્યું: "પણ એ ઔષધ હું આપને બતાવું તો આપ તેનો ઉપયોગ કેવી રીતે કરશો ? અને જ્યાં સુધી તેનો ઉપયોગ નહિ થાય ત્યાં સુધી આપની ખાત્રી પણ શી રીતે થશે?"

સુલતાના બોલી: "એ તારી વાત ખરી છે. પરંતુ એ ઔષધથી થએલી મૃતવત્ સ્થિતિને દૂર કરીને પાછી પૂર્વવત્ સ્થિતિ આણનારૂં ઔષધ પણ તારી પાસે હોવું જ જોઇએ. જો કદાચિત્ કોઇનું અકસ્માત મૃત્યુ થાય તો એ બીજા ઔષધથી મૃત્યુ પામેલાને જીવતો કરી શકાય કે નહિ ?"

—“હા, મારી પાસે એ બીજું પણ ઔષધ છે ખરૂં.” રાધા બોલી: “આપનો તર્ક ખરો છે. પણ એક વખત ખરેખર મૃત્યુ આવ્યું એટલે મરણ પામેલા મનુષ્ય ઉપર કોઇ પણ ઔષધની જરી પણ અસર થઇ શકે નહિ. પ્રાણી માત્રના જીવન મરણની દોરી તો ઇશ્વરે પોતાના હાથમાં જ રાખેલી છે. માત્ર જો મરણ તદ્દન સમીપ આવ્યું હોય તે વખતે એ ઔષધનો ઉપયોગ કરવામાં આવે તો એ ખાત્રીપૂર્વક મૃત્યુને દૂર હઠાવી શકે ખરૂં. આપે ભોપાળના જુહારમલ નામના વૈદ્યનું નામ તો સાંભળ્યું જ હશે. તેમણે કેટલાક ભયંકર રોગથી પિડાતા મનુષ્યોને સાજા કર્યાની તથા મૃત્યુમુખમાં આવી પડેલાને જીવન્ત બનાવ્યાની હકીકત પણ આપના કાન ઉપર આવી હશે!”

“હા,” સુલતાના—વાલીદા કુતૂહલપૂર્વક બોલી: “જુહારમલે કરેલા ઘણા ચમત્કાર મારા જાણવામાં છે. શું એ વૈદ્ય પાસેનાં જ ઔષધો તારી પાસે છે?”

“હું તે જ જુહારમલ વૈદ્યની પુત્રી છું એમ જણાવ્યા પછી તેમનાં ઔષધોનું મને જ્ઞાન છે એ કહેવાની જરૂર રહેતી નથી.”

“તું જુહારમલ જેવા વિખ્યાત વૈદ્યની કન્યા હોવા છતાં આમ ભટકતી કેમ ફરે છે?” વાલીદાએ આશ્ચર્યના ભાવપૂર્વક પૂછ્યું: “તેં લક્ષ્મી પાસેથી પુષ્કળ દ્રવ્ય લેઇને જ આ ઔષધનો પ્રયોગ તેના ઉપર કર્યો હશે! એવા ગેરકાયદેસર માર્ગના કરતાં જો તું ન્યાય માર્ગે તારો વૈદ્યકનો ધંધો ચલાવે તો તું અઢળક સંપત્તિની માલિક બની શકે?”

“માસાહેબ! આપનું કહેવું ખરૂં છે.” રાધા હસતી હસતી બોલી: “પણ મારા ઔષધનો ઉપયોગ કરવામાં હું કોઇની સલાહ

લેવા ઇચ્છતી નથી. વળી આપના માનવા મુજબ લક્ષ્મીજાઇને ઓષધ આપીને મેં તેમની પાસેથી તેનો બદલો લીધો જ નથી. કેમકે પૈસાની મારે જરૂર જ નથી. મારૂં એ કાર્ય આપને ગેરકાયદેસર લાગ્યું હોય પરંતુ મને તો તે તદ્દન ન્યાયયુક્ત અને વાજબી જ લાગ્યું છે. મારી સાંપ્રત અવસ્થા વિષે આપે કરેલા પ્રશ્નના જવાબમાં તો મારે એટલું જ કહેવાનું છે કે મારી કેટલીક અંગત બાબતોને લીધે આજન્મપર્યંત આવી સ્થિતિમાં ભટકતી જ રહેવાનો મેં નિશ્ચય કર્યો છે !"

"પણ, જવા દે એ વાત !" સુલતાના–વાલીદા બોલી: "મારે તારી અંગત હકીકત જાણીને શું કરવું છે ! વાર કહે, તું તારૂં આ ઓષધ લોકોપકારને માટે મને જણાવીશ કે નહિ ?"

"રાધા સાધ્વીએ થોડોક સમય વિચાર કર્યા પછી કહ્યું: "ફક્ત એક શરતે હું તે આપને કહીશ !"

"એ શરત કઇ ?" વાલીદાએ પ્રશ્ન કર્યો: "પરંતુ એ સવાલ મારે તને શા માટે કરવો જોઇએ ? કારણકે તું મારી પાસે જીવિતદાનની માગણી કરીશ ! પણ તારો અપરાધ એટલો ઘોર છે કે તેને માટે તને સખ્તમાં સખ્ત સજા થવી જોઇએ. એટલે હું તને છોડી શકીશ નહિ !"

"તેનું પરિણામ એ આવશે કે આ ઔષધના જ્ઞાનનો પણ મારી સાથે આ દુનિયામાંથી સદાને માટે લોપ થઇ જશે !" રાધાએ ભીતિના લેશ પણ આવિર્ભાવ સિવાય નિશ્ચયપૂર્વક કહ્યું.

"કદાચિત્ હું તને પ્રાણદાન આપું, તોપણ તારે જીવન પર્યંત બંદીવાસ તો ભોગવવોજ પડશે !" સુલતાના–વાલીદા બોલી.

—બા સાહેબ !” રાધા બોલી: “ સ્વાતંત્ર્ય વિનાના જીવનની હું એક તરખલા જેટલી પણ કિંમત માનતી નથી. આપ ખુશીથી આજે જ–અત્યારે જ મારો પ્રાણ લ્યો ! મારે, આપને અને આખી દુનિયાને જ્યારે ત્યારે એક દિવસ મરવું તો છેજ ! તો પછી મરણનો ભય શા માટે ? ”

“ કેવી વિચિત્ર સ્ત્રી છે ને ? ” સુલતાના–વાલીદા બોલી: “ પણ સમજ કે હું તંને તારો અપરાધ માફ કરીને મુક્ત કરૂં; તો તું તારાં બન્ને ઔષધોમાં રહેલી શક્તિ સંબંધી મારા હકીમોની ખાત્રી કેવી રીતે કરી શકીશ ? ”

“ પ્રત્યક્ષ પ્રયોગ કરીને બતાવ્યા સિવાય તેના ગુણોનું વર્ણન માત્ર કર્યાથી ખાત્રી થઇ શકશે નહિ. ” રાધા બોલી: “ હું આ જનાનખાનાના બગીચામાં થઇને આવતી હતી તે વખતે કેટલીક વનસ્પતિ મારા જોવામાં આવી હતી. તેમાંથી કોઇનાં પાન, કોઇનાં ફૂલ અને કોઇના મૂળ લેઇને તેનો રસ કાઢીને જો હું આપના હકીમોને કહું કે આ રસ આલોકનું અમૃત છે, તો તેઓ એ સાંભળીને હસશે અને તેમના શબ્દો ઉપર વિશ્વાસ રાખીને આપ પણ મને ગાંડી કિંવા લબાડ ગણીને મારો પ્રાણ લેશો ! પણ બાઇસાહેબ ! મારાં બન્ને ઔષધોનો મારા પોતાના ઉપર પ્રયોગ કરીને હું આપને બતાવી આપીશ કે મેં એક અક્ષર પણ આપની પાસે ખોટો કહ્યો નથી અથવા જરા પણ અતિશયોક્તિ કરી નથી. પછી આપના ઠરાવ મુજબ મારો છૂટકો કરજો કિંવા આપની ખુશી હોય તો મારો પ્રાણ લેજો ! ”

“ બરોબર છે. ” સુલતાના–વાલીદા બોલી: “ તારાં ઔ-

ષધોના કસોટીને માટે તું તારો પોતાનો જ પ્રાણ જોખમમાં નાખવાને તૈયાર થઇ છે તે જોઇને મને પણ તારા વચન ઉપર કાંઇક વિશ્વાસ બેસે છે. જો તારાં ઓષધ ખરાં ઠરે તો તો ઠીક, નહિ તો તારા પ્રથમના ઓષધથી તું તારે હાથે જ તારો ઘાત કરીશ; એટલે પછી તને શિક્ષા કરવાની જરૂર પણ નહિ રહે !"

"કબૂલ !" રાધા શાંતપણે બોલી.

આટલું ભાષણ થયા પછી રાધાને ત્યાંથી લેઇ જવાની સુલતાના–વાલીદાએ કિસલર આગાને આજ્ઞા કરી. તેણે રાધાને માત્ર નજરકેદ રાખવાનો હુકમ કર્યો હતો. તે પછી તેણે કેટલાક ઘોડેસ્વારોને લક્ષ્મીને પકડી લાવવાને માટે તેની પાછળ મોકલવાની પણ સૂચના કરી. પછી કિસલર આગાએ મુસ્તફાનું શું કરવું, એવો પ્રશ્ન કરતાં સુલતાના–વાલીદાએ તેને છોડી દેવાની પરવાનગી આપી અને તેને કરેલી સજા રદ કરીને તેની તમામ મીલકત તેને સોંપી દેવાની આજ્ઞા કરી. એ હુકમ સાંભળતાં મુસ્તફા યાકુબ પોતાની પીઠ ઉપર પડેલા ફટકાનું દુઃખ તો તદ્દન વિસરી જ ગયો.

આ પ્રમાણે આ બનાવનો અંત આવેલો જોઇને સુલતાના તારખાનાને પણ અત્યંત સંતોષ થયો. રાધાએ બધો અપરાધ પોતાને શિરે જ લેઇ લેવાથી તારખાના કિંવા બીજા કોઇને ભય ધરવાનું કારણ રહ્યું નહોતું. સુલતાના–વાલીદાની આજ્ઞા મુજબ કિસલર આગાએ તરત જ ઘોડેસ્વારની એક ટુકડીને લક્ષ્મીદેવી અને સુમતીના રૂપરંગનો ખ્યાલ આપીને તેમની પાછળ તેમને પકડવાને મોકલ્યા.



# પ્રકરણ ૨૯ મું.

## માર્ગમાં.

સુલતાના–વાલીદાએ રાધાનાં ઔષધોની પરીક્ષા લીધી કે નહિ, ન લીધી તો તે શા કારણથી, એ જાણવાનુ હાલ તુરત મુલતવી રાખીને આપણે આપણી નવલકથાની નાયિકાના પ્રવાસ તરફ વળીએ. અજયસિંહ અને તેના સેવકો પાસેના અશ્વો તેજદાર હતા. લક્ષ્મીદેવી તથા સુમતી જે ગાડીમાં હતી તે ગાડી મજબૂત હોવા છતાં અતિશય હલકા વજનની હોવાથી તેને જોડેલા અશ્વોને ગાડીને ખેંચવામાં જરા પણ શ્રમ પડતો નહોતો. તેમને જલ્દીથી દોલતાબાદની સરહદ વટાવી દેવાની હતી. કેમકે એક વખત દોલતાબાદની સરહદથી બહાર પડ્યા બાદ કોઇ જાતનો ડર નહોતો. તેથી જે દિશા તરફની સરહદ નજીક હતી તે દિશા તરફનો રસ્તો તેમણે લીધો હતો.

લક્ષ્મીદેવી અને સુમતી એ બે ગાડીમાં બેઠી હતી. અજયસિંહ ગાડીની જોડાજોડ પોતાનો ઘોડો ચલાવતો હતો, જ્યારે તેના સેવકોમાંનો એક ગાડીની આગળ અને બીજો પાછળ એમ પોતાના ઘોડા ચલાવતા હતા.

ગાડીમાં બેઠા બેઠા સુમતી સાથે ચાલતા સંભાષણ ઉપરથી તે કોઇ ખાનદાન કુળમાં જન્મ પામી હોય એમ લક્ષ્મીદેવીને લાગ્યું. તેની સર્વ રીતભાત સભ્યતાભરી અને મર્યાદાશીલ હતી. આ ત્રણ દિવસમાં જ તેણે લક્ષ્મીદેવીનું દિલ પોતાના તરફ આકર્ષી લીધું

હતું. લક્ષ્મીદેવીને સુમતીનો સહવાસ આનંદકારી લાગતો હતો; પરંતુ તે દાસી તરીકે રહીને ઉદરપોષણ કરવા જેવી સ્થિતિમાં શા કારણથી આવી પડી એ વાત તે સમજી શકી નહોતી. લક્ષ્મીદેવીએ તેના કુળ અને કુટુંબ વિષે એક-બે પ્રશ્નો કર્યા, પરંતુ સુમતીએ તેના જવાબ ઉડાવ્યા. તેની તરફ ધારી ધારીને જોતાં અગાઉ પોતે તેને કોઇ વખતે અને કોઇ સ્થળે જોઇ હોય એમ પણ લક્ષ્મીદેવીને થતું; પરંતુ એ સમય અને સ્થળ માત્ર તેને યાદ આવતાં નહિ !

એ પ્રકારે આ પ્રવાસીઓ સરળપણે માર્ગ કાપતાં એક નાના ગામડા પાસે આવી પહોંચ્યાં. એ વખતે ભળભાંખળું થઇ ગયું હતું. સૂર્યોદય થવાની તૈયારી હતી. એ સ્થળે તેમણે થોડોક સમય વિશ્રાન્તિ લીધી. વાસ્તવિક રીતે જોતાં તેઓ વિશ્રાન્તિ લેવાનું પસંદ કરત નહિ. કેમકે જ્યાં સુધી દોલતાબાદની હદ ન વટાવાય ત્યાં સુધી તેઓ સુરક્ષિત નથી એમ અજયસિંહને લાગતું હતું. પરંતુ તેમના ઘોડા થાકીને લોથ થઇ ગયા હોવાથી એ ઘોડાને વિશ્રાન્તિની ખાસ જરૂર હતી. સર્વેએ શૌચ, સ્નાનાદિ કાર્ય આટોપીને થોડો થોડો નાસ્તો કરી લીધો. ઘોડા પણ ચારો ચરી પાણી પીને તાજામાજા બની ગયા. હવે તેમણે પાછો પ્રવાસ શરૂ કર્યો.

આ પ્રવાસમાં રસ્તો બહુજ ખરાબ અને ઉંચો નીચો હતો. આ પ્રદેશ સંબંધી તેમને બિલકુલ માહિતી નહિ હોવાથી તેમણે રસ્તા સંબંધી સહેજ ભૂલ કરી હતી. જે ગામડામાં તેમણે વિશ્રાન્તિ લીધી હતી તેના ઇશાન કોણમાં એક જમણી અને બીજો ડાબી બાજુએ એમ બે રસ્તા ફંટાતા હતા. જમણી બાજુનો રસ્તો સારો

હતો, જ્યારે ડાબી બાજુ તરફનો રસ્તો ખાડા અને ટેકરાવાળો હતો. અજયસિંહે પોતે કઇ બાજુએ જાય છે તેનો કોઇને પત્તો લાગવા નહિ દેવાને માટે ડાબી બાજુ તરફનો ખાડા ટેકરાવાળો માર્ગ પકડયો હતો. એ રસ્તે જતાં જતાં લગભગ સંધ્યાકાળે તેઓ એક ગામડા પાસે પહોંચ્યાં. આ વખતે તો તેમના ઘોડા સ્હવાર કરતાં પણ વધારે થાકી ગયા હતા. રસ્તો ચડ ઉતરનો હોવાથી ગાડીને પણ ઘણી વખત ધાંસ લાગતી હતી. તેથી લક્ષ્મીદેવી અને સુમતી પણ ગાડીમાં આમ તેમ અથડાવાથી કંટાળી ગયાં હતાં. બધાંનો વિચાર એવો હતો કે અહીં માત્ર થોડો સમય જ આરામ લેઇને આગળ વધવું. પરંતુ અજયસિંહને એ વાત ઠીક લાગી નહિ. તેને લક્ષ્મીદેવીને માટે ચિંતા હતી. પ્રવાસના શ્રમથી તેની પ્રકૃતિ બગડી ન આવે એવી તેની ઇચ્છા હતી. એટલે તેણે અહીં આખી રાત્રી વિશ્રાન્તિ લેઇને બીજે દિવસે સ્હવારે પ્રવાસ શરૂ કરવાનું નક્કી કર્યું. તેઓ બધાં ગામની બહાર એક શિવાલય હતું ત્યાં ગયાં. એ મંદિરમાં પ્રવાસીઓને ઉતરવાને માટે પડાળીઓ તથા ઓરડીઓની સારી સગવડ હતી. ત્યાં એક બાવો મહાદેવની પૂજા કરવાને રહેતો હતો. તે બાવાએ આ પ્રવાસીઓની મુખમુદ્રા ઉપરથી તેમને શ્રીમંત ધારીને તેમની પાસેથી કાંઇક મળશે એવી આશાથી તેમને દરેક પ્રકારની સગવડ કરી આપી. લક્ષ્મીદેવી અને સુમતી માટે એક ઓરડી ખોલી આપી જ્યારે અજયસિંહ તો પડાળીમાંજ પોતાનો ઘાસીઓ બિછાવરાવીને તેના ઉપર પડ્યો. ગાડીવાન તથા જયમલ બાવાજીની સાથે ગામમાં જઇને પોતાને માટે સીધાનો સામાન તથા ઘોડાને માટે ચંદી અને ઘાસ લેઇ

આવ્યા. જયમલ અને અક્કલમલે રસોઇ બનાવવાની શરૂઆત કરી. બાવાજીએ તેમને જોઇતાં વાસણો આપ્યાં. સુમતી આ બે જણાને રસોઇ બનાવવાની શરૂઆત કરતાં જોઇને ત્યાં આવી. તે એ બન્નેને દૂર ખસેડીને પોતે રાંધવાના કાર્યમાં પ્રવૃત્ત થઇ ગઇ. રસોઇ તૈયાર થતાં બધાંએ જોડે બેસીને જમી લીધું. બાવાજીને પણ ભૂલ્યાં નહોતાં. વાતચીતમાં પોતે જે ગામમાં સ્હવારે હતાં ત્યાંથી આ ગામ કેટલું દૂર હશે એવો અજયસિંહે બાવાજીને સવાલ કર્યો. બાવાજીના જવાબ પરથી એ ગામ બહુ છેટું નથી એમ જણાતાં સ્હવારે રસ્તો પકડવામાં કરેલી ભૂલને લીધે મોટો ચક્રાવો ખાવો પડ્યો એમ અજયસિંહને લાગ્યું. તેથી હવે ભવિષ્યમાં ફરીથી ભૂલ થવા ન પામે તે માટે પોતાના પ્રવાસના માર્ગની તેણે બાવાજી પાસેથી બરોબર માહિતી મેળવી લીધી. રાત્રે બધાંએ વિશ્રાન્તિ લીધી. બીજે દિવસે પરોઢમાં ઊઠીને પાછો પ્રવાસનો પ્રારંભ કર્યો.

બીજે દિવસે રસ્તો સારો હોવાથી તેઓ ઝપાટાથી આગળ વધતાં હતાં. માર્ગમાં ચાલતાં ચાલતાં અજયસિંહ અને તેના સેવકો ચારે તરફ લક્ષ આપ્યા કરતા હતા. કેમકે તેમના મનમાં હજી પણ દોલતાબાદથી પાછળ આવનારી વારની બીતિ હતી. એમ કરતાં એક વખત અજયસિંહે પોતાની પાછળ જોયું તો તેના મનમાં કાંઇક સંશય આવ્યો. તેણે સાશંક મુદ્રાથી પોતાના સેવકો સામે જોયું. તેમણે પોતાની દ્રષ્ટિ પાછળ ફેરવી, તો તેમને પણ અજયસિંહની માફક શંકા આવી. અજયસિંહે બન્ને સેવકોને સાવધ રહેવાને નેત્રસંકેત કર્યો. જયમલ જે આગળ ચાલતો હતો તેણે પોતાનો ઘોડો એક બાજુએ લીધો. ગાડીને આગળ થવા

દીધી અને તે અકકલમલની સાથે સાથે પોતાનો અશ્વ ચલાવવા લાગ્યો.

અજયસિંહ પણ પોતાના ઘોડો ધીમો પાડીને તેમની પાસે આવ્યો અને બોલ્યો: "આપણી પાછળ વાર ચડી હોય એમ લાગે છે. પેલા દૂર દેખાય છે તે ઘોડેસ્વાર હોવા જોઇએ."

"બરોબર છે તેઓ ઘોડેસ્વાર જ છે." અકકલમલ બોલ્યો: "જૂઓ, તેમના ભાલા ચળકે છે."

"પણ તે કેટલા છે?" જયમલે પ્રશ્ન કર્યો.

"હમણા થોડા વખતમાં જ એ કેટલા છે તે જણાઇ આવશે." અકકલમલ બોલ્યો: "તેઓ કદાચ આપણાથી બમણા હશે તો પણ આપણે તેમના બરોબર સમાચાર લેઇશું!"

જયમલ બોલ્યો: "જ્યાં સુધી આપણા દેહમાં પ્રાણ છે ત્યાં સુધી તો લક્ષ્મીદેવીબાઇને તેઓ કબજે કરી શકે એમ નથી!"

"શાહબાસ! મારા વિશ્વાસુ અને વફાદાર વીર સેવકો!" અજયસિંહ બોલ્યો: "પરંતુ તમે ધીમે ધીમે બોલો. જ્યાં સુધી આપણો તર્ક ખરો છે એમ નક્કી ન થાય ત્યાં સુધી આ બન્ને બાઇઓને બિહવરાવવી એ યોગ્ય નથી. જૂઓ, આ ગાડીવાનને પણ સંશય આવ્યો હોય એમ તેના ચ્હેરા ઉપરથી લાગે છે."

એટલું કહીને અજયસિંહે આગળ વધીને ગાડીવાનને ગાડી જલ્દી હાંકવાનો નેત્રસંકેત કર્યો. તેને કાંઇ પણ પ્રશ્ન કરવાની અજયસિંહે તક જ આપી નહિ. પછી તે પોતાના ઘોડાને ધીમો પાડી અકકલમલ પાસે આવીને બોલ્યો: "પાછળ આવનારા સ્વાર હવે દેખાતા નથી! આપણને કદાચ મિથ્યાભાસ તો નહિ થયો

હોય ? ના, ના. જૂઓ, જૂઓ, પાછા દેખાવા લાગ્યા. તેઓ સંખ્યામાં પણ વધારે હોય એમ લાગે છે !"

"નક્કી તેઓ વીશ કરતાં વધારે હોવા જોઇએ !" થોડીક વાર પર્યંત પાછળ જોઇને અક્કલમલ બોલ્યો: "તેમણે આપણને જોયા હોય એમ લાગે છે. જૂઓ, તેમની ખૂલ્લી તલવારો સૂર્યના તેજથી ચમકી રહી છે !"

"હું ખાત્રીથી કહું છું કે તે લશ્કરી સ્વારો હોવા જોઇએ." જયમલ બોલ્યો: "ત્યારે, હવે આપની શી ઇચ્છા છે બાપુ ?"

અજયસિંહ બોલ્યો: "તેઓ લશ્કરી સ્વાર છે, અને આ પ્રદેશમાં દોલતાબાદ સિવાય બીજા ગામના લશ્કરી સ્વારો હોવાનો સંભવ નથી. તેથી તેઓ આપણી પાછળ જ પડયા છે એમ માનવામાં પણ શંકાને સ્થાન આપવાની જરૂર નથી. કદાચ તેઓ આપણી પાછળ આપણને પકડવાને ન આવતા હોય અને બીજા કાંઇ કામે જતા હોય તો પણ આપણે સાવચેત રહેવું એ વધારે સુરક્ષિત છે. આપણા ઘોડા તરફ જોઇએ તો આપણે પલાયન થઇ જઇ શકીએ તેમ છીએ; પરંતુ આ ગાડામાં જોડેલા ઘોડાની ગોકળગાય જેવી ચાલથી તેમ બનવું શકય નથી. જૂઓ, એ લોકોએ પોતાના ઘોડાનો વેગ વધાર્યો ! એ લોકો વીશ–બાવીશ જણા છે, જ્યારે આપણે ફક્ત ત્રણ જ છીએ. તેથી તેમની સામે ઊભા રહીને લડવામાં આપણને ફતેહ મળવાનો સંભવ નથી."

અજયસિંહ એ પ્રમાણે બોલ્યો ખરો, પરંતુ તે હિમ્મત હારી ગયો નહોતો. તે વારંવાર પાછો વળીને જોતો હતો. પોતાની અને એ સ્વારોની વચ્ચેનું અંતર ક્ષણે ક્ષણે કેટલું ઓછું થતું હતું

તેનો એ વિચાર કરતો હતો. એ લોકોને જેમ જેમ નજીક આવતા તેણે જોયા તેમ તેમ તેના મનને થયું કે તેઓ હવે અલ્પ સમયમાં જ આપણને પકડી પાડશે. એ વિચાર આવતાં જ તેણે હવે શું કરવું, એ સંબંધમાં એકદમ પોતાના મનમાં નિશ્ચય કરી લીધો.

તે પોતાના સેવકોને ઉદ્દેશીને બોલ્યો: “ એ લોકો વીશ-બાવીશ જણાછે એમાં તો હવે શક રહ્યો નથી. તેમની સાથે યુદ્ધ કરવું એ મૂર્ખપણાનું કાર્ય છે. એથી આપણો નાશ થશે અને રાણી સાહેબ તેમના હાથમાં સપડાશે. માટે આપણે ગાડીને અહીં જ છોડી દેવી. રાણી સાહેબને હું મારા ઘોડા ઉપર લેઇશ અને જયમલ, સુમતીને તું તારા ઘોડા ઉપર લે. આપણા ઘોડા મજબૂત છે. મને આશા છે કે ઇશ્વરની કૃપાથી હજી પણ આપણે આ સંકટમાંથી પાર પડીશું ! ”

પોતાની કલ્પના પોતાના બન્ને સેવકોને પણ પસંદ પડી છે એમ અજયસિંહે તેમના ચ્હેરા ઉપરથી તત્કાળ જોઇ લીધું. અજયસિંહે મહોરોની ભરેલી એક થેલી ગાડીવાનને આપી અને કહ્યું: “ આ મહોરો તને બક્ષિસ આપું છું. હવે અમને તારી જરૂર રહી નથી. આ ગાડી અને તેને જોડેલા ઘોડા પણ તને બક્ષિસ છે. અમે કોણ છીએ અને કયાં જઇએ છીએ એ તારા જાણવામાં નહિ હોવાથી તારા ઉપર કોઇ પણ પ્રકારનું સંકટ આવનાર નથી. ”

એ પ્રમાણે અજયસિંહ ગાડીવાનને કહેતો હતો તે દરમિયાન જયમલે ગાડીનું બારણું ઉઘાડીને લક્ષ્મીદેવી તથા સુમતીને નીચે ઉતારી. તેમને નીચે ઉતરેલી જોઇને અજયસિંહ તેમની પાસે

આવ્યો અને બોલ્યો: " તમારા બન્નેના ધૈર્યની કસોટીનો આ પ્રસંગ છે. આપણી પાછળ દોલતાબાદથી વાર ચડી છે. વધારે કહેવાનો સમય નથી. રાણીસાહેબ! આપ મારા, અને સુમતીબાઈ! તમે જયમલના ઘોડા ઉપર બેસી જાઓ." એટલું કહીને તેણે લક્ષ્મીદેવીને તથા જયમલે સુમતીને પોતાના ઘોડા ઉપર પોતાની આગળ બેસારી દીધી.

" રાણી સાહેબ ! બરાબર મને પકડીને બેસજો ! " એમ અજયસિંહ કહેતો હતો ત્યાં તો પોતાની પીઠ ઉપરના બમણા ભારની દરકાર નહિ કરતાં તેનો અશ્વ પવનવેગે ધસવા લાગ્યો. એ જ પ્રમાણે જયમલ અને અકુલમલના ઘોડા પણ તેની પાછળ ધસ્યા. આ પ્રમાણે આ લોકોને જતાં જોઇને ગાડીવાનના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે ક્ષણભર તેમની તરફ જોતો ઊભો રહ્યો એટલામાં તો તે ત્રણે ઘોડા તેની દ્રષ્ટિમર્યાદાની બહાર નિકળી ગયા.

ત્રણે ઘોડા અતિશય વેગપૂર્વક દોડતા હતા તોપણ અજયસિંહનો ઘોડો ઘણો આગળ વધી ગયો હતો. તેના સેવકો પાછળ પડી ગયા હતા. પરંતુ તેમને માટે થોભવાનું તેને ઠીક લાગ્યું નહિ. જેમ બને તેમ જલ્દીથી આગળ વધાય તો જ પાછળ ચડેલી વારના પંજામાંથી બચી શકાય તેમ હતું. તેથી અજયસિંહે તો પોતાના અશ્વને છૂટો જ મૂકી દીધો હતો. લક્ષ્મીદેવી પોતે પણ ઘોડેસ્વારીમાં કેળવાયેલી હોવાને લીધે તેને ઘોડાનો વેગ અસહ્ય લાગતો નહિ, એટલું જ નહિ પરંતુ તે પોતાની મંજુલ વાણીથી આ પ્રસંગે અજયસિંહને પણ હિમ્મત આપ્યા કરતી હતી.

અજયસિંહનો અશ્વ પણ પોતાના માલિકના ઉપર આવી પડેલો બારિક પ્રસંગ પૂર્ણપણે સમજી ગયો હોય તે પ્રમાણે વાયુવેગે દોડવા લાગ્યો. થોડાક સમય પછી અજયસિંહે પાછળ મુખ ફેરવીને જોયું તો પોતાના બન્ને સેવકોને એક બીજાની સાથે આવતા જોયા. તે બન્ને પોતાથી લગભગ પા કોસ જેટલા દૂર હશે એમ તેને લાગ્યું. તેમની પાછળ પડેલા સ્વારો ત્યાંથી પા કોસ એટલે અજયસિંહથી અર્ધ કોસ દૂર હતા. તથાપિ હવે તે સિપાઇઓ પોતાની અને આગળ જતા સ્વારોની વચ્ચેનું અંતર ઘટાડી શકતા નહોતા એ પણ અજયસિંહના ધ્યાનમાં આવ્યું. એટલામાં માર્ગમાં ઢોળાવ આવ્યો અને અજયસિંહનો અશ્વ નીચે ઉતરવા લાગ્યો. હવે પોતાના સેવકોના અને પેલા સ્વારોના ઘોડા દેખાતા બંધ થયા.

---

## પ્રકરણ ૨૯ મું.

---

### અદ્ભુત સાહસ !

ઢોળાવ પરથી ઉતરીને અજયસિંહ થોડોક આગળ વધ્યો એટલે એક ન્હાનું જંગલ તેની દ્રષ્ટિએ પડયું. જો આ જંગલમાં પ્રવેશ કરૂં તો પેલા લશ્કરી સિપાઇઓની નજર ચૂકાવી શકાય, એમ તેને લાગ્યું; અને એ વિચાર મનમાં આવતાં જ તેણે ધોરી રસ્તો છોડીને પોતાનો અશ્વ જંગલ તરફ હાંકયો. સદ્ભાગ્યે જંગલમાંનાં વૃક્ષો ઊંચાં હોવાથી તેની ડાળીઓ આડી આવતી નહોતી. તેથી તેને પોતાના ઘોડાને આગળ વધારતાં મુશ્કેલી નડી નહિ.

રસ્તો જો કે સાંકડો હતો ખરો તોપણ ઘોડાને ચાલવા પૂરતી જગ્યા હોવાને લીધે અજયસિંહને પોતાના ઘોડાનો વેગ જરા પણ કમી કરવો પડ્યો નહિ. આ પ્રવાસ દરમિયાન લક્ષ્મીદેવી અજયસિંહને ચિટકીને બેસી રહી હતી અને અજયસિંહ ઉત્તેજન સૂચક શબ્દોવડે તેને હિમ્મત આપ્યા કરતો હતો.

લગભગ અર્ધ ઘટિકા પર્યંત એ રીતે પ્રવાસ કર્યા બાદ જંગલ પૂરૂં થવા આવ્યું અને સામે થોડે દૂર બીજું જંગલ દેખાવા લાગ્યું. અજયસિંહે પુનઃ એક વખત પાછળ મુખ ફેરવીને જોયું, પરંતુ તે આ વખતે ઝાડીમાં થઇને પસાર થતો હોવાથી તેને પોતાની પાછળ કોઇ પણ દેખાયું નહિ. આ વખતે પોતાના અશ્વને થોડીક વિશ્રાંતિ આપવાનું તેને મન થયું, પરંતુ પોતાની પાછળ પડેલા સ્વારો કેટલા દૂર હશે તેની તે કલ્પના કરી શકયો નહિ. તેથી તેણે પોતાના અશ્વને પ્રથમના જેટલી ઝડપથી જ ચલાવ્યા કર્યો. વળી પાછું થોડી વારે તેણે પાછળ ફરીને જોયું. પોતાના સેવકો કે પાછળ પડેલા સ્વારોમાંનું કોઇ પણ તેના જોવામાં આવ્યું નહિ. તેઓ હવે પોતાથી ઘણે દૂર હોવા જોઇએ એમ તેણે ધાર્યું અને પોતાના અશ્વની લગામ જરા ઢીલી કરી. એક રીતે આ ઠીક જ થયું. કેમકે તેનો ઘોડો આ વખતે બરોબર એક ઊંડી ખીણની લગોલગ આવી પહોંચ્યો હતો. જો તેણે ઘોડાની લગામ ખેંચીને તેને તેજ બનાવ્યાં હોત તો ફક્ત એક જ પગલું આગળ વધતાં ઘોડો, અજયસિંહ અને લક્ષ્મીદેવી ત્રણે એ ઊંડી ખીણમાં જઇ પડ્યાં હોત ! પોતાના સુદૈવે જ અશ્વની લગામ ઢીલી કરવાની પોતાને બુદ્ધિ સૂઝાડી એમ અજયસિંહને લાગ્યું. તેણે મનમાં ને મનમાં પોતાનો અને પોતાની

પ્રિયતમાનો બચાવ કરવાને માટે પરમેશ્વરની પ્રાર્થના કરી. અત્યારે અશ્વ પણ ઊંડી ખીણુની બાજુએ કાંઠા ઉપર ધીમે ધીમે ચાલ્યા કરતો હતો.

આ ખીણનું સ્પષ્ટ સ્વરૂપ વાચક સન્મુખ ટુંકમાં રજુ કરીશું. આ ખીણની ઊંડાઇનું માપ થઇ શકે તેમ નહોતું. પરંતુ તે આશરે સોએક હાથ ઊંડી હોય એમ લાગતું હતું. તેની પહોળાઇ વીશેક હાથની હતી. તેની બન્ને બાજુની ભેખડ દિવાલની માફક સીધી હોવાથી તે ખીણમાં ઉતરવાનો કે તેમાંથી ઉપર આવવાનો માર્ગ નહોતો. પણ જે બીજું જંગલ અજયસિંહના જોવામાં આવ્યું હતું તે આ ખીણની સામી બાજુએ હતું. જો તે જંગલમાં દાખલ થઇ શકાય તો પાછળ પડેલા સ્વારોનો ભય કાંઇક અંશે ઓછો થાય એમ અજયસિંહને લાગ્યું. તેથી તેણે ખીણને કાંઠે કાંઠે પોતાનો અશ્વ ચલાવ્યો. લગભગ અર્ધ કોસ સુધી તે ગયો પરંતુ તે ખીણનો છેડો આવેલો તેના જોવામાં આવ્યો નહિ. જાણે પોતાને આગળ વધવા નહિ દેવાને માટે કોઇ માયાવી સત્તાએ આ ખીણ નિર્માણ કરી હોય એમ તેને લાગ્યું. તે મનમાં ને મનમાં આ સંકટમાંથી મુક્ત કરવાને માટે પરમેશ્વરની પ્રાર્થના કરવા લાગ્યો. તેણે પોતાના ચ્હેરા ઉપર કોઇ પણ પ્રકારના ભય કે શંકાનું ચિન્હ ઉપસ્થિત થવા દીધું નહોતું. લક્ષ્મીદેવી સાશંક મુદ્રાથી તેના મુખ સામે વારંવાર જોતી હતી, પરંતુ અજયસિંહનું શાંત અને પ્રસન્ન વદન જોઇને તેને આશ્વાસન મળતું હતું.

એટલામાં ઘોડાનાં પગલાંનો અવાજ તેમને કાને પડયો ! એ

અવાજ સાંભળતાં જ લક્ષ્મીદેવીએ અજયસિંહની સામે જોયું: અજયસિંહે તેનાં નેત્રોમાં ભયનું ચિન્હ જોયું. તેણે પાછળ ફરીને જોયું તો ચાર ઘોડેસ્વારો ભરવેગે પોતાના ઘોડા દોડાવતા પોતાની પાછળ આવતા જણાયા. આ સ્વારો દોલતાબાદના જ એવી તેની ખાત્રી થવામાં વાર લાગી નહિ. તે બોલ્યો: " રાણી સાહેબ ! હિમ્મત રાખજો: ચાર સ્વારો આપણી પાછળ આવે છે. બાકીના સ્વારો પાછળ પડી રહ્યા હોય કિંવા મારા સેવકોએ તેમને રોકયા હોય એમ લાગે છે. પણ કાંઇ હરકત નહિ ! ભયભીત ન થશો. તમે મને મજબૂત પકડીને બેસી રહેજો. ઇશ્વરકૃપાથી હજી પણ આપણે આ સ્વારોને પાછળ મૂકી શકીશું. એટલું ખાત્રીથી માનજો કે જ્યાં સુધી મારા દેહમાં પ્રાણ છે ત્યાં સુધી તો હું તમારા અંગને તેમનો સ્પર્શ નહિ થવા દઉં ! "

એટલું કહીને અજયસિંહે પોતાના ડાબા હાથમાં ઝાલેલી લગામ લક્ષ્મીદેવીના હાથમાં આપી અને એ હાથ વડે તેને મજબૂત પકડી રાખી જમણા હાથે મિયાનની દોરી ઢીલી કરીને તેમાંથી તલવાર બહાર ખેંચી. અજયસિંહને પોતાને આ વખતે શૌર્યનોજ આશ્રય લેવાની જરૂર છે એમ લાગતું હતું. આગળ જાય છે તો ઊંડી ખીણ, અને પાછળ શત્રુઓ ! જો એક વખત ગમે તેમ કરીને આ ખીણની પેલી મેર જવાય તો સામેના જંગલમાં થઇને નિર્વિઘ્ને પસાર થઇ શકાય તેમ હતું. પરંતુ એ બને કેવી રીતે ?

ખીણના કિનારા ઉપરનો રસ્તો સાંકડો હોવાથી અજયસિંહનો અશ્વ ઝડપથી ચાલી શકતો નહિ. શત્રુઓ ધીમે ધીમે નજીક આવવા

લાગ્યા. બંધૂકનો અવાજ સંભળાયો અને અજયસિંહની બાજુએ થઇને એક ગોળી સૂં સૂં કરતી નિકળી ગઇ. શત્રુઓનો અજયસિંહ તથા લક્ષ્મીદેવીને જીવતાં જ પકડી લેવાનો ઇરાદો હતો. તેથી તેઓ તેના ઘોડા ઉપર નેમ ટાંકતા હતા કે જેથી ઘોડાને ગોળી લાગવાથી તે મરણ પામે તો આ બે જણાં પોતાના પંજામાંથી છૂટી શકે નહિ ! એક પછી એક ચાર અવાજ થયા. ચારે ગોળીઓ ઘોડાની એક અથવા બીજી બાજુએ થઇને પસાર થઇ ગઇ. પરંતુ સુદૈવે એકે ગોળી ઘોડાને કિંવા તેના ઉપરના સ્વારને લાગી શકી નહિ.

" અજયસિંહ ! આપને કેવળ મારે ખાતર મરવું પડશે એમ લાગે છે. તે કરતાં—" લક્ષ્મીદેવી સ્ફુંદત સ્ફુંદત બોલી. પરંતુ વચ્ચે જ અજયસિંહ બોલી ઉઠ્યો: " ધીરજ રાખો ! ગભરાઓ નહિ !" એ વખતે એકાએક અજયસિંહના મનમાં કાંઇક સાહસ કરવાની કલ્પના સ્ફુરી, અને તેણે લક્ષ્મીદેવીને દૃઢતાપૂર્વક પોતાની છાતી સાથે દાબી રાખી.

એક પછી એક બંધૂકોના અવાજ તો થયા જ કરતા હતા, અને ગોળીઓ પણ તેમની નજીકમાં આવ્યા કરતી હતી. પરંતુ સુદૈવે એક પણ ગોળી તેમને લાગી નહિ. કેમકે પેલા ઘોડેસ્વારો અને અજયસિંહ વચ્ચે અંતર લગભગ પા કોસ કરતાં સ્હેજ વધુ હતું, તેમજ પવન પણ જોરથી ફુંકાતો હોવાથી નેમ ટાંકવામાં ભૂલ પડતી હતી. અજયસિંહ હજી ઘોડો ખાણુને કાંઠે કાંઠે આગળ ને આગળ ચલાવ્યા જ કરતો હતો. તેણે પાછળ ફરીને જોયું તો

ઘોડેસ્વારો નજીક ને નજીક આવતા જોવામાં આવ્યા. દશ–પંદર પળમાં તેઓ પોતાને પકડી પાડશે એમ તેના ધ્યાનમાં આવ્યું. આ વખતે તેમની સાથે બે હાથ કરવામાં ડહાપણ નહોતું. કેમકે શત્રુઓની પાસે બંધૂકો હતી જ્યારે પોતાને ફક્ત તલવારથી જ કામ લેવાનું હતું. કેમકે અજયસિંહની પાસે બંધૂક હોવા છતાં લક્ષ્મીદેવી અને પોતે બન્ને એક જ ઘોડા ઉપર બેઠેલાં હોવાથી બંધૂકનો ઉપયોગ થઇ શકે તેમ નહોતું. લક્ષ્મીદેવી ફરીથી નવાબના જનાનખાનામાં જવા કરતાં મૃત્યુને જ વધારે પસંદ કરશે એવી અજયસિંહની ખાત્રી હતી. અત્યારે બચાવનો માત્ર એક જ માર્ગ તેને જણાતો હતો, પણ તે અતિ ભયંકર હતો. જો એ સાહસમાં સફળતા મળે તો તો ઠીક, નહિ તો દેખીપેખીને મોતના ખાડામાં પડવા જેવું હતું ! પરંતુ આ શત્રુઓના હાથમાં સપડાઇને મૃત્યુ પામવું તેના કરતાં આ રીતે પરસ્પરના બાહુપાશમાં રહીને મૃત્યુનો સ્વીકાર કરવો એ અજયસિંહને વિશેષ યોગ્ય લાગ્યું. છેવટે તેણે જે સાહસ કરવાની પોતાને કલ્પના સ્ફુરી હતી તે અમલમાં મૂકવાનો નિશ્ચય કર્યો.

તે બોલ્યો: “ રાણી સાહેબ ! મને બરોબર મજબૂતીથી વળગી રહેજો. જરાપણ હાથ ઢીલા કર્યા કે જીવ જવાનો સોદો છે. હિમ્મત રાખો અને મને ચિટકીને બેસો. અત્યાર સુધી આપણું રક્ષણ કરનાર સરજનહાર આ સંકટમાંથી પણ આપણને નક્કી પાર પાડશે ! ”

એટલું કહીને અજયસિંહે મનમાં ને મનમાં મહાકાળેશ્વરનું



અને એક નિમિષ માત્રમાં એ વીશ હાથની ખીણ કુદીને પેલી તરફ પડ્યો. [પૃષ્ઠ ૩૬૧]

સાંત્વન કર્યું અને પોતાને સહાય થવા માટે પ્રાર્થના કરી. તે અત્યારે ખીણના કાંઠે કાંઠે જ પોતાનો ઘોડો ચલાવતો હતો. તેણે ચારે તરફ જોયું. તે પોતાનો ઘોડો પૂર્વ દિશા તરફ ચલાવતો હતો. તેના ડાબા હાથ તરફ ખીણ હતી. જમણા હાથ તરફ થોડે દૂર ઝાડી હતી. ખીણની સામી બાજુએ થોડીક ખુલ્લી જગ્યા અને પછી ઝાડી આવતી હતી. ખીણ લગભગ વીશ હાથ જેટલી પહોળી હતી. તેણે પોતાનો ઘોડો પોતાની જમણી બાજુની ઝાડી તરફ ખીણથી થોડે દૂર લીધો. પછી ઘોડાનું મુખ ખીણ તરફ ફેરવીને લક્ષ્મીદેવીને લગામ ખેંચ વાનું કહી તેને મજબુત પકડી રાખી ઘોડાને એડી લગાવી. એ વફાદાર પ્રાણી પણ પોતાને શું કરવાનું છે એ સમજી ગયું હોય તે પ્રમાણે એડીનો સ્પર્શ થતાંની સાથે જ ખીણ તરફ ધસ્યું. ખીણના કાંઠે આવતાં જ ઘોડો કૂદ્યો અને એક નિમિષ માત્રમાં એ વીશ હાથની ખીણ કુદીને પેલી તરફ પડયો ! તે સ્થળે એક પળ માત્ર પણ નહિ થોભતાં આગળ ને આગળ ધસતો અશ્વ અલ્પ ક્ષણમાં જ સામેની ઝાડીમાં અદ્રશ્ય થઇ ગયો !

દૂરથી આવતા સ્વારોએ આ સર્વ પ્રકાર જોયો હતો. તેઓ જે સ્થળે અજયસિંહના ઘોડાએ કુદકો માર્યો હતો ત્યાં આવી પહોંચ્યા. તેઓ અજયસિંહના એ અદ્ભુત સાહસથી આશ્ચર્યચકિત બની ગયા હતા. તેમણે એ ઘોડાને બે મનુષ્યોના ભાર સાથે વાયુ વેગે દોડતો અને ઝાડીમાં અદ્રશ્ય થતો જોયો. પરંતુ તેઓ પોતે એવું સાહસ કરી શકે એમ નહોતા. છેવટે તેમણે ખીણના કિનારે કિનારે આગળ વધીને જ્યાં તે ખીણ પૂરી થાય ત્યાંથી સામી બાજુએ

જવાનો નિશ્ચય કરીને ખીણુને કાંઠે કાંઠે પોતાના ઘોડા ચલાવ્યા. પરંતુ આગળ જતાં તે ખીણુ વધુ ને વધુ પહોળી અને ઊંડી થતી દેખાઇ. સંધ્યાકાળ થવા આવી હતી. તેમના ઘોડા પણ એ દિવસના શ્રમને લીધે લોથપોથ થઇ ગયા હતા. એટલે તેઓ હતાશ થઇને નજીકમાં એક પાણીનું ઝરણું વહેતું હતું ત્યાં આવ્યા અને ઘોડા ઉપરથી નીચે ઉતરી રાત્રીએ ત્યાં જ વિશ્રાન્તિ લેવાનો વિચાર કર્યો. કહેવાની જરૂર નથી કે લક્ષ્મીદેવી મૃત્યુમુખમાંથી છૂટી અને પોતાના જીવને જોખમમાં નાખીને અજયસિંહે આ અદ્દભુત સાહસ ખેડયું હતું, તેથી લક્ષ્મીદેવીના અંતરમાં તેના પ્રત્યે વિશેષ વહાલ ઉપજ્યું.

## પ્રથમ ભાગ સમાપ્ત.

[ આધ્યાત્મિક અને બોધક નવલ કથા. ]

# સૌંદર્ય-જવાળા.

## લે.—ભૂધરદાસ ગણેશજી દુબલ.

આ નવલ કથામાં આધ્યાત્મિક માર્ગનું અચ્છી રીતે નિરૂપણ કરવામાં આવ્યું છે. પુનર્જન્મની પ્રતિતી, પુરુષ અને પ્રકૃતિ વચ્ચેનો પરસ્પર સંબંધ, એ બન્નેના ગુણદોષ, મનુષ્ય મનુષ્ય વચ્ચે ઉત્પન્ન થતા પ્રેમનું ગૂઢ કારણ, દેહલગ્ન અને આત્મલગ્નની ભાવના ઇત્યાદિ મનોવેધક અને જ્ઞાન પ્રદાયક પ્રસંગો વાર્ત્તાના ચિતાકર્ષક પ્લોટમાં ગૂંથ્યા છે. યોગ વિદ્યા અને પિશાચ વિદ્યા ઉપર પણ આ નવલ કથાથી સારો પ્રકાશ પડે છે. સૌંદર્ય પીપાસાની શાંતિ માટે ટળવળતો રામચંદ્ર યોગમાયાને જોઇને સૌન્દર્ય—આસક્તિમાં લુબ્ધ બની છેવટે સૌન્દર્ય-જ્વાળાનો ભોગ બને છે, તેનો હૃદય ભેદક શાબ્દિક ચિતાર વાંચકોને અદ્ભુત રસમાં નિમગ્ન બનાવી દે છે. સચ્ચિદાનંદ મહારાજની યોગ શક્તિ, યોગમાયાનું દિવ્ય જ્ઞાન, રામચંદ્રની સૌંદર્ય-પીપાસા, પ્રભાવતીનો પતિપ્રેમ, રામચંદ્રની ફાંસીની સજામાંથી ચામત્કારિક રીતે મુક્તિ ઇત્યાદિ રસિક અને ચમત્કારિક પ્રસંગો વાર્તાના વણામાં એવા રીતે ગોઠવવામાં આવ્યા છે કે જે એક વખત શરૂ કર્યા પછી કદી પણ પૂર્ણ કર્યા વગર ચાલે તેમ નથી. સોનેરી પાકું પુઠું ઉંચા કાગળ. ૨૧૦ પૃષ્ટ. કીં. ફક્ત રૂ. ૧-૪-૦ ટપાલ ખર્ચ જુદું.

પુંજાલાલ ભગવાન પારેખ

વઢવાણ સીટી.

---

# પુંજાલાલ ભગવાનદાસ પારેખ.

## બુકસેલર અને પબ્લીશર.

## વઢવાણ સીટી.

---

## ઉદ્દેશ અને નિયમો.

ગુજરાતી ભાષામાં સારૂં વાંચન ફેલાવવું અને પ્રસિદ્ધ કરવું એ અમારો મુખ્ય ઉદ્દેશ છે. એ ઉદ્દેશમાં સહાય કરવાના હેતુથી જે લેખકો અમોને ધર્મ, નીતિ, નવલકથા, ઇતિહાસ વગેરેને લગતાં પુસ્તકો લખી મોકલશે, તેઓને તેઓના લખાણની ઉત્તમતાના પ્રમાણમાં બદલો આપવામાં આવશે, માટે લેખકોએ પત્રવ્યવહારથી અમોને તેઓની ઇચ્છા જણાવવી.

બહાર પડેલાં અને નવાં બહાર પડતાં પુસ્તકો જેમ બને તેમ સસ્તાં ફેલાવવાં, એવા હેતુથી મોટા પ્રમાણમાં પુસ્તકો ખરીદી લઇને મૂળ કરતાં ઓછી કીંમતે પુસ્તકો વેચવાં, કોઇ વાર અમુક કીંમતનાં પુસ્તકો લેનારને અમુક પુસ્તકો ભેટ આપવાં અથવા કોઇવાર વિના પોસ્ટેજે ગ્રાહકોને પુસ્તકો પહોંચાડવાં, એ પણ અમારો ઉદ્દેશ છે. ગ્રાહકોને આ પ્રકારનો લાભ આપવાનું જણાવનારાં સૂચિપત્રો અમારી તરફથી વારંવાર બહાર પડતાં રહેશે.

પુસ્તકો વી. પી. થી અથવા રેલ્વે પાર્સલ કરી રસીદ વ્રી. પી. થી મોકલવામાં આવશે. જથાબંધ લેનારને યોગ્ય કમિશન કાપી આપવામાં આવશે.

આ લીસ્ટમાં જણાવ્યા સિવાયનાં બીજાં અનેક તરેહનાં પુસ્તકો અમારી પાસેથી મળશે.

# પ્રમોદા યાને દિલેર દિલારામ.

## ( ઐતિહાસિક નવલકથા. )

### લેખકઃ—ચુનીલાલ વર્ધમાન શાહ.

ગુજરાતના ઇતિહાસને લગતી આ એક નવલકથા છે. સામાન્ય ઇતિહાસ એવો છે કે કરણની રાણી કમળાદેવી અને તેની પુત્રી દેવળદેવી કરણની પડતી આવતાં બાદશાહ અલ્લાઉદ્દીનને તાબે થઇને તેના ઝનાનામાં રહી હતી, પરંતુ આ કથામાં એવું દર્શાવવામાં આવ્યું છે કે અલ્લાઉદ્દીનના ઝનાનામાં રહેલી સ્ત્રીઓ ખરી કમળાદેવી અને દેવળદેવી નહોતી પણ એ વેશધારી મુસલમાન માતા અને પુત્રી હતાં કે જેમને કમળાદેવી અને દેવળદેવીનો વેશ પહેરાવીને મોકલવામાં આવ્યાં હતાં. આ મુસલમાન સ્ત્રીઓ દિલારામ અને તેની પુત્રી લાલાં હતી. ખરી કમળાદેવીને કરણની સાથે સતી થએલી દર્શાવવામાં આવી છે. પૃષ્ઠ ૧૫૦, ઉંચા કાગળ, પાકું પુંઠું. મૂલ્ય ૧૪ આના.

# પાપ અને પશ્ચાત્તાપ—ભાગ ૧ લો તથા ૨ જો.

### લેખકઃ—ઉદ્ધવજી તુલસીદાસ તન્ના.

આ પુસ્તક માટે સાક્ષર શ્રી રણછોડભાઇ ઉદયરામ, ભાવનગરના દીવાન રા. મોરારજી આણંદજી તન્ના, મુંબઇ સ્મોલકોઝ કોર્ટના જડજ રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, મી. હાજીમહમદ અલારખીઆ શીવજી વગેરે વિદ્વાનોના ઉંચા અભિપ્રાયો મળેલા છે. શ્રીયુત રણછોડભાઇ લખે છે કે "પ્રાણપ્રિયા, પ્રાણપ્રિયના લેહકાવાળા છીછાંછળાં ટાયલાંવાળી કથા યુવકોનાં મન વિહ્વલ કરે. તેમનાં કુમળાં મગજને આડે માર્ગે દોરે; તે કરતાં આવી કહાણી પ્રશંસનીય ગણી શકાય." બન્ને ભાગ, પાકાં પુંઠાં, પૃષ્ઠ સંખ્યા ૪૦૦. કીં. રૂ. ૧–૮–૦.

# સુધરેલી સંગીતા.

## ( સાંસારિક નવલકથા. )

### લેખકઃ—ચુનીલાલ વર્ધમાન શાહ.

આજકાલ 'સુધારો' એ નામ એટલું બધું વાયડું બની ગયું છે કે હરકોઇ સાંસારિક કે સામાજિક બગાડાનેજ સુધારાનું નામ આપવામાં આવે છે! આ સુધારો વાસ્તવિક સુધારો નહિ પણ નામધારી સુધારો કહેવાય. તેવા સુધારામાં ફસાએલાં સ્ત્રી પુરૂષોની સંસારમાં કેવી દુર્દશા થાય છે, હદ ઉપરાંત છૂટમાં ઉછરેલી છોકરીઓ કેવાં અનિષ્ટ પરિણામો લાવનારી નીવડે છે, તે બતાવવાની સાથે આ કથામાં એક કેળવાયલા અને સુશીલ યુવકની શી ફરજો છે, સંસારમાં તેનું જીવન કેવું હોવું જોઇએ તથા મર્યાદાશીલ યુવતીઓએ કેવી રીતે વર્તવું જોઇએ તે પણ વાર્તાના રસમાં આબેહુબ રીતે દર્શાવવામાં આવ્યું છે. વાર્તાનો રસ એટલો તો ઝમકદાર છે કે એક પ્રકરણ વાંચ્યા પછી બીજું પ્રકરણ વાંચવાની ઇચ્છા સ્વાભાવિક રીતેજ સ્ફુરી આવ્યા વિના રહેતી નથી. સુધરેલાઓના સંસારનું અને સુશીલ દંપતીઓના સંસારનું ચિત્ર બોધક શૈલીથી ચિત્રવામાં આવ્યું છે. પૃષ્ટ ૩૦૦, ઉંચા કાગળ, પાકું સોનેરી પુઠું. કિં. રૂ. ૧.

# નૂતન હુન્નર સાગર.

## ( આવૃત્તિ ૨ જી. )

### લેખક—વૈદ્યશાસ્ત્રી સામળદાસ સેવકરામ ગોર.

જાતિ અનુભવ તેમજ વિવિધ ગ્રંથોને આધારે આ પુસ્તકમાં વિવિધ હુન્નરોના સંબંધમાં વિવેચનપૂર્વક માહિતી આપેલી હોવાથી સાધારણ બુદ્ધિવાળો મનુષ્ય પણ આ પુસ્તક વાંચીને હુન્નરનું જ્ઞાન

મેળવી શકે છે. આ પુસ્તકમાં મીણબત્તીઓ, જાત જાતના સાબુ, વિવિધ પ્રકારના વારનીશ, જુદી જુદી જાતના સીમેન્ટો, ખેતીવાડી અને જમીન પરીક્ષા, બટનો, કાચ કામ, લાખ, ચામડાં, તેલ, અત્તરો, અર્કો, દવાઓ, મલમો આદિના લગભગ ૧૩૦૦ જાતના પ્રયોગો આપવામાં આવ્યા છે. શિખાઉ અને સામાન્ય બુદ્ધિના માણસ માટે આ પુસ્તક ખાસ ઉપયોગી છે. આ પુસ્તકનો અભ્યાસી ટુંકી મૂડીમાં સારો નફો મેળવી શકે છે. ગ્લેઝડ કાગળ, પાકું સોનેરી પુંઠું, રોયલ બારપેજી પૃષ્ટ સંખ્યા ૩૫૦ કીમત રૂ. ૨-૦-૦.

# કામરૂ દેશની કુટિલ કામિની.

## ( સચિત્ર ડિટેકટીવ વાર્તા. )

### લેખક—ચુનીલાલ વર્ધમાન શાહ.

મનોરમા ' નામની જાદુઇ વિદ્યા જાણનારી કામરૂ દેશની કુટિલ કામિની ખૂનો કરીને એક સ્ત્રીની સઘળી મીલકત પચાવી પાડે છે અને દેવેન્દ્રનાથ નામનો ચતુર ડીટેકટીવ અમલદાર તેની તપાસમાં ફરે છે. મનોરમા દેવેન્દ્રને ફંફાવે છે અને તેને આપત્તિમાં ફસાવવાને અનેક પ્રયત્નો કરે છે પરન્તુ તે તેમાં ફસાતો નથી. મનોરમા કે જેનું ખરૂં નામ જુમેલિયા છે તે આત્મઘાત કરે છે. તેને કબરમાં દાટવામાં આવે છે, પરન્તુ પુનઃ તેમાંથી તે જીવતી થાય છે અને ઘણા માણસોનાં ખૂન કરે છે! છતાં દેવન્દ્ર પોતાની ખંત અને બહાદુરીથી તેને મારી નાંખે છે અને નામ મેળવે છે. આખી વાર્તા ચમત્કારોથી ભરપૂર છે અને વાંચનાર પ્રકરણે પ્રકરણે અજાયબીમાં ગરક બની જાય છે. વાર્તાના કેટલાક પ્રસંગોનાં ફોટોગ્રાફિક ચિત્રો ચતુર આર્ટિસ્ટને હાથે તૈયાર કરાવીને ખાસ આપવામાં આવ્યાં છે. પૃષ્ઠ લગભગ ૨૫૦, ઉંચા કાગળ, સુંદર પાકું પૂંઠું. મૂલ્ય રૂ. ૧। સુંદર ફોટોગ્રાફીક ચિત્રો.

હતી તેની સાથેનો વિવાહ તોડી નાંખી પ્રિયતમ–પ્રિયતમાના વિશુદ્ધ પ્રેમ ઉપર કાતિલ છુરીનો ઘા કરે છે! એ ઘાની વેદના વેઠતાં એ બન્ને પાત્રો ત્યારપછી જીવનની જે જે કસોટીઓપર ચડે છે અને એક દુષ્ટ જનના કાવતરાથી તેઓને શિરે જે આપત્તિઓનો વરસાદ વરસે છે તેનું ચિત્ર વાચકના હૃદયને દ્રવીભૂત કરી નાંખે છે. એ કાવતરાથી નાયિકાના પિતાનું ખૂન થાય છે અને એ ખુનના કાવતરાની શોધમાં એક ચતુર ડિટેક્ટીવ જે ભૂલથાપમાં પડે છે અને છેવટસુધી ગુન્હેગારને શોધી શકતો નથી તે વસ્તુસંકલના અદ્‌ભુત છે.

# આસામ પર હલ્લો.

## ( સચિત્ર ઐતિહાસિક નવલકથા. )

## લેખક—મણિલાલ જેઠાલાલ વ્યાસ.

આસામના રાજા નીલામ્બરે પોતાની સ્ત્રી ઉષારાણી અને પ્રધાનપુત્ર કલ્પરૂપ વચ્ચેના અનિષ્ટ સંબંધના વ્હેમ માત્રથી કલ્પરૂપનો ઘાત કરવાનું જે દુષ્ટ કૃત્ય કર્યું હતું તે કૃત્ય આસામ ઉપર ભયાનક આફત લાવનારૂં થઇ પડયું હતું અને તેમાં નીલામ્બરની ભારે ખુહારી થઇ હતી. આ કથામાં કલ્પરૂપ અને તેના પિતા વિશ્વરૂપનું પવિત્ર જીવન, કલ્પરૂપની સાધ્વી સ્ત્રીની પતિસેવા, અને છેવટે છંછેડાએલા વિશ્વરૂપની વૈરાંધતા બહુજ ઉપદેશક પ્રસંગો પૂરા પાડે છે. કથા અત્યંત રસિક છે અને તેમાં સુંદર ચિત્રો પણ આપેલાં છે. આસામના ઇતિહાસની આ નવલકથા ગુજરાતી ભાષામાં પહેલ વહેલીજ છે. પૃષ્ઠ લગભગ ૧૫૦, ઉંચા કાગળ, સુંદર પાકું પૂંઠું. મૂલ્ય ૧૪ આના. સુંદર ફોટોગ્રાફિક ચિત્રો.

# રાજસ્થાન.

**( મહાન્ કર્નલ ટોડના અંગ્રેજી ગ્રંથનું ગુજરાતી ભાષાંતર. ભા. ૧ લો તથા ૨ જો. ભાષાંતરકાર સ્વ. ભગુભાઇ ફતેહચંદ કારભારી. )** રાજપૂતસ્થાનના શૂરવીર રાજપૂતોના અદ્‌ભુત પરાક્રમોનું, તેમના રીતિ રીવાજ, રાજ્યબંધારણ, ભૌગોલિક સ્થિતિ આદિ ઉપયોગી ઐતિહાસિક બાબતોનું ઉત્તમ પ્રકારે વિવરણ, આ બૃહદ્ ગ્રંથમાં કરવામાં આવેલ છે. મૂળ ગ્રંથના જુદી જુદી ઘણી ભાષાઓમાં ભાષાંતર થયાં છે. ગુજરાતી ભાષામાં આ ભાષાંતર પહેલું છે. તેમાં મૂળ લેખકનો હેતુ લક્ષમાં રાખીને આવશ્યક તમામ બાબતોનો સમાવેશ કરવામાં આવ્યો છે. બન્ને ભાગો એકી સાથે બાંધવામાં આવ્યા છે. પાકું પુંઠું, ઉંચા કાગળ, મોટા કદનાં ૧૦૦૦ પૃષ્ટ. બન્ને ભાગની **મુળ કીં. રૂ. ૧૦-૦-૦ ઘટાડેલી કી. રૂ, ૫-૦-૦.**

# શ્રી હઠયોગ પ્રદીપિકા.

કર્ત્તા-વેદાંત કવિ હીરાલાલ જાદવરાય બુચ. મુળ સંસ્કૃત શ્લોકો સાથે ગુજરાતી ટીકા, વિવેચન સહિત આ ગ્રંથ પ્રકટ કરવામાં આવ્યો છે. તેમાં હઠયોગ સંબંધી અનેક પ્રકારનાં ગૂઢ રહસ્યોનું સ્ફોટન કર્યું છે. જુદાં જુદાં આસનો, પ્રાણાયામની ક્રિયાઓ, રાજયોગ, દશ મહામુદ્રાઓ, શરીરના અંતર્ભાગની શુદ્ધિ માટે નેતિ, ધોતિ, બસ્તિ, નૌલિ, કપાલભાતિ વગેરે ક્રિયા, સમાધિ પ્રકરણ ઇત્યાદિ સરલ અને સ્પષ્ટ ભાષામાં સમજાવવામાં આવ્યાં છે. યોગ સંબંધી જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખનાર માટે આ ગ્રંથ ખાસ અભ્યાસ કરવા યોગ્ય છે. પાકું સોનેરી પુંઠું, ઉંચા કાગળ, મોટા કદનાં ૪૫૦ પાનાં. કી. રૂ. ૨—૦—૦

એક અત્યુત્તમ સ્ત્રીઉપયોગી આદર્શ નવલકથા.
સુપ્રસિદ્ધ બંગ નવલકથાકાર
સ્વર્ગસ્થ બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયની કથાનો
ગુજરાતી અનુવાદ.

# મૃણાલિની.

## અનુવાદક—કવિ બાલકૃષ્ણ કાશીનાથ વિદ્વાંસ.

સ્વ. બંકિમચંદ્રનું નામ જ આ નવલકથાની અત્યુત્તમતા સિદ્ધ કરવાને માટે પૂરતું છે. તેમની બંગાળી નવલકથાનો ગુજરાતીમાં સફળ અનુવાદ શ્રીયુત બાલકવિએ કર્યો છે. આ નવલકથાનું વસ્તુ હૃદયંગમ અને સ્ત્રીઓને માટે ખાસ ઉપયોગી છે. સાક્ષર શ્રીયુત છગનલાલ હરિલાલ પંડયા બી. એ. આ ગુર્જર અનુવાદના સંબંધમાં લખે છે કે " મૃણાલિની સરખી પરમ સાધ્વી, પતિવ્રતા, દૃઢ પ્રેમી, આત્મભોગ આપનારી, દુઃખને ન ગણકારનારી સ્ત્રીનું ચરિત્ર સ્ત્રીમંડળ પાસે મૂકી આપે ( અનુવાદકે ) તેની સન્મુખ જે નવું આદર્શ ખડું કર્યું છે તે માટે આપનો ખરેખરો ઉપકાર માનવો જોઇએ. "

દરેક ગૃહમાં આ નવલકથા હોવાની ખાસ આવશ્યકતા છે. ગ્લેઝડ કાગળ. પૃષ્ટ સંખ્યા ૧૯૨. મજબુત પુંઠું કીં. રૂ. ૧-૦-૦

**સત્યભામા**—( પાંચ અંકી સચિત્ર નાટક ) આ નાટકને પાંચ અંકમાં વિભક્ત કરવામાં આવ્યું છે, જેમાં અનુક્રમે પ્રેમાંકુર, પ્રેમવિકાસ, પ્રેમપ્રકાશ, પ્રેમ પરીક્ષણ અને પ્રેમની પરિસીમાનું પ્રતિપાદન કરી શુદ્ધ પ્રેમનો આદર્શ ખડો કરવામાં આવ્યો છે. રોયલ સોળ પેજી પૃષ્ટ સંખ્યા ૨૪૦ કી. રૂ. ૧—૦—૦

## અસાર સંસારરૂપી કષ્ટાબ્ધીમાંથી પાર ઉતરી આનંદ કીનારે પહોંચાડનાર દિવ્ય નૌકા

# આનંદશાસ્ત્ર.

લેખક—ડૉ. ગોપાલજી પ્રયાગજી કોઠારી.

આપણા દેશમાં અજ્ઞાનતાની વૃદ્ધિ, રૂઢીયોનું પ્રાબલ્ય અને સાહિત્યની ખામી ઇત્યાદિ કારણોને લેઇને 'દુઃખ' એ એક સહજ વાત થઇ પડી છે. તે દુઃખ ટાળવાનો તથા ખરો આનંદ પ્રાપ્ત કરવાનો અમૂલ્ય માર્ગ આ ગ્રંથમાં દર્શાવવામાં આવ્યો છે. આ ગ્રંથમાં સમાવેલા વિષયોની અનુક્રમણિકા નીચે આપવામાં આવી છે. તે ઉપરથીજ તેની ઉપયોગિતા જણાઇ આવશેઃ—(૧) આનંદ તે શું?—સંતોષ—પૈસો—પુત્ર—પ્રાણ—આબરૂ—સુખ. (૨) દુઃખનું સ્વરૂપ. (૩) દુઃખના ઉપાયો. (૪) આરોગ્ય—હવા—પાણી—ખોરાક—અજવાળું—કસરત—સ્વચ્છતા—આરામ—માદક પદાર્થો. (૫) આનંદ પ્રાપ્ત કરવાના સીધા અને સરળ ઉપાયો. (૬) દુઃખ દૂર કરવા માટે પાડવી જોઇતી કેટલીક ટેવો. (૭) આનંદ પ્રાપ્ત કરતાં વિઘ્ન કરનારી કેટલીક રૂઢીયો. (૮) મનુષ્ય તે શું જેવી તેવી ચીજ છે કે તે દુઃખી થઇ શકે? (૯) ઉપસંહાર.

રોયલ સોળ પેજી, ગ્લેઝડ કાગળ. પૃષ્ઠ સંખ્યા ૨૧૮. સોનેરી પાકું પુંઠું. કીંમત રૂ. ૦—૮—૦.

**મનુસ્મૃતિ**—ભાષ્યકાર—પંડિત મણીશંકર પ્રાણશંકર શર્મા. આ પુસ્તકમાં મૂળ શ્લોક સાથે ટીકા સરલ ગુજરાતીમાં આપવામાં આવી છે. ઉંચા કાગળ. પાકું પુંઠું. મોટા કદનાં ૪૦૦ પૃષ્ટ. કી. રૂ. ૧—૮—૦.

# લક્ષ્મી-કાન્ત.

## અપૂર્વ રહસ્યમય મૂળોત્પાદક નવલકથા.

### લેખક—રણછોડલાલ હરિલાલ ભટ્ટ.

આ એક સાંસારિક સ્વતંત્ર નવલકથા છે. આપણે જાપાનના ઉત્કર્ષની વાતોથી રાચીએ છીએ, અમેરિકા, ઈંગ્લાંડાદિ પાશ્ચાત્ય દેશોનો ગૃહસંસાર, સામાજીક બંધારણ, સુધારો ઇત્યાદિ બાબતોથી મોહમુગ્ધ બની તેનું નિરૂપયોગી અનુકરણ કરવાને તત્પર થઇએ છીએ; પરંતુ આપણી સાંસારિક સ્થિતિ શી છે, તેમાં સુધારો કેવી રીતે થઇ શકે, આપણા સામાજીક બંધારણમાં કયે કયે સ્થળે છિદ્રો છે, તત્સંબંધી લેશ પણ વિચાર કરતા નથી. આ નવલકથામાં લેખકે આપણા સંસારનું આબેહુબ ચિત્ર બુદ્ધિકૌશલ્યપૂર્વક દોર્યું છે. પતિપ્રેમી, સત્ચારિત્રા, આદર્શ મહિલા લક્ષ્મીનું પાત્ર આ નવલકથા વાંચનારના હૃદયને હચમચાવી મેલે છે. કેટલાક સામાજીક વિષયો આ વાર્તાના વળામાં એવી રીતે ગોઠવવામાં આવ્યા છે કે એક વખત પુસ્તક વાંચવા હાથમાં લીધા પછી તે પૂરૂં કર્યા સિવાય મૂકવું ગમતું નથી.

રોયલ સોળ પેજી કદ, પૃષ્ઠ સંખ્યા ૨૭૨. સોનેરી પાકું પુંઠું.

**કીમત રૂ. ૧—૦—૦**

**તરૂણ તપસ્વિની**—ભાગ ૧ લો તથા ૨ જો-લેખક-સત્યેન્દ્ર પ્રસાદ સાંકળેશ્વર મ્હેતા. પાપ, પુન્ય, પરોપકાર, સામાજીક નીતિ ઇત્યાદિનું જ્ઞાન આપનારી અને અનેક ભેદ ભરમોથી ભરપૂર આ નવલકથામાં સાધુ સ્વરૂપી શયતાનનાં ભયંકર પૈશાચિક કર્મો વાંચતાં હૃદય સ્તબ્ધ બની જાય છે. બન્ને ભાગનાં પાકાં સોનેરી પુંઠાં. દરેક ભાગમાં ૪૦૦ પૃષ્ટ. દરેક ભાગની કી. રૂ. ૧—૮—૦.

# અન્ય વિધવિધ પુસ્તકો.

**જર્મનીની ઉન્નતિ શાથી થઇ?**—(રાજ્યદ્વારી ચર્ચાથી છેકજ અલગ) અનુવાદક—રા. ગોવર્ધનદાસ કહાનદાસ અમીન. અત્યારે જર્મનીનું નામ આખા જગતમાં જાણીતું થઇ ગયું છે. જર્મન કયસરની ભયંકર મહત્ત્વાકાંક્ષાએ ઉન્નતિના શિખરે પહોંચેલા જર્મની દેશને અધોગતિની ઊંડી ખાઇમાં ધકેલી દીધો છે. પોતાની એ મહત્ત્વાકાંક્ષા પાર પાડવાને કયસરે કરેલા પ્રયત્નમાં સહાયભૂત થયેલી 'જર્મનીની ઉન્નતિ' શાથી થઇ એ આપણા જેવા ઉન્નત બનવાંની અભિલાષા રાખનારાઓએ જાણવાની ખાસ જરૂર છે. આ પુસ્તકની ઉપયોગિતાના સંબંધમાં વિશેષ લખવાની કશી પણ જરૂર નથી. ગ્લેઝડ કાગળ, રોયલ બારપેજી પૃષ્ઠ સંખ્યા ૨૫૨. પાકું પુંઠું કીં, રૂ. ૧—૧૦—૦.

**અદ્ભુત આગબોટ**—(વૈજ્ઞાનિક નવલકથા.) અનુવાદક રા. જયન્ત. વર્ત્તમાન યુદ્ધમાં જલાંતઃસંચારિણી નૌકાઓ અદ્ભુત કાર્યો કરી રહી છે. આ નૌકાઓના સંબંધમાં જાણવાજોગ હકીકત આ નવલકથામાં આપવામાં આવી છે. સમુદ્રના ભીતરનો ભેદ, સમુદ્ર તળની લીલા, જળની અંદર દીર્ઘ પ્રવાસ કરનારી નૌકામાં વિદ્યુત શક્તિના પ્રભાવથી તથા કેટલીક આશ્ચર્યકારક શોધોથી ઉપજાવેલી નવીન સૃષ્ટિ આદિ વિષયોનું આ નવલકથામાં રસમય ભાષામાં વર્ણન આપવામાં આવ્યું છે. પૃષ્ટ સંખ્યા ૨૪૮. પાકું પુંઠું કીં. રૂ. ૧—૦—૦

**પ્રવાસીના પત્રો**—લેખક કેશવલાલ હરગોવિંદદાસ શેઠ. ગ્રામ્ય જીવન ગાળતા સુશિક્ષિત લોકની, થોડા શ્રમે અને અલ્પ આર્થિક

સહાયથી અવકાશના સમયમાં શી રીતે ઉત્કૃષ્ટ સેવા બજાવી શકાય તેની રૂપરેખા, સાધનો માટેના ઇલાજો, લોકમત કેળવવાની સૂચનાઓ, ટુંકામાં આપણું જીવન ઉન્નત, પવિત્ર અને આદર્શરૂપ બનાવી શકીએ એવા માર્ગો આ પુસ્તકમાં પત્રો દ્વારા દર્શાવવામાં આવ્યા છે. ઉંચા કાગળો, પૃષ્ટ સંખ્યા ૨૦૬ કી. રૂ. ૧-૦-૦.

**શાહજહાનના છેલ્લા દિવસો**—અથવા માધવી કંકણ. પ્રયોજક—ઠક્કુર નારાયણ વિસનજી. સ્વર્ગીય બાબુ રોમેશચંદ્ર દત્ત કૃત 'માધવી કંકણ' નો આ અનુવાદ અતિ રસિક અને મનોહર છે. પ્રસંગો ચિત્તાકર્ષક અને મનોવેધક છે. આ નવલકથામાં વીર, શૃંગાર અને કરૂણા ત્રણે રસનો કૌશલ્યપૂર્વક સમાવેશ કરવામાં આવ્યો છે. ઉંચા કાગળ રોયલ બારપેજી પૃષ્ટ સંખ્યા ૨૬૦ કી. રૂ. ૧-૮-૦.

**સુંદર અને વિદ્યાનંદ**—અથવા 'પ્રેમનો ચિતાર' (આવૃત્તિ ૨ જી.) પ્રો. નરભેશંકર પ્રાણજીવન દવે એમ. એ. આ નવલકથામાં તેના વિદ્વાન્ કર્તાએ સાંસારિક ઘટનાઓનું એવું આલેખન કર્યું છે કે જે વાંચતાં વાચક મુગ્ધ બની જાય છે. શુદ્ધ સ્નેહ, વિષયવાસના, આશ્ચર્યજનક કિન્તુ સંભવિત બનાવો, વગેરે વાંચતાં મનરંજન થાય છે. સુંદર ફોટોગ્રાફિક ચિત્રો. પાકું રૂપેરી પુંઠું. પૃષ્ટ સંખ્યા ૨૦૦ કી. રૂ. ૧-૪-૦.

**જીવન શિક્ષા**—ભાષ્યકાર-રાવજીભાઇ ઇશ્વરભાઇ અમીન. સુપ્રસિદ્ધ અમેરિકન વિદુષી બાઇ મીસીસ ઇલીઝાબેથ ટાઉનના "Lessons in Living" નામક ગ્રંથનું આ રૂપાંતર છે. આ પુસ્તકમાં જીવનનો પાયો, સૃષ્ટિના મૂળ સાત સિદ્ધાન્તો, પ્રકૃતિનો તામસ સ્વભાવ, પાપનું રૂપાન્તર, નૂતન મતનું ધોરણ, વિકાસક્રમ, સર્વજ્ઞ શી રીતે થવું, મનના સંદેશાની નવી પદ્ધતિ, માનસિક અંતઃ

પ્રવેશ, પ્રવૃત્તિ અને નિવૃત્તિ, મન અને શરીરની પરસ્પર ક્રિયા, ઇત્યાદિ જીવનના ઉંચામાં ઉંચાં લક્ષ્યો સમજાવવામાં આવ્યાં છે. અંગ્રેજીમાં આ પુસ્તકની લાખો નકલો ખપી ગઇ છે. અંગ્રેજી નહિ જાણનાર અધ્યાત્મ જ્ઞાનાભિલાષી માટે આ પુસ્તક ખાસ વાંચવા યોગ્ય છે. પાકું સોનેરી પુંઠું. પૃષ્ટ સંખ્યા ૧૮૪ કી રૂ. ૧–૮–૦.

**રણઘેલા રજપુતો**—યાને 'સતાઓનું શૂરાતન' ભાગ ૧ લો તથા ૨ જો. લેખક વ્રજલાલ જાદવજી ઠક્કર. આ નવલકથામાં શૂરવીર રાજપુતોનાં અદ્દ્ભુત પરાક્રમો, સતી સ્ત્રીઓની શૂરવીરતા અને સ્વદેશપ્રેમ, યવન શાહાનશાહની વિલાસપ્રિયતા, છળકપટના વિવિધ પ્રસંગો, સિંધુ રાજ્યનો પ્રાચીન ઇતિહાસ, ઇત્યાદિ અનેક હૃદયદ્રાવક પ્રસંગો આપવામાં આવ્યા છે. બન્ને ભાગનાં પાકાં સોનેરી પુંઠાં. પ્રથમ ભાગ પૃષ્ટ સંખ્યા ૩૧૨. કી. રૂ. ૧—૮—૦ દ્વિતીય ભાગ પૃષ્ટ સંખ્યા ૩૦૭ કી. રૂ. ૧—૮—૦.

**અકબર રાજ્ય રહસ્ય**—ભાગ ૧ લો તથા ૨ જો. સચિત્ર. અનુવાદક વ્રજલાલ જાદવજી ઠક્કર. અકબરશાહ જેવા ન્યાયી, પરોપકારી અને દયાળુ રાજાના રાજત્વકાળમાં પણ નીચ અને દુરાચારી મનુષ્યો કેવાં બિહામણાં અને હૃદયદ્રાવક નીચ કાર્યો કરતાં પણ અટક્યા નહોતા તેનો અસરકારક ચિતાર આપવામાં આવ્યો છે. બંને ભાગનાં પાકાં સોનેરી પુંઠાં. પ્રથમ ભાગ પૃષ્ટ સંખ્યા ૩૩૮ કીં રૂ. ૧—૪—૦ દ્વિતીય ભાગ પૃષ્ટ સંખ્યા ૨૬૪ કી. રૂ. ૧—૪—૦

**કાળરાત્રિનું ખુની ખંજર**—ભાગ ૧ લો (આવૃત્તિ ૨ જી.) સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મ્હેતા. સત્તા મળતાં ઉચ્છૃંખલ અબળા તેનો કેવો દુરૂપયોગ કરે છે એ વસ્તુનો દૃષ્ટાંત રામનગરની રાજરાણી કાળરાત્રિ પૂરો પાડે છે. આ વાર્તામાં કાળરાત્રિની કુટિલતા, કુસુમ-

નીડ્રઢતા, મહેન્દ્રની મહત્તા, સાસરવાસ કે નરકાવાસ, પત્ની કે પિશા-ચિની, નિર્દોષ પર ઝઝુમી રહેલું ખંજર, આદિ હૃદયભેદક પ્રસંગો આપ-વામાં આવ્યા છે. ત્રણ સુંદર ફોટોગ્રાફીક ચિત્રો. પૃષ્ટ સંખ્યા ૩૨૦. પાકું સોનેરી પુંઠું. કી. રૂ. ૧–૧૨–૦.

**કાઠીયાવાડી-જવાહીર**—યા "કાઠીયાવાડનું જૂનું સાહિત્ય" સંપાદક–કવિ ખીમજી વસનજી ભટ્ટ. કાઠિયાવાડનું ઘણું જાુનું અને ઉપયોગી સાહિત્ય અંધકારમાં પડી રહેલું છે. તે સાહિત્યની ખોળ કરી, તેની સાથે વિવેચન આપી સંપાદકે સોન, હલામણ જેઠવો, ઉજળી, વૈજાણંદ, વિક્રો, કાળો ભીલ, વિક્રમશી, નાગબાઇ, રામંડળીક, નાગ, ગોલણવાળો, સાંખડો, ખીમરો, ઓઢો, હોથલ, રા નવઘણ, સુલુમાણેક વગેરેના ૫૦૦ દુહા–સોરઠા આ પુસ્તકમાં પ્રસિદ્ધ કર્યા છે. ગુજરાતી સાહિત્યમાં આ પુસ્તક અતિ ઉપયોગી છે. કાઠિયા-વાડનું અભિમાન ધરાવનારે તો ખાસ રાખવા લાયક છે. પાકું સોનેરી પુઠું. સોળ પેજી પૃષ્ટ સંખ્યા ૨૮૦. ઉંચા કાગળ કીં. રૂ. ૧॥.

**દગાબાજ દુનિયા**—ચમત્કારિક હૃદયવિદારક ઘટનાઓથી ભરપૂર સાંસારિક નવલકથા. પ્રયોજક વ્રજલાલ જાદવજી ઠક્કર. આ નવલકથાનું વસ્તુ ચિતાકર્ષક છે. આ વાર્તા જ્યારે સાપ્તાહિક પત્ર "ઇન્ડીયન લોયલિસ્ટ"માં ક્રમશઃ પ્રકટ થતી ત્યારે વાંચક વર્ગનું ઘણું આકર્ષણ કરી શકી હતી. લક્ષ્મીનો લોભ મનુષ્યને નીચતાની કેટલી હદે પહોંચાડે છે એનો આ વાર્તામાં ચિતાર આપવામાં આવ્યો છે. ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો. પાકું સોનેરી પુઠું. રોયલ બાર પેજી પૃષ્ઠ સંખ્યા. ૨૧૮. કી. રૂ. ૧–૮–૦

**વિદ્યાસાગર-ભાગ ૧ તથા ૨**—આ સાંસારિક કથા વિદ્યા-ના સાગર રૂપ હોવાનો વિદ્વાનોએ અભિપ્રાય આપ્યો છે. બે ભાગનાં ૩૦૦ પૃષ્ટ મૂલ્ય ૧૨ આના.

**લતા અને લલિતા**—ભાગ ૧ થી ૪. ચુનીલાલ વર્ધમાન શાહકૃત અત્યંત વખણાઇ ગએલી બોધક સચિત્ર નવલકથા. દરેક ભાગનાં ૨૦૦ પૃષ્ટ અને મૂલ્ય રૂ. ૧.

**કાશ્મીર અને કેસરી**—ચુનીલાલ વર્ધમાન શાહકૃત ઐતિહાસિક નવલકથા. પૃષ્ટ ૨૫૦. કી. રૂ. ૧.

**ભાગ્યદેવીની ભયંકરતા અથવા આદર્શ વિધવા**—મનુષ્ય જીવનમાં કષ્ટની પરિસીમાનું દર્શન કરવું હોય તો આ નવલકથા વાંચો. પૃષ્ઠ ૨૦૦, ચાર સુંદર ચિત્રો, મૂલ્ય રૂ. ૧I.

**પિશાચ મંદિર**—**ભાગ ૧-૨.** રેનોલ્ડઝના 'બ્રોંઝ સ્ટેચ્યુ' ને આધારે લખાએલી ભેદપૂર્ણ અને મનોરંજક નવલકથા. એનું એક પ્રકરણ વાંચ્યા પછી બીજું, ત્રીજું, ચોથું એમ સઘળાં પ્રકરણો વાંચવાની જિજ્ઞાસાને તમે થોભાવી શકશો નહિ. સુંદર ચિત્રો સાથે સંપૂર્ણ નવલકથા. બન્ને ભાગના રૂ. ૪.

**સંસાર સંગ્રામ**—ધર્મપરાયણ સાધ્વી સતીઓ પર સંકટના પહાડો તૂટી પડવા છતાં કેવી અડગ અને અચળ રીતે પતિભક્તિમાં લીન રહે છે તે દર્શાવનારી આ સાંસારિક નવલકથા વાંચવા જેવી છે. મૂલ્ય રૂ. ૨. ૩૫૦ પૃષ્ઠ, પાકું પુંઠું.

---